# ધોળ તથા પદ.

## વગેરે સંગ્રહ

### ભાગ ૧ લો

પુષ્ટી માર્ગના વૈષ્ણવોને સારૂં.



અમદાવાદમાં
રીચીરોડના રસ્તા ઉપર હાજીહુસેનની પોળમાં
"સમશેર બાહાદુર" છાપખાનામાં
સવાઈભાઈ રાયચંદે છાપી
પ્રસિધ કરયું.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કિંમત રૂ. ૧—૮—૦

## અનુંક્રમાણીકા

ધોળ. વિષય.

૨૦ ચાલોરે સખી શ્રી ગોકુળ જઈએ,
૨૧ છરે પેહેલો વધાવો માહારે આવીઓ.
૨૨ આવોને પરમ સોહામણાં.
૨૩ આવોજી અચળ સોહામણી,
૨૪ શ્રીવલ્લભનંદનેરે વાહાલા લાગોછો.
૨૫ નંદ ઘેર આણંદ ઉલટયો.
૨૬ શ્રી લક્ષમણ સુતને હું નમુરે.
૨૭ શ્રી લક્ષમણભટજીને ઘર એ કુળ દીવોરે,
૨૮ આવને આવ ઉતાવળી,
૨૯ પોસ માસ શ્રી વિઠલનાથજી.
૩૦ શ્રી વલ્લભ રાજકુમાર તમે કાંઈ કીધુરે.
૩૧ આજ સહીયરરે વધામણા.
૩૨ આજ માહારે આનંદ ઉર ન સમાયજી.
૩૩ ધન્ય ધન્ય દાહાડોરે આજનો.
૩૪ આપણ જઈએરે શ્રી ગોકુળ ગામ સાહેલીરે.
૩૫ ગેરે શ્રીનાથજી આરે.
૩૬ ચાલોતો શ્રીજી જઈએરે.
૩૭ શ્રીનાથજી તે છેલ બીરાજતા જો,
૩૮ ચાલોને સખી નિરખીયે નંદકુમાર.
૩૯ શ્રી કાંકરોલી ગામ રળીયામણુ રે.
૪૦ તેડી જાઓતો હમારા મન ઠરે.
૪૧ શ્રીવલભપ્રાણ આધારને નીરખવા ચાલો.
૪૨ શ્રીગોકુળ સાસરીએ જાવું.

૪૩ શ્રીવલ્લભ કુળને વારીરે શ્રી નાથજી અલબેલા.
૪૪ શ્રીજી મેરા એસા રસીયા.
૪૫ પુરે જોયારે માહારા વ્રજના વાહાલા.
૪૬ વંદ્રાવનનારે ચંદ્રમા.
૪૭ શ્રીવલ્લભ સુતને નિરખીએરે,
૪૮ શ્રી ઠકરા ઘાટ સોહામણાંરે,
૪૯ ધન્ય કાંકરોલી ગામરે.
૫૦ ઓ વાહાલાજી ઉભા રહોને રંગ રશીયાજી.
૫૧ તમને સુપેલા છે પ્રાણ ઓ છબીલાજી.
૫૨ શ્રી દ્વારકાંનાથજીને લાગુ પાય કે.
૫૩ વર્ણવું શ્રીવંદ્રાવન સુખ ધામકે;
૫૪ કાંકરોલી ગામનારે વાશી.
૫૫ અમે આવ્યા તમારે આશરે અલબેલાજી.
૫૬ વનમાં વાગેરે વાંશલી
૫૭ વાંકે અંબાડે શ્રી નાથજીને.
૫૮ હું બલીહારી તૈલંગ કુળ દીપક.
૫૯ એજન બીજું.
૬૦ શ્રી વલભ સુત વાહાલા લાગો છો.
૬૧ આનંદ સાગર ઉલટયોરે,
૬૨ શ્રી ગોકુળ ગામને ગાંદરે સાહેલીરે.
૬૩ લાલા લેહેરી તું રંગીલો.
૬૪ મોહન મલપતા ઘેર આવોરે.
૬૫ ગંગાબેટીએ ઝઘડો માંડીઓ.
૬૬ હરખે શ્રીવલભનંદને ગાઉં.

૬૭ સખી આજનો લહાવો લીજીએરે કાલ કોણે દીઠી છે.
૬૮ આજ આનંદ નંદજીને દ્વારરે.
૬૯ ધન્ય ધન્ય શ્રી ગોકુળગામ અતિ રળીઆમણું.
૭૦ હાંરે વાલો એહી સમેરે શ્રી નાથજી.
૭૧ કાંકરોલી રાજ સાગર તીરકે.
૭૨ નાહાના સરખા શ્રી નાથજી.
૭૩ મીઠા બોલા શ્રી નાથજી.
૭૪ માહારે મંદીરે પધારો શ્રી નાથજી.
૭૫ પ્રથમ સમરૂં શ્રીવલભનો પરીવાર વાહાલાજી.
૭૬ ધન્ય ધન્ય શ્રીજમુનાં ગોકુળ નીકટ બીરાજે નવલેર
૭૭ વ્રજ જન વલભરે.
૭૮ સુંદીર ગોકુળ ગામરે બીહારી સ્યામ,
૭૯ શ્રી મદન મોહનલાલ.
૮૦ શ્રીવલભકુળવા રશિયા વાહાલા.
૮૧ ચાલી વંદ્રાવંનને ચોક કે,
૮૨ વાહાલો શ્રીવલભ ગ્રહે પ્રગટીઆ
૮૩ આજ સખી આનંદ હુઓરે.
૮૪ શ્રીવીઠલનાથ સોહામણાંરે.
૮૫ ધન્ય ધન્ય આજનો દીન.
૮૬ જીરે ધન્ય ધન્યરે આજનો દીન.
૮૭ ધન્યધન્ય આજનો દીન.
૮૮ ઉભા રહોતો કહુ એક વાતડી.

૮૯ સરદ પુનમની રાત્ય જોઇ વાહાલે રમવા કીધું મનરે.
૯૦ તમે કહયાં ગયા વનમાળીરે ગીરધર શામળીઆ
૯૧ વ્રજ અતિ સોભાગ્યું જન્મ તવ કરી.
૯૨ સરવ ગાઇને રહયા.
૯૩ વાહાલા તારા વચન સાંભળીને હરખ્યા.
૯૪ સરખી સાહેલી સહુ મળીને.
૯૫ દીઠી સરદની રાત સોહામણીજો.
૯૬ માહારા વાહાલાની વનમાંહ્ય.
૯૭ શ્રીવીઠલનાથજી મહાજનનું ધોળ.
૯૮ કોઇ મને ક્રસ્ન દેખાડોરે શ્રી ગોકુળમાં.
૯૯ માહારે મંદીર પધારો શ્રી નાથજી.
૧૦૦ જીરે વઇશાખ વદી એકાદશારે.
૧૦૧ અથ શ્રી પુષ્ટિમારગના દશ મર્મનું ધોળ,
૧૦૨ પુષ્ટિ મારગ સિદ્ધાંતની.
૧૦૩ ધન્ય શ્રીવલ્લભ અહેલમાં પ્રભુ વશિયા જુમનાંતીરે
૧૦૪ ઘેર આવોરે ગોપીઓના વાહાલા.
૧૦૫ સુખડાંનુ માંડણુ મોતી.
૧૦૬ ભારેહી બાજી કાના તારી બેશ,
૧૦૭ શામરો નજાને મોરી પીર.
૧૦૮ જીરે કારતક માશ વદી અસ્ટમી.
૧૦૯ શ્રીવલ્લભ કુલ ભલે પ્રગટયા.
૧૧૦ સાંભળ સુજની વધામણી.

૧૧૧ સેન ગોરી અમા શ્રીનાથજીને ખમા.
૧૧૨ નાગર નંદજીના લાલ
૧૧૩ શ્રીગોકુળ નાથજીના લાલરે.
૧૧૪ આ કળીમાં કારણ એક.
૧૧૫ ચાલો જળ જમુનાંરે નાહાવા.
૧૧૬ હરી તને પ્રસન કેમ થાશે.
૧૧૭ વરજ ચોરાશીની કોશની વનયાત્રા પરિક્રમાં.
૧૧૮ વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠું.
૧૧૯ શ્રી ગોકુળીયુ મુકીને કયાંઇ જઇએ નહીં.
૧૨૦ વારી વારી શ્રીગોકુળ નાથજી તમારા લટકાને
૧૨૧ પ્રગટયા પુરસોતમ લાલરે.
૧૨૨ લાલ તમારો લટકો જોઇ મને ચટકી લાગી પ્રેમ તણી
૧૨૩ ચાલો ચાલો કાલીંદ્રીને કાંઠડે.
૧૨૪ અથ શ્રીગોસાઇજીનો વિવાહ ખેલ.
૧૨૫ વિવાહ મળીઓ શ્રવણ શુણીઓ.
૧૨૬ પનોતિએ દીધી છે આશિષજી.
૧૨૭ લગ્ન મોકલ્યુ છે શ્રીવીઠલનાથજી.
૧૨૮ વેહેલા થાઓ વરજનાથજી.
૧૨૯ આવોને પનોતિ મૃગા નેણી.
૧૩૦ પ્રભુજીને માટે તે પધરાવોજી.
૧૩૧ ચીરણજીવી ચોરીએ આવ્યાજી.
૧૩૨ વહવાઇ તારો માંડવડો સંભાળરે.

૧૩૩ શ્રીવીઠલ વર પરણીને પધારીયાજી.

૧૩૪ શ્રીનટવરલાલને બાંધુ સુંદાર શ્રી હીરાલાલે
બલીહારીરે લોલ.

૧૩૫ નાથ કેરો ગજકો બંધ છોડાયો.

૧૩૬ જીરે જરે પ્રથમ સુરજપોળ જાણોજી.

૧૩૭ પુષ્ટી મારગનાં પંચ તત્વ નિત્ય ગાયજી.

૧૩૮ સખી સરદ પુનમની રાત મુજને વાલીજી

૧૩૯ ધન ધન શ્રીદવારકાં નાથજીરે.

૧૪૦ શ્રી લક્ષમણ ભટજીને દવાર ચાલો તો જોવા
જઇએજી.

૧૪૧ શ્રીવલભ પ્રગટયા પ્રગટયારે.

૧૪૨ શ્રીવલભ શ્રીવિઠલ શ્રીજી શ્રી યુમનાં.

૧૪૩ તમારાં નયણાં છે કામણગારાં.

૧૪૪ સજની સહુકો ચાલો જોવા જઈએજો,

૧૪૫ લટકાળા બાળ શ્રી વિઠલ વરને નિરખું તે
ધન્ય ધન્ય.

૧૪૬ જીરે ધન્ય ધન્ય શ્રાવણ માસ.

૧૪૭ શ્રીવલભ દુરલભ જુગમાં કહીએ,

૧૪૮ છબીલા છબી તારી જોઇરે

૧૪૯ ચેત ચેત ચીરંજીવી તો રહેવું નથી જો,

૧૫૦ શ્રીગોકુળમાં એક નંદનું ધામ.

૧૫૧ શ્રી વલભ પ્રભુજી પરણ્યુ.

૧૫૨ કળજુગ સબ જુગતે અધીકાઈ;

૧૫૩ તનક દેરી માઇ,
૧૫૪ શ્રી ક્રસ્ન કમળ મુખ નીરખત્રા.
૧૫૫ જે શ્રી વલભ દેવકી.
૧૫૬ સાધન સબ સુને બએ.
૧૫૭ શ્રી વિઠલનાથ નામ રસ અમરીત.
૧૫૮ સુંદીર ગોકળીયું જોવાના મુજને કોડ.
૧૫૯ શ્રી ગોકુળ સુખ ખાસ બીરાજે,
૧૬૦ વિપ્ર સિરોમણ તઇલંગનાથ.
૧૬૧ શ્રીવલભ વિઠલ શ્રીજીરે રમવાને આચો.
૧૬૨ સરવે સઇયર સમાણી મળી આવોરે.
૧૬૩ શ્રીવલભ વલભ યુગમાં કહીએ.
૧૬૪ ગોકુળની ગોપીઓરે ચાલી જળ ભરવા
૧૬૫ સાચા સબંધીડા ગોકુળ કયારે જઇશું.
૧૬૬ ભજો ગોપાળ ભુલ મત જાઓ.
૧૬૭ આવો મળો સાહેલડીજી.
૧૬૮ શ્રીવલભ વીઠલ હુરાના જાણ્યા તેને સ્તર્વસ્ત ખોયુરે.
૧૬૯ શ્રીવલભ પ્રભુજીને શર્ણે ન આચો,
૧૭૦ વળી વેગે દરશન આપીઆ.
૧૭૧ શ્રી વલભ કુળ વ્રજનું જીવન.
૧૭૨ ભલે પ્રગટયા શ્રી ગીરધારીલાલ.
૧૭૩ ચત્રભુજ છે સારૂરે.
૧૭૪ શ્રી વલભ પ્રભુને કરૂ પરણામજી.

૧૭૫ વેણુ મધુરીરે વાય.
૧૭૬ આજ મારે ઘેર આવીઆરે.
૧૭૭ ભલે પ્રગટયા શ્રી વ્રજભુખણલાલ.
૧૭૮ વંદુ શ્રીવલ્લભ નાથજીના વંશજી.
૧૭૯ હરીબસો હરીબસો મેરે આયે નેનમે હરીબસો.
૧૮૦ વાંકે અંબોડે શ્રીનાથજી
૧૮૧ આવો આવોરે સુહાગી
૧૮૨ હરીજન વિના સો નર જીવે કેસો.
૧૮૩ જય બોલો શ્રીવરજરાયલાલની,
૧૮૪ આનંદ સાગર ઉલટયો રસતાયે વહે છે પ્રવાહ.
૧૮૫ શ્રીમદન મોહનલાલ આગળ વીનતી કીધી,
૧૮૬ શ્રી ગોકુળ ગામરે અતી રળીઆમણું રે.
૧૮૭ શ્રી ગોકુળનાથ સોહામણાજી.
૧૮૮ જય જય લાલ ગોવરધન ધારી.
૧૮૯ સખીરે શ્રી વિઠલ નંદન આવોરે માહારે બારણે.
૧૯૦ તાહારા દરકેરી વાત મેં જાણીરે.
૧૯૧ કોમળ અંગેરે એ સુજની.
૧૯૨ શ્રી દામોદરદાસ હરશાનીરે હરખે ભરયા.
૧૯૩ ગોવરધનેશ ગુરૂને ચરણે નમું રે.
૧૯૪ જમનાં જાતારે ઘાટે.
૧૯૫ આલો આલોરે શ્રી મહારાજ.
૧૯૬ ભલે આવી લાગી માહાજમ રાતકે.
૧૯૭ પાંચ રંગ પ્રભુજીના ગાઇએરે.

૧૯૮ જય શ્રી કૃશ્નરે ભાઇ.
૧૯૯ શ્રી ગોવીંદરાયજીરે રશીયા,
૨૦૦ શ્રી લક્ષમણ સુતનેરે ગાઉં.
૨૦૧ કૃશ્નદાસને ધન મન મોહ કરે ઘણું.
૨૦૨ સંભરવાળા દાસ દામોદરને હરી.
૨૦૩ પદમનાભ તે દાસ વ્યાસ સુખ અતી ઘણું.
૨૦૪ પુરૂષોતમદાસ સદા સુખ અતી ઘણું.
૨૦૫ ગદાધરદાસ કપીલ કુશા માંહે ખરાં.
૨૦૬ શ્રાવણસુદી એકાદશીનું ધોળ.
૨૦૭ વઈશાક સુદી એકાદશીનું ધોળ.
૨૦૮ શ્રી વીઠલજીના લાલજી અતી લટકા રા.
૨૦૯ અથ શ્રી કકાનો ભાવ.
૨૧૦ મેહેતા તમો મેહેતા તમો જાણીઆરે.
૨૧૧ સજની ચાલો ઉચ્છવ આજજી.
૨૧૨ જ્યાકુ ખેદ રટત.
૨૧૩ ઉતમ કુળ અવતાર કહયા જો.
૨૧૪ ચાલો સહયરો સુંદીર વરને જોઇએ.
૨૧૫ પરમકૃપાળ શ્રી વલભ નંદન.
૨૧૬ મોહે જુગ બેદ બચન પાળો.
૨૧૭ શ્રી વલભ વિઠલ હરી ન જાણ્યા.
૨૧૮ તમારૂં જોવા સરખું રૂપ,
૨૧૯ ચાલો સખી આજ વંદ્રાવનમાં જઇએ.
૨૨૦ શ્રી પુતારૂપ પ્રગટ હુવા.

૨૨૧ શ્રી વંદ્રાતે વનની વાટેરે.
૨૨૨ રશીયો રસ ભરયોરે.
૨૨૩ લાગી મને નેહ જડીરે.
૨૨૪ ઘેલી થઇ ફરૂરે ઘેલા ગીરધારીની સંગેરે.
૨૨૫ પ્રિતની વાતડીરે જેને લાગી હોય તે જાણેરે.
૨૨૬ કારણ એ શું કહુરે.
૨૨૭ માહારા રૂપાળા રણછોડ,
૨૨૮ અથશ્રી જગનનાથજીના સણગદાર.
૨૨૯ શ્રીજીબાળા લટકાળા.
૨૩૦ આજ આણંદ માહારે ઉર ન સમાયજી.
૨૩૧ તો તે જાની ભજે વનમાળી.
૨૩૨ દેખો હરીજનકા એક સ્વભાવ.
૨૩૩ શ્રી વલભહીકો ભારી ભરૂસો.
૨૩૪ શ્રીગોવરધનકી રહીએ તલેટી.
૨૩૫ નમુ સરણીગત આયો.
૨૩૬ અમતો શ્રીવિઠલનાથ ઉપાશી,
૨૩૭ દ્રઢ ઇન ચરણ કેરો ભરૂસો,
૨૩૮ એક પલક જો રહીએ વંદરાવન.
૨૩૯ શ્રીવિઠલનાથ બસતજીઆ જાકે,
૨૪૦ હરીજનકુ હરીનામ બડા ધન,
૨૪૧ શ્રીવિઠલનાથ ધણી ખમારે.
૨૪૨ શ્રીગોવરધન ઓર કીધર ચલો.
૨૪૩ ભજીએ શ્રીવલભજીકે ચરણ.
૨૪૪ શ્રીગોકુળ રસ ચાખે.

૨૪૫ શ્રીવલભ માહારાજ,
૨૪૬ સમજ સોચ વિચારી
૨૪૭ આજ કામ કલ કામ.
૨૪૮ નીશદીન લેહેરી ગોવીંદગા
૨૪૯ જો બસુદેવ કીએ પુર તપ
૨૫૦ બોના ગોપાળ ગોપાળ નહી કો અપનો.
૨૫૧ જીવન જેસે ભજન વિના.
૨૫૨ તનમાં અજોરી બસો મરે તનમાં અજોરી
૨૫૩ ક્યાં ચરાવત ગઇયા,
૨૫૪ શ્રીભાગવત વિચારી કોહી.
૨૫૫ હોત ગોપાળ એ ગાયો.
૨૫૬ કહા કીઓ તે આયે જુગમે,
૨૫૭ અબમોરી કોન ગતી બરજનાથ
૨૫૮ રાખો તેશે રહુ જશે,
૨૫૯ બેર બેર નહીં આવે
૨૬૦ સુંદર ભેખ બન્યો ગોપાળ,
૨૬૧ કોપત રાખે મેરી,
૨૬૨ કરી મન ઉર સંતનકી સેવા.
૨૬૩ શ્રીગોકુળમાં રહો
૨૬૪ જેસે હુ તેસો તીહારો,
૨૬૫ રાવલ કહે ગોપ આજ બ્રજ ધુનીપર
૨૬૬ નઊતર લીલા હોતી જુની
૨૬૭ કેતે દીન હરી સ્મરણુ વીના ખોએ
૨૬૮ કેતી કહી સમજાઇ

# ધોળ તથા પદ વીગરે સંગ્રહ
## ભાગ ૧ લો



## ધોળ ૧

અથ શ્રી સર્વોતમજીનું ધોળ.

ભલે પ્રગટયા શ્રીવલ્લભ દેવ, પુરૂષોતમ ભુતળ ફરીજી, નહી પ્રાકૃત ધર્મનો લેશ. અપ્રાકૃત નિજ વપુ ધરીજી. ૧ કરે નીગમ નિરૂપણ એમ, તે સાકર સ્તુતી કરેજી; માહાકાળી કાળાદિક દોશ, પંડિતની દ્રષ્ટ તિમર ભરીજી. ૨ મહીમા નવ જાણે જેહ, તે કહીએ ખરા સુર અરીજી; વાલે દયા કરી સુખ રૂપ, નિજ લીલા પ્રગટ કરીજી. ૩ જેહની વાણી અતી દુર બોધ, થાએ સુબોધ જેણે કરીજી; જેનાં અષ્ટોતર સત નામ, તે કહીએ માહા અઘહરાંજી. ૪ જેના રૂષીવર અગ્નીકુમાર, જકતી છંદ નામે ધરાંજી, શ્રી કૃસ્ન કમળ મુખ દેવ, બીજી દ્રષ્ટ કરૂણા ભરીજી. ૫ કરે ભકિતમાં અંતરાય, તેહના જનપીએ જાણે સરીજી; આપે અધરામૃતની સીધ્ય, તે મધ્યે નિશ્ચય કરીજી. ૬ ચાલ ફરી છે.

વહાલો આનંદ પરમાનંદ કહેવાય, શ્રીકૃષ્ણ કમળ મુખ કૃપાનિધિ થાય. ૭ વાહાલો દૈવી ઓધારણ પ્રયત્ન ઉપાય, જેહના સ્મરણ માત્રથી આરત જાય. ૮ શ્રી ભગવંત ગુઢા થૈ પ્રગટાય, તે સાકર બ્રહ્મનો વાદ સ્થપાય. ૯ વેદ મારગ ચૌદ ભોવન કહેવાય. માયાવાદ નિરાકાર સહુ ગાય. ૧૦

સર્વે વાદ નિરાશ કરે તે લાખય ભક્તિ મારગ સરસ કમળ વિકસાઇ ૧૧ સ્ત્રી સૌદ્રાદિકના ઓદ્ધાર સમર્થ, જેહના સાધન બળથી ન થાય અર્થ. ૧૨ અંગીકાર માત્રથી સર્વેસ કીએ; કીધાં શ્રી ગોપીજન પતીને પ્રીએ; ૧૩ અંગીકાર કરે મર્યાદાનું સાર, માહા કરૂણા વત સમરથ અપાર ૧૪ વાહાલો અસેદાન દેવાને બહુ ચતુર; માહા ઉદાન ચરિત્ર કરે બહુ પુર. ૧૫ લીલા દેખાડી પ્રાકૃત જેહ, તેહુને વિશે મોહ્યા છે સુરા રીપુ તેહ, ૧૬ વિસ્વા નર શ્રી વલભ છે નામ, વાહાલો સુંદરી રૂપ સ્વજન હીત કામ. ૧૭ વહાલો ભક્તિ કરે જન શિક્ષાને કાજ, આપે અખિલ ઈષ્ટ શ્રી વલભરાજ. ૧૮ સર્વ લક્ષણથી સંપન વીવેક, શ્રીકરન જ્ઞાન દાતા ગુરૂ એક. ૧૯ પોતાના આનંદ થકી બહુ પુષ્ટ, છે કમળ પત્ર શાં નેટ સંતુષ્ટ. ૨૦ કૃપાદ્રષ્ટીની વૃષ્ટીથી હરખ્યાં મન; જીરે દાસ દાસાજન પિએ છે અનંન ૨૧ રોષદ્રષ્ટી કરે ભક્તિ શાતરૂ પ્રજાળ, ભકિત શેવિત સુખ શેવા રસાળ. ૨૨ જીરે ભકિત વીના નહીં શેવા સાધ્ય, તે કારણથી કહીએ દુશારાધ્ય ૨૩ જેહના ચર્ણ શર્ણ દુલભ દરશાય, તેહુના ઉગ્ર પ્રતાપ ત્રિલોક કહેવાય. ૨૪ વચનામ્રત કરી પુરયા શેવકના અર્થ શ્રી ભાગવત અમરત મથન જે સમર્થ. ૨૫ એનું સાર કહીએ વૃજ સૂંદરીનો ભાવ, તેનું પરીપુરણ છે દેહ ભરાવ. ૨૬ સાનિંધા નથી દાન કરે કષ્ટ પ્રેમ, ભકિત મુકિત દેવાને જેહને નેમ. ૨૭ એક રાશલીલામાં તેહનું તાન, પ્રભુ કૃપા કરી કરે કથાનું દાન. ૨૮ વાહાલો વિરહના અનુભવને

હીત કાજ, સર્વ ત્યાગ જણાવ્યો શ્રી વલભરાજ, ૨૯ ઉપદેશ કરયો ભકિત મારગ આચાર, લોકમાંહિ કરયો કરમ મારગ પ્રચાર. ૩૦ વેદ શાસ્ત્ર કહે જગનાદીક દાન, તેહનું ફળ મર્યાદા ભકિતનું દાન. ૩૧ પ્રભુ પુરણાનંદ છો પુર્ણ કામ, સરસ્વતીના દેવ ઇંશ અભીરામ. ૩૨ વહાલે શહસ્ર કરયાં પુરૂષોતમ નામ, નિજ જનના આશરાનું છે ધામ. ૩૩ ભકિત માર્ગની રીતનો કરવા ઉપદેશ, બહુ ગ્રંથે કરી ટાળયો સંષયનો લેશ. ૩૪ જેહુને પામવાને છાંડયા પ્રાણથી પ્રીએ; એવા ભકિત શમાજ બીરાજે હુઇએ ૩૫ આપ સાધન કરે નિજ દાસને કાજ, એવા સામર્થ શ્રીવલભ માહારાજ. ૩૬ કરવા ભકિત પ્રચાર તે ભુતળ માંહે; વશ કીધા પીતા થઈને અહી બાહે, ૩૭ સર્વે સામર્થ ધરયું પોતાને વંશ, સરવે દુર કરી ટાળયો વિસ્વેનો અંશ. ૩૮ પ્રભુ પતિવૃતાના પતિ સાક્ષાત, કરે આ લોક પરલોક દીન વિક્ષાત. ૩૯ જેહુના અંતઃકરણનું ગુઢ અપાર, અંગીકૃતને જણાવો મનનો વિચાર. ૪૦ ઉપાસનાદિક માર્ગ જે અન્ય, તેહનો મોહ ટાળી કીધા શેવક અનન્ય ૪૧ કરો નીશ્ચે જે ભકિત સર્વથી વિશેષ, કીધો શરણ મારગનો જુઓ ઉપદેશ, ૪૨ શ્રી કરશન નામની જાણવી વાત, લીલા કુંજ બીહારી પરિપુરણ ગાત. ૪૩ કથા રસ મગન સદા છે ચિત, વિસરૂં છે તેથી સરવે બીજુ વિત. ૪૪ પ્રીય છે ઘણું વૃજને વૃજનો વાસ, કરે પુષ્ટી લીલા એકાંત વિલાસ. ૪૫ કરે ભકિત ઇછા પરિપુરણ દાન નહીં નિજ લીલાનું કોઇને જ્ઞાન, ૪૬ અતી મોહીક જેહનું

શોળ ઘણું, નહી લોક વિશે અશકિતછે અણું ૪૭ નીજ ભ
કિત વોશે આસકિત છે એક, પ્રભુ પાવન કીધા પતિત
અનેક. ૪૮ જે કરે પોતાના ગુણનું ગાન, તેહના હ્રદય કમ
ળ રેહેવાનું ઠામ. ૪૯ પ્રભુ નિજ સ્વરૂપ અમૃત લેહેરી
તેણે રસ વાસના બીજી સરવે હરી. ૫૦ પ્રભુ પોતે સર્વ
થકી છે પર, નવ કરે તુલ્યના કોઇ અપર. ૫૧ લીલા રસ
અમૃત તો રંગ બહુ, ભોજવ્યાં છે ભકત શરીર સહુ. ૫૨
રૂચી આવે ગોવરધન ગીરી વાસ, તે લીલા માંહે અતીસે
ઉલાસ. ૫૩ કરે યજ્ઞયોગ યજ્ઞનાં કર્મ, આપે અરથ કામને મોક્ષ
ધરમ. ૫૪ પ્રભુ સત્ય વચન છો ત્રી ગુણાતીત, નિત્ય ચતુરા
ઈ છે અતિ અગણિત. ૫૫ જે કરે પોતાની કીરતી પ્રકાશ
કરયું વ્યાસ શુત્રનું નૌતમ ભાસ, ૫૬ અતિ તુચ્છ તુલ્ય
જે માયા વાદ, કરી ભસ્મને સ્થાપો બ્રહ્મ વાદ ૫૭ આભ્ર
ણ અલોકીક અતિ કાન્ત, હસ્તુ મુખ શોભે છે બહુ ભ્રાંત
૫૮ પ્રભુ ત્રીલોકનું ભુષણ સાર, વહાલો પ્રગટ ભાગ ધરણી
નું અપાર ૫૯ પ્રભુ શુંદીરતા છે અતી અનુંપ, કયમ વરણવ
કરી શકું એ રૂપ. ૬૦ માગેછે સહુ પોતાના જન, ચરણા
વિંદની રજ જે ધન્ય. ૬૧ એ કહ્યાં એકસોને આઠ નામ
શ્રી વલભ આનંદનું જે ધામ. ૬૨ ચાલ ફરી છે ૧ ૧

એ જે કોઇ સુદ્ધ કરી નિત્ય ગાયરે, તેહનું મન પહે
લું સ્થીર થાયરે ૬૩ અધરામૃતની સીદ્ધ પામેરે- એમાં સં
ષય નહીં તે નામેરે. ૬૪ એ પામ્યા વીના મોક્ષહિનરે એ

ફળમાં મુર્ક્ત છે લીનરે. ૬૧ તેથી સરવૉતમ જપ કરવોરે શ્રી કૃસ્ન રસે મન ભરવોરે. ૬૬ શ્રી વિઠલ રૂચિત એ નામ રે, જે ગાય તેહનું થાય કામરે. ૬૭ તેહનો જન્મ સફળ છે લેખેરે, શ્રી વરજભુષણનાં સુખ દેખેરે.

## ધોળ ૨.

### અથ શ્રી નવ રત્નનું ધોળ.

શ્રીમદ વલભ મહા પ્રભુને નમુજી, શ્રી વિઠલ પ્રભુને લાગુ પાય, શ્રી બાળક્રસ્નજીને પરણમુજી. શ્રી વ્રજ ભુષણજી પરમ કૃપાળ. શ્રીમદ. ૧ શ્રી વલ્લભ દેવે માહા કરૂણા કરીજી, જેથી જીવનું કારજ થાય.; સરવે વઇસ્નવની ક્રતીયો કરીજી; સઘળી ચીંતા નીર્વત થાય. શ્રીમદ૦ ૨ દ્રઢ આશ્રય શ્રી મહા પ્રભુજીનો રાખીએજી, ચીંતા નવ ધરીએ લગાર, સર્વ આત્મા શ્રીજીને સમરપીએજી; એ છે ભક્ત તણો શણગાર. શ્રીમદ૦ ૩ પુષ્ટી માર્ગમાં પ્રભુજી રેહે સદા જી, જીવ કીધા છે અંગીકાર; અલોકીકની ગત ના આપે કદાજી, પ્રભુ નથી જોતા અધીકાર. શ્રીમદ૦ ૪ નામ ની વેદન કીધા થકીજી, પ્રભુ રાખે પોતાની પાસ; વશ ન થા એ પ્રભુ કો થકીજી, વશ થઈ રહ્યા શ્રી વલ્લભી પાસ. શ્રીમદ૦ ૫ નિવેદન મંત્રનું સ્મરણ કરવુંજી, સર્વદા ભગવતી સાથ; અવૈશ્નવની સંગે ના ફરવુંજી, કૃપા થાય ત્રીદશી હાથ, શ્રીમદ૦ ૬ ફળની ચીંતા નવ રાખીએજી, પ્રભુ સરવેશ્વર કહેવાય; સર્વના આત્મા શ્રીજીએ સાખીઆજી; દુ

૨ ભકતથી કયમ રેહેવાય શ્રીમદ૦ ૭ એમને ગમે તે કરે એવું જાણવુંજી, હરીનું બર્દ છેરે દયાળ; સ્ત્રી પુત્રાદિક પુ છીમાં આણવુંજી, જોગટાના વિચાર માયાળ. શ્રીમદ૦ ૮ નિવેદન કરવું સરવે સંગાથસુંજી, અનવિયોગની ચીંતા ન રાખ; અજ્ઞાની હોય કીંવા જ્ઞાનસુજી, સમજુ અકિધ છે એવું માં રાખ. શ્રીમદ૦ ૯ જેણે આત્મા નિવેદન કીધું છે- જી, તેના ઓધારમાં સંશય ના જાણ, પ્રાણ સંગાથે શ્રી મ હાપ્રભુજીએ દીધુ છેજી, તેથી મનમાં સંપે ના આણ, શ્રીમદ સમર્પણ મંત્ર મહા સમરથછેજી, નજાણીસ પે.ચ્યો શાક્ષાત શ્રીમદ૦ ૧૦ એકે અંશકળા નથી પુરછેજી, શ્રીજી પુરૂશોતમ શાક્ષાત શ્રીમદ૦ ૧૧ એ પ્રભુ સર્વ થકી પોતેપરજી, જે વ ળી મહાસમરથ છે નાથ; ભકતના દુઃખ હરે સુખ કરેછજી ચીંતા નવ કીજીએજી માથે એ નાથ; શ્રીમદ૦ ૧૨ લોકીક વૈદીક કરમ છેજી, તે હરિ સિધવા દે નહી; તોએ પણ સે વા સ્મરણને ધર્મજજી, તેથી મન દુર કીજે નહીં. શ્રીમદ૦ ૧૩ પુષ્ટિ માર્ગમાં પ્રભુજી રેહે સદાજી, વળી જીવનું કીધું શું હોય; પ્રભુ કરે તે તો સુખ માની રહીએજી, ઉદવેગ ન ધરીએ મન માહે. શ્રીમદ૦ ૧૪ દીનતા ભાવ મનમાં રા ખીએજી, બીજા સાધનનું શું કામ, સર્વદા સેવા કરો શા ધવાજી, ગુરૂની આજ્ઞા થકી એ કામ. શ્રીમદ૦ ૧૫ ગુરૂની આજ્ઞા ઓળંગન ના કરીએજી, એમની ઇચ્છા હોય તે થા ય, આપણાં મન ગુરૂમાં દીજીએજી, પ્રભુથી અધિક રાખી એ ભાવ શ્રીમદ૦ ૧૬ સેવા કરો નિત્યે ચિત પ્રિતશુંજી, તો

સુખે રહો જુગ માંહ; પરીક્ષા અથ કદા શ્રીજી ચીત સુને જી, સાક્ષી થઇ રહે સુખ હોય શ્રીમદ૦ ૧૭ તોએ ધોરજ રાખો શેવા કરોજી, હરી સુખ કરતા છે સત્ય; એમની લીલા જાણી ચીંતા દુર કરોજી, વૈશ્નવને એહ જુગત્ય શ્રીમદ૦ ૧૮ એકાદશ ઇંદ્રીઓ પ્રભુના સનમુખજી, રોત્રામાં દીવસને રાત્ર; એકે ઇંદ્રી વીમુખ નવ કીજીએજી, સરવોતમ ભકતિ અહો રાત્ર શ્રીમદ૦ ૧૯ શ્રી કૃશ્ન શરણમમ સદા જપોજી, ન વિસરીએ પળ માત્ર; એ જુગ્તે કરી ચીંતા દુર તજોજી, થાશો શ્રીજીની કૃપા પાત્ર શ્રીમદ ૨૦ શ્રીમહા પ્રભુજી કહે માહરો એ મતજી, વળી એછે નીરાધાર; સરવે વૈશ્નવ રાખજો ચીત ધરીજી, શ્રીજી શ્રીવલ્લભજી આધાર. શ્રીમદ૦ ૨૧ એ અમુલ્ય રત્ન જે કોઈ ચિત ધરીજી, તેહને પુષ્ટી દ્રઢ ફળ હોય; જે કોઇ ધોળ ગાએ ને સાંભળેજી, તેહને પરમાનંદ સુખ હોય. શ્રીમદ૦ ઇતિશ્રી નવ રત્નનું ધોળ સંપુરણ,

## ધોળ ૩

ઉતમવ્રત એકાદશી સાહેલીરે; આજ મારે અપવાસ, જુમનાજી જઇએ ઝીલવા સાહેલીરે રંગીલી ગલી રળીઆમણી સાહેલીરે; વઇશ્નવની ભીડા ભીડ, જુમના૦ સાહેલીરે;. સરખી સહીયર ટોળે મળી સાહેલીરે; હઇડે હરખ નામાય જુમનાજી જઇએ 'ઝીલવા સાહેલીરે; વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સૌકોને દરશન થાય. જુમનાં૦ સાહેલીરે. સાકર કેરા કહુરા પડયા સાહેલીરે, દુધડે વરસ્યો મેહ.

જુમનાં૦ સાહેલીરે. ગોકુળ ગામ રળીઆમણું સાહેલીરે; સુંદર જુમનાં નીર. જુમનાં સાહેલીરે જુમનાંજીમાં ઝીલતા સાહેલીરે, છુટા મેહેલી કેશ જુમનાં૦ સાહેલીરે; રમણ રીતીમાં લાટતાં, સાહેલીરે ત્રુટયા નવસર હાર, જુમના૦ વ્રજવા સી શામા મળ્યા સાહેલીરે; હરખે શાધશું કેશ જુમનાં૦ શાહેલીરે. પરસાદ મેહેલો મોકળા સાહેલીરે. ઠોર તણો ન હીં પાર જુમનાં૦ સાહેલીરે. માધવદાસની વીનતી સાહે· લીરે; આપોની વ્રજમાં વાશ જુમનાંજી જઇએ ઝીલ· વા સાહેલીરે.

## ધોળ ૪

### અથ શ્રી ચોરાશી વઇશ્નવનું ધોળ.

શ્રીગુરૂ જગપદ કમળ રજવંદુ નિત્ય ધરી નેમ, દુ:ખ હરણ સુખશે નિધી; ફળદાયક ભકિત પ્રેમ. ૧ શ્રીવલભ શ્રી વિઠલ પ્રભુ, શ્રી કૃશ્ન પુરણ કામ; ચોરાશી માહા ભક્ત તેના કરૂ વર્ણવ નામ. ૨ જેનું સ્મરણ કરેથી, અઘદુ:ખ "કલેશ જાય; પુષ્ટી પંથ પ્રભુ પ્રસન હોય, માહાપતિત પાવન થા ય, ૩ મનવાંછિત ફળ સીધર પામે; ગાતાં એ અભિધાન; શ્રી મહા પ્રભુ નીજાનંદનું કરે તેને દાન. ૪ ॥ ઢાળ ॥ શ્રી દામોદરદાશ હરશાંનીરે; કૃશ્નદાસ મેઘનવદેશ વાણીરે, ૫ સં ભરવાળા દામોદરદાશરે; જેનો કનોજ મધ્યે વાશરે ૬ પગ નાભદાશ હરીભકતરે; તુલશાં પ્રભુ પદ આશકતરે. ૭ વધુ તે ની કહીએ પારવતીરે; સુત રૂઘનાથદાશ સમર્તીરે, ૮ રજો બાઈ વઇશ્નવ ક્ષત્રાણીરે, શેવા શ્રી વલભરતી આણીરે; વઇ

શ્નવ શેઠ પુરશોતમદાસરે; કાશીપુર મધ્યે તેનો વાસરે. ૧૦ બાઇ રૂક્ષમણી પુત્રી તેનીરે; શેવા અતુલીત કહીએ જેનીરે. ૧૧ શેઠના સુત ગોપાળદાસરે, શેવા સ્મરણથી ઉલાસરે. ૧૨ રામદાસ હરી રંગ રાતારે, ગદાધરદાસ જગત વિખ્યાતરે, ૧૩ વેણીદાસ માધવદાસ ભાઇરે, હરીવંશ પાઠક સુખદાઇરે. ૧૪ ગોવિંદદાસ ભલા હયો વખાણીરે, વઇશ્નવ કહીએ અમા ક્ષત્રાણીરે. ૧૫ ગજનધાવને શેવા મોરારીરે, દાસ નારણ બ્રહ્માચારીરે. ૧૬ મહા વનની વઇશ્નવ ક્ષત્રાણીરે, જીઆદાસ સુરીલો જાણીરે. ક્ષત્રી વઇશ્નવ દેવ કપુરરે, શેઠ દીનકર પ્રેમી પુરરે. ૧૮ મુકંદદાસ માહા વઇષ્નવ મોટારે, ક્ષત્રી પ્રભુદાસ જળલોટારે. ૧૯ પ્રભુદાસ ભાટ હરીજનરે, દાસ પુરષોતમ ધન્ય ધન્યરે. ૨૦ લીપુરદાસ વઇશ્નવ કાયસ્તરે, પુરણમલ રશોક રસમસ્તરે. ૨૧ જાદવ ઈંદ્રિદાસ પ્રજાપ્રત્યરે, ગોંસાઇદાસ શેવા હરી અંતરે. ૨૨ માધવભટ કાશ્મીરના વાસીરે, વાંસવાડાના ગોપાળદાસરે. ૨૩ પદ્મરાવલની અતિ શેબારે, પુરષોતમ જોશી તેવારે. ૨૪ જગનનાથ જોશી તેના ભ્રાતરે, વળી વઇશ્નવ તેની માતરે. ૨૫ જોશી નર હર હરીના દાસરે, ગામ ગોધરે રાણા વ્યાસરે. ૨૬ વઇશ્નવ રજબુતાણી હરીની દાસીરે, રામદાસ ગુજરાતના વાસીરે. ૨૭ દવે ગોવિંદ હરીરસ માતારે, રજો માધવ બેઉ ભ્રાતરે, ૨૮ ઉતમ અશ્લોકદાસ શેવા ભારીરે, શેવક શ્રીજીના કહેતા મેહેતારીરે. ૨૯ ઈશ્વરદાસ દવે રસ મગ્નરે, હરી હરી જનસૂચિત લગ્નરે. ૩૦ વઇશ્નવ છકડા વાસુદેવદાશરે, શેવા અરથે

રહેતો પ્રભુ પાસરે. ૩૧ કૃષ્નદાસ ગગરી સુખ કંદરે, બાબા વેણું હરીત દુખ દંદરે. ૩૨ એ બેઉના એક ખવાસરે, તેહનું નામ જાદવદાસરે. ૩૩ સ્થાનેશ્વર વિપ્ર તે જગતાનંદરે, શોવ્યા શ્રી હરી અતિ આનંદરે ૩૪ બ્રાહ્મણી અડેલીની વઇશ્નવ બાઇરે, આનંદદાસ વિશંભરદાસ ભાઇરે ૩૫ વઈશ્નવ ક્ષત્રાણી પ્રભુ પ્રીતરે. રામદાસ મીરાંના પ્રોહીતરે. ૩૬ કૃશ્નાદાસી ખવાસણી જાણીરે, જેહેની માની શ્રી વલ્લભે વાણીરે. ૩૭ બુલામીશ્ર શ્રીવલભ વરનારે, રામનંદપડીત સ્થાનેશ્વરનારે.૩૮ વઈશ્નવદાસ રસ પુરરે, જીવણદાસ તે ક્ષત્રી કપુરરે ૩૯ સારસ્વત દ્રીજ ભગવાનદાસરે, જેનું ચીત સદા પ્રભુ પાસરે ૪૦ વઈશ્નવ ભગવાનદાસ ભીતરીઆરે, શ્રીજીની સેવામાં ઠરીઆરે. ૪૧ અચ્યુતદાસ સનોડીઆ કહીએરે, ગઉડવિપ્ર અચ્યુતદાસ લહીએરે.૪૨ સારસ્વત વળી અચ્યુતદાસરે ન રણદાસ અંબાલેવાસરે. ૪૩ નારણદાસ ભાટ મથુરાંનારે, નારણદાસ લવાણુ ઠઠાનારે. ૪૪ ક્ષત્રાણી ગોરજાસ ભરાઇરે, સાસુને વહુ વઈશ્નવ બાઈરે. ૪૫ સાંહાનંદના ક્ષત્રી સારરે, વઇશ્નવ અડેલના એક સુતારરે. ૪૬ એક વઇશ્નવ હરી ગુણ ગાતારે, દામોદરદાશના માતારે. ૪૭ શ્રી રુપાનંદ ક્ષત્રાણીનો વાસરે, કવી લધા પુરશોતમદાસરે. ૪૮ કવીરાજ ભાટ ગુણ ગાવેરે, ગોપાળદાસ ઇંટોડાના કહાવેરે. ૪૯ જનારદનદાસ વઈશ્નવ ક્ષત્રીરે, ગરૂડાસ્વામી બ્રાહ્મણ હરી મીત્રીરે. ૫૦ કનૈયાલાલ ક્ષત્રિ પ્રકાસરે, વિપ્ર ઓડીઆના હરીદાસરે. ૫૧ વઈસ્નવ બાળકૃશ્ન બદ્રાઅણદાસરે, શેવા સ્મરણના અભ્યાસરે. ૫૨

વઇષ્નવ રામદાસ ચુહાણરે, શેવા સ્મરણમાં સુજાણરે. ૫૩ માણેકચંદ સદુ પાડે ભવાનીરે. નરોબાઇ હરી મનમાનીરે. ૫૪ નરહર સન્યાસી હરીભક્તરે, જેહની હરીપદ નિરમળ મત્યરે ૫૫ ગોપાળદાસ કહીએ જટાધારીરે, વાસ વરજમાં સેવ્યા ગીરધારીરે. ૫૬ સંત પોખા સ્વતંત્ર વેચી નારીરે, ક્રશ્નદાસે પરને સોંપી પ્યારીરે. ૫૭ આગ્રે ચોપડાસતદાસરે, સુરદાસે શેવ્યા અવિનાશરે. ૫૮ પટેલ માવજી વીરજો સહીતરે, પતિ પત્નિ પ્રભુ પદ ચિતરે. ૫૯ ગોપાળદાસ નરોડાના કહાવેરે, શેવે સ્યામને હર્ષે હુલાવેરે. ૬૦ સુરદાસ શીરોમણ ભક્તરે, ગાયા ગીરધારી જાણે જગ્તરે. ૬૧ સરવોપરી પરમાનંદદાસરે, ગાયા ગુણ નિધી બાળ મુકંદરે ૬૨ કુંભનદાસ માહારી કંદરે, સખા ભાવે શેવ્યા શ્રી ગોવીંદરે ૬૩ સુત ક્રશ્નદાસ દ્રઢ હેવારે, છોડયા પ્રાણ ન છોડી ગઉ સેવારે. ૬૪ ક્રશ્નદાસ કહીએ અધીકારીરે, ગાયા શેવ્યા શ્રી રાસ બીહારરે. ૬૫ ગાયા વઇશ્નવ એ ચોરાસીરે. શ્રી વહ્લભ પદ નિકટના વાસીરે. ૬૬ ચાલ ફેરી છે. સકળ તત્વનું તત્વ છે, એ સાર માહે સાર; પાઠ કરતાં માત્રમાં વશ થાય શ્રી નંદકુમાર. ૬૭ શ્રી વલભ શ્રી વીઠલ પ્રભુજીને, જે પ્રસન કરવા ચાહે; નથી અન્ય ઉપાય એહેને, હરી ભક્તના ગુણ ગાયે. ૬૮ શ્રી આચારજી મહા પ્રભુજીના, અંત રંગ જે ભકત; મુજ પર કરૂણા કરી, દો શ્રી વહ્લભ પદ આશકત. ૬૯ વઇશ્નવ પદ કમળ, રજરતી તણી છે આશા; ગાય ગુણ હરીદાસના, દયારામનો દાસ. ૭૦

## ધોળ. ૫

### અથ ચોરાશી વૈશ્નવનું ધોળ ૩

( તે લીલા જે જે સ્વરૂપ હતું તે સ્વરૂપ સાથે લખ્યું છે, )

શ્રી વલભ પ્રભુ ચર્ણ રજને, નમુનિત્ય ધરી ધ્યાન; ચિંતા ચિતથી સહુ ટળે, ને મોટે ઉર અજ્ઞાન. ૧ શ્રી વિઠલ પ્રભુ પદ પરસ, રજવંદુ નિત્ય ધરિ નેમ; દુઃખ હરણ સુખ શ્રી નીધી, વરદાએક ભક્તિ પ્રેમ. ૨ શ્રી આચાર્યજી માહાપ્રભુજીના, ચોરાશી જે ભક્ત, તેહુના ગુણ વર્ણવું, જુગમાહે જાણે જગત, ૩ તેમના મુળ સ્વરૂપનું કરૂં નામ તે વીક્ષાત; સાંભળતાં સુખ અતિઘણુ, પ્રભુ પ્રસન હોય સાક્ષાત ૪ ઢાળ દેશી ચાલતી. શ્રી દામોદરદાસ હરશાંનીરે, લલીતાજીનું પ્રાગટ જાણોરે, ૫ કૃશ્નદાસ મેઘન વળી કહીએરે, વિશાખાજીનું પ્રાગટલહીએરે. ૬ હેતે હરિભગતના ગુણ ગાશેરે, તેના જન્મ કૃતાર્થ થાશેરે ૭ સંભરવાળા દામોદરદાસરે, કુંજ રચનામાં ચિત હુલાશરે, ૮ એ કહીએ જ્ઞાતમાં ક્ષત્રિરે, હતી દાશી વિદુરજીની સ્ત્રીરે. ૯ પદમનાભદાસ ભરપુરરે. કોટીકમાં વિરલા સુરરે. ૧૦ ચંપકલતા સખી તે કહીએરે, મણી કુંડળા તે તુલસા લહીએરે. ૧૧ વધુ સુતની કહીએ પારવતીરે, રૂપ વિશ્નની રૂપવતીરે. ૧૨ રૂઘનાથદાસ સુતનામરે, સખી રૂપ ગુણ અભિરામરે. ૧૩ રજોબાઈ વૈશ્નવ ક્ષત્રાણીરે. લલીતાજીની દાશી જાણીરે. ૧૪ રતી કળા સખીનુ નામરે, માહા પ્રભુજી શેવાનું કામરે. ૧૫ દાસ શેઠ પુરૂશોતમ કહીયેરે, ઇંદુ લેખા

નુ પ્રાગટ લહીએરે. ૧૬ મખી મોહની તેહની જાણીરે, પુત્રી રૂક્ષમાણી તેતો વખાણીરે. ૧૭ શેઠના સુત ગોપાળદાસરે,સખો ગાયન કળાનો હુલાસરે ૧૮ રામદાશ દ્વિજ સારસ્વતેરે પ્રેમ મંજરી સખી રશ મતરે. ૧૯ ગદાધર સારસ્વતરે; ગામ કડામાં રેહેતા આવ્યા વ્રતરે. ૨૦ જુથ કુમારીકામાં નામ રે; કલ કંઠી શખી શુભ આમરે ૨૧ વેણીદાસ ક્ષત્રી કહીએરે, બેલ નંદરાયજીના લહીએરે ૨૨ માધવદાશ તેનાં ભરતારરે; શખી રત્નપ્રભા શાક્ષાતરે. ૨૩ હરીવંશ પાઠક સુખદાઇરે, સખી ગલી ઉતાલીકા તાઇરે. ૨૪ ગોવીંદદાસ ભલા તમ આવશોરે; નંદરાયજીના ઘરના ભેસારે. ૨૫ માંહે કડાઆંબા ક્ષત્રાણીરે, લીલા માંહે રોહીણીજી જાણીરે. ૨૬ ગજનધાવન ક્ષત્રી ચેનારે, સખી નામ તે એનું શુભ તેનારે. ૨ . બ્રહ્મચારી નારાયણદાશરે; માહાવનમાં તેના નીવાસરે. ૨૮ શખી મથુરે ઇક્ષણા નામરે, ભત્રીજા ચતુરા ધામરે. ૨૯ ક્ષત્રાણી માહાવનમાં રેહેતીરે; સખી નામ તે ભદ્રા કેહેતીરે. ૩૦ જીઆદાસ શુર વળી ક્ષત્રીરે, સખી નામ તે શામાવતીરે. ૩૧ વૈશનવ ક્ષત્રી તે દેવ કપુરે, શખી નામ પવીનાપુરરે ૩૨ સ્રી તેની તે શેવાય શીલીરે, સખી નામ તેનું રશીલીરે. ૩૩ શેઠ દીનકર બ્રહ્મણ રશીલારે, સખી આતુરી નામ તે લીલારે. ૩૪ ધરાનંદ તે દીનકર દાસરે; ધરૂવનંદ તે મુકંદ દાસરે, ૩૫ ક્ષત્રી પ્રભુદાશ જળ લોટારે; શખી નામ તે મનમથ મોટારે. ૩૬ શીહાનંદ ભાટ પ્રભુદાસરે, કુંદ હેંશી સખી સાક્ષાતરે, ૩૭ પુરશોતમદાસ તે ક્ષત્રીરે, વળી વઇ

શનવ હેમનોસ્રીરે. ૩૮ પુરૂશ નામ તે માધવી કહીએરે, સખા સ્રી માલતી લહીએરે. ૩૯ ત્રીપુરદાસ વયશનવ કાયસ્તરે, સખી નામ તે હરણી પ્રમ સતરે, ૪૦ પુરણમલ અંબાલે વાસરે, સખી ચિત્રલેખા સુખ રાશરે. ૪૧ જાદવ ઈદિરદાસ પ્રજાપત્યરે, ગાયા નામ તે મદાન મસ્તરે- ૪૨ ગોસા ઇદાશ મથુરાનાં વાસીરે; ગોવીંદ કુંડના સુવા નીવાસીરે, ૪૩ માધવભટ કાશમેરી કહીએરે, નામ રત્ના કુમારકામાં લહીએરે, ૪૪ વાંસવાડાના ગોપાળદાશરે; રસ પ્રકાસ રશામાં હુલાસરે. ૪૫ પદમરાવળ ઉજેણમાં કહીએરે, રાજ લાલા દ્વારકામાં લહીએરે. ૪૬ શ્રી રૂક્ષમણીજીની ખવાશીરે, સખી નામ તે બીમળા હુલાશીરે. ૪૭ વઇસનવ જોશી પુરૂશોત્તમ જેહરે, ગુણ ચુડા સખી નામ તેહરે. ૪૮ સ્રિ વશઇનવ એ મની કહીએરે, દુરવા સખી નામ તે લહીએરે. ૪૯ જગનાથ જોશી વળી કહીએરે, નામ સખી રૌરંભી લહીએરે. ૫૦ સખી છબી સીધી તેહની માતરે, ગંધ રેખા તે નરહર ભ્રાત રે. ૫૧ રાણા વ્યાસ ગોધરા ગામરે. નાગરવેલ સખીનું નામરે. ૫૨ ગોવીંદ દુવે બડાલીમાં કહીએરે, તન મધ્ય દ્વારકામાં લહીએરે. ૫૩ રજા દુવે માધવ દુવે કહીએરે, લલીતાજીની સખીઓ લહીએરે. ૫૪ રાજો સખી તે કુંજરી નામરે, આધો રસ રશાલીકા ગામરે, ૫૫ ઉતમ સ્લોકદાસ શેવાભારીરે, સખી શિલ્લા નામ નીરધારીરે. ૫૬ ઇશ્વિરદાસ દુવે વળી કહીએરે, સખી નામ તે મેનાં લહીએરે. ૫૭ વઈશનવ છકડા વાસુદેવ દાસરે, શીંહાનંદમાં તેનો વાસરે. ૫૮ શખા

નંદરાયજીના કહીએરે, મનસુખા ગોપ તે લહીએરે. ૫૯ બાબાબેણું સખી સુરશેનીરે, કશ્નદાસ કોમળતા તેહુનીરે. ૬૦ જાદવદાસ ખવાશ તે કહીએરે, સખી નામ તીલકની લહીએરે; ૬૧ સ્થાનેસ્વર વિપ્ર જપતાનંદરે, સખી માધુરી મન આનંદરે; ૬૨ આનંદદાશ નાગરી કહીએરે, વિશ્વંભરદાસ વહલા લહીએરે. ૬૩ ભરામણી એક અડેલમાં રહેતીરે, સખી શશી કળા સહુ કહેતીરે. ૬૪ વઈસનવ ક્ષત્રાણી એક બાઈરે, સખી નામ તે લીલા ગાઈરે. ૬૫ ક્ષત્રાણી ગોરેજા સંભરાઈરે, શાસુ વહુને સદા સુખ દાઈરે ૬૬ સખી નંદા તે ગુરજા કહીયેરે, સંભરાઇ તે વંદા લહીએરે ૬૭ ક્રશનદાશ ખવાસણી જાણીરે, વ્રજમંગળા સખી વખાણીરે. ૬૮ ભોલામિશ્ર લાહોરના લહીએરે, સખી નામ સૂમંદારા લહીએરે. ૬૯ રામદાસ મીરાના પરોહીતરે, સખી કદ્રાયા નામ સહીતરે. ૭૦ વઈશનવ રામદાસ ચોહાણરે, મધુ એની સખી પ્રાણરે. ૭૧ રામાનંદ પંડિત સ્થાનેસ્વરરે, કુંજ લીલા માતમ ચરરે. ૭૨ વિષ્નુંદાસ છીપા રસ છકમાંરે, સખી કમળા અતી જગ સંગમાંરે. ૭૩ ક્ષત્રી જીવણદાસ કપુરરે, સખો ઈશ્વરી અતિ સુખ પુરરે. ૭૪ સારસ્વત દ્વિજ ભગવાનદાસરે, વસુ ગંધ સખીનો સુવાશરે. ૭૫ ભગવાનદાસ ભીતરીઆ કહીએરે, સખી માધુરી નામ તે લહીએરે. ૭૬ અચ્યુતદાસ તે ગૌડ બ્રાહ્મણરે, મોહની સખી નામ તે જાણરે. ૭૭ અચ્યુતદાસ કડાના કહીએરે, સખી નામ રશાત્મીકા લહીએરે. ૭૮ નારણદાસ અંબાલેકે વાસીરે, સખી નામ

ધરજ વિલાશીરે. ૮૦ નારણદાસ ભાટ મથુરાનારે. તે તો બા દર ગોકુળમાંનારે. ૮૧ નારણદાસ લવાણા ઠાઠમાંરે, સખીરે કૈતકર નામ ઘટામાંરે. ૮૨ ક્ષત્રાણી સીંહાનંદમાં રહેતીરે, સુનંદા સખી નામ કહેતીરે. ૮૩ દામોદરદાસની માતરે, વી-રબાઇ નામ શાક્ષાતરે. ૮૪ લીલા માંહે પુલી દીઠી કહીએરે, વનદેવી તે તો લહીએરે. ૮૫ સ્ત્રી પુરૂષ શ્રીનંદકે કહીએરે, વીશાખાજીની સખીઓ લહીએરે. ૮૬ રંગા નામ તે પુરૂષ જાણેરે, દશા નામ તે સ્ત્રી વખાણેરે. ૮૭ સુથાર ખાતી અડે લમાં રેહેતારે, સખી નામ સુદામા કેહેતારે. ૮૮ ક્ષત્રી અ-ન્ય મારગીનો સ્નેહીરે, સખી મોહની નામ તે લહીએરે. ૮૯ કવિ લઘુ પુરૂષોતમ કહીએરે, નંદરાય તણા ભાટ લહીએરે. ૯૦ ઉમાશંકર તેનું નામરે, જરા વરણવ્યાનું તેને કામરે. ૯૧ કવિરાજ ભાટ મથુરાનારે, શાંડેલ્ય નામ પુરાનારે. ૯૨ ગોપાળદાસ નરોડાના ક્ષત્રીરે, સંગીત કળા ગુણ બત્રીરે. ૯૩ જનાર્દનદાસ ક્ષત્રી કહીએરે, સખી કૃષ્ણાવતી નામ લહીએરે. ૯૪ ગરૂડા સ્વામી બ્રાહ્મણ વંદ્રાવનમાંરે, સખી વંદી નામ હે આનંદમાંરે. ૯૫ કનૈયા લાલ ક્ષત્રી જેહરે, આગ્રાના વાશી તેહરે. ૯૬ શખી લલીતાજીની કહીએરે, સખી નામ કમોદની લહીએરે. ૯૭ વિપ્ર ઓડીઆ નરહ રીદાસરે, શુંગાર સખીનો સુવાસરે. ૯૮ નરહર સંન્યાસી વ-ળી કહીએરે, સખી નામ ગુલાબી લહીએરે. ૯૯ જદુ પાં ડે આનારમાં વાસરે, ચંદ્રભાણ ગોપ શાક્ષાતરે. ૧૦૦

વળી ભાઈ માણેકચંદ કહીએરે, મધુ મગળા નામ તે લહી-
એરે. ૧૦૧ શાદુપાંન્ડેની વધુ ભવાનીરે. બેટી નગે ગુણી મન
માંનીરે. ૧૦૨ જશોદાજીની નણદીઓ હોયરે, બેટી રામદે શા-
મદે દોયરે. ૧૦૩ ગોપાળદાસ કહીએ જટા ધારીરે, શુભદ્રા
સખી નારધારીરે. ૧૦૪ કૃસનદાસ શાસ્ત્ર આનંદારે, સખી
નામતે નંદા શુમંદારે. ૧૦૫ સતદાસ ને ચોપડા ક્ષત્રીરે, સ-
ખો ચંદ્રિકા નામ પ્રશસ્તીરે. ૧૦૬ સુંદરદાસ સખી નામ શી
લારે, માધવદાસ સખી નામ લીલારે. ૧૦૭ પટેલ માધવ
જી વીરજી કહીએરે, સખાં સુયા હરખા લહીએરે. ૧૦૮
ગોપાળદાસ નરોડાનો વાસીરે, જશવંત નંદનો ખવાસરે. ૧૦૯
બાળકૃશ્ન બાદરાયણ દાસરે, સ્ત્રી સહીત મોરવીમાં વાસરે.
૧૧૦ સુત્રિઉપા સખી નામ કહીએરે, સ્ત્રી નામ તે ગંગા
લહીએરે. ૧૧૧ સુરદાસ તે સાગર સુરરે, ગાયા ગોરધારી ગુ
ણ ભરપુરરે. ૧૧૨ સખા કૃશ્નનું પ્રાગટ કહીએરે, સખી ચંપ
કલતા તે લહીએરે. ૧૧૩ સાગર વળી પરમાનંદદાશરે, બાળ
લીલામાં જ્ઞાન ઉલાસરે. ૧૧૪ સખા તુકનું પ્રાગટ જેહરે,
સખી ચંદ્રભાગા કહીએ તેહરે. ૧૧૫ કુભનદાસ કદર સમ
સ્તરે, શ્રીજીના સ્વરૂપમાં અશક્તરે. ૧૧૬ સખા અરજુન
તે તો કહીએરે, વિશાખાજીનું પ્રાગટ લહીએરે. ૧૧૭ સુત
કૃશ્નદાસ દેઢ પુરારે, ગોશેવામાં અતિ સુરારે. ૧૧૮ લીલા
માટે તે એમનું નામરે, ગોપ ગાયો ચરાવાનું કામરે, ૧૧૯
અધિકારી તે કૃશ્નદાસરે, રાસ લીલામાં તેમનો અભ્યાસરે.
૧૨૦ સખા રીશભ નામ તે કહીએરે, લલીતાજીનું પ્રાગટ

લહીએરે. ૧૨૧ ॥ વસંત ॥ ચોરાશી ચિત્ત લાયકે, કરે પાઠ નિત્ય ધરી નેમ; પુષ્ટી પ્રથમ પ્રસન થયે, રદે બઢાવે અતી પ્રેમ. ૧૨૨ ક્રિયા શ્રી હરીરાયજી, કરી દીન જાણી દાશ; મુળ ચોરાશી ભકતના, તે નામ કર્યાં પ્રકાશ. ૧૨૩ શ્રી આચર્યજી માહા પ્રભુના, અંગ દ્વાદશ જેહ; ધર્મ સાથે ધરમી કહીએ, શપ્ત દ્વાદશ તેહ. ૧૨૪ ચોરાશી વ્રજ કોશ માટે, ચોરાશી એ ભક્ત; પ્રેમ લક્ષણ પુરી પુરે, શ્રી વલ્લભ પદ અશકત. ૧૨૫ એ વૈશ્નવ પદ કમળ રજ, સ્ત્રી તણી છે અતી આશ; ગાએ ગુણ હરીદાસના, પઃ રજ શ્રી વલ્લભદાસ. ૧૨૬

## ધોળ ૬

શ્રી લક્ષમણ ભટજીના ભાવે લીજે ભામણાં, તૈલંગ તીલકને વિપ્ર શીરોમણ ભુપજો; એમના સુત શ્રી વલ્લભના લેઉ વારણાં, દીવ્ય રૂપે પ્રગટયા અનર અનુપજો. શ્રી લક્ષમણ૦ ૧ ધરમ ધોરીંધર બે સુત વલ્લભ દેવના, પ્રગટ કરયો વેદ તણો વિસ્તારજો; ગુણ સહોદર ભરીઆ શ્રી ગોપીનાથજી, હળ મુશળધર હળધરનો અવતારજો. શ્રી લક્ષમણ૦ ૨ શ્રી ગોવરધનધર વીરશ્રી વલ્લભદેવના, રસના રૂપી કહીએ નંદકુમારજો; એ પુરૂષોતમ પ્રગટીઆ શ્રી વિઠલનાથજી, નિરગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો. શ્રી લક્ષમણ૦ ૩ શ્રી વીઠલ નાથજીના સાતે લાલ સોહામણા, સઉથી મોટા શ્રી ગીરધરજી મહારાજજો; શર્ણે આવે તે સોંપે શ્રી નાથજી, કરવા શું શેવા કેરા કાજજો. શ્રી લક્ષમણ૦ ૪ ગોવીંદરાય

તણા મન પ્રસન ઉલાસમાં, આવે તેને આપે દાનજો; શ્રી બાળકૃશ્નજી કોમળ અંગે રસે ભરયા, કરાવે છે આધર સુધારસ પાનજો. શ્રી લક્ષમણ૦ ૫ શ્રી ગોકુલનાથજી જણાવે સુગમે જીવને, હેવા પોતે કહીને પરમ દયાળજો; શ્રી રઘુપતિજી રૂડેલે નિરખતાં, વદન સુધનની ભુલેલ સંભાળજો. શ્રી લક્ષમણ૦ ૬ જોવા સરખા દીસે શ્રી જદુનાથજી, એ છે બેહેની અબળાનો આધારજો; દેખી દૈવી જીવ સદા ઘનસ્યામ, સીરપરરે .અમર રસની ધારજો. શ્રી લક્ષમણ૦ ૭ એ સાતે લાલ તણો વંશ સદા સંસારમાં, પ્રગટ બીરાજે પુરૂષોતમ પરિબ્રહ્મજો; જમુનાદાસ અધમને કહીએ અધમએ, શું જાણે શ્રી વલ્લભ કુળનો મર્મજો. શ્રી લક્ષમણ૦ ૮

## ધોળ ૭.

### અથ શ્રી બશેબ વનનું ધોળ.

શ્રી મદવલ્લભ પ્રભુજીને, નમુ શ્રી વીઠલેશ; સાત સરૂપ સહીત, સઘળો વંશાત્મક વિશેશ. ૧ શેવક શ્રી વિઠલેશજીના, બસેહ ને બાવન; જેહનું નામ ઉચ્ચાર માત્રથી, થાય સહુ પાવન. ૨ ટેક. ગુણ ગોવીંદદાસના ગાઇએરે, હીત સ્વામી પરચિત લઈએરે. ૩ નંદદાસ કૃશ્ન આશક્તરે, ચતુરભુજદાસ સદા અનુંરક્તરે. ૪ નિત્ય નાગજીભાઈ આચરીએરે, કૃશ્નભટજીને મન ધરીએરે. ૫ ચાચાજી નારણદાસરે, વિઠલદાસ ભકત ઉલાશરે. ૬ કૃશ્નદાસ મોરારી દાસરે, બાપ બેટા મન હુલાસરે. ૭ હરીદાસ જનાર્દનદાસરે, રૂપ મોરા-

રી રશ રાસરે. ૮ અલીખાન વલીખાન જાદીરે, જેમલ રજપુત હરીવાદીરે ૯ માધવદાસ ને નાહાલચંદરે, માધવ દાસ કાયસ્થ ગુણવંતરે. ૧૦ કાયસ્થ ધણી ને ધણીયાણીરે, રૂપચંદ નંદ સુભવાણીરે. ૧૧ એક બ્રાહ્મણ રાઘવદાસરે, ગોપાલદાસ ગુજરાતનો વાસરે. ૧૨ રાજા લાખાને એક બાઇરે, હરીદાસ ખવાસ સુખદાઇરે. ૧૩ શેઠ માનચંદ જદુ નાથરે, ભાઇલો કોઠારી હરી હાથરે. ૧૪ માણેકચંદને એ-ની નારીરે, હરજી કોઠારી ગુણ ભારીરે. ૧૫ ગોપાળદાસ બ્રાહ્મણ બંગાળીરે, વ્યાસ ગણેશ બહુ ભાગ્યશાળીરે. ૧૬ મદુસુધનદાસ છે હરી વાહાલારે, એક કણબી માળા વાળારે. ૧૭ એક વૈશ્નવની છે કન્યારે, રામાનંદને પરણાવી ક-ન્યારે. ૧૮ એક વૈશ્નવ બેટી ટેકીરે, તે તો પરણ્યા ધર્મ વિવેકીરે. ૧૯ વૈશ્નવ એક તરૂના સંગીરે, પાથો ગુજરી હરી રસ રંગીરે. ૨૦ એક વ્રજ વાસી સુત નારીરે, ગોપીનાથ-દાસ ગાઉ ચારીરે. ૨૧ કણબી ગુજરાતી બે ભાઇરે, દ્વિજ પત્નિ આગે રાઈરે. ૨૨ એક ગોડીઓ પંડીત શોભેરે, એક રઘુપતિ દરશન લોભેરે. ૨૩ એક પંડીતને કાહાન બાઇરે, વૈશ્નવ ક્ષત્રી છે આગ રાઈરે. ૨૪ મેહ ઢીમરને દ્વિજ રેહરે, નારણદાસ હરીને તેડુરે. ૨૫ એક વૈશ્નવ સુતરવાળારે, રાજા આશકર્ણ પ્રભુ વાહાલારે. ૨૬ બે હતી પતીત એ કણબીરે, વહુ અજબ કુંવર ખડુ ધર્મીરે. ૨૭ એક પ્રોહીત વેસ્યા કન્યારે, ગંગાબાઈ છે પુર્ણ ધન્યારે. ૨૮ એક રાજાને એક ધોબીરે, બે સાચેરા રસ લોભીરે. ૨૯ એક વૈશ્નવ મ-

દન ગોપાળરે, બે કણબી પટેલ રસાળરે. ૩૦ એક સેવક એક વિરકતરે, દયા ભવઈઆ આરક્તરે. ૩૧ એક વાણીઓ ને એક નારોરે, એક પરમ વૈશ્નવતા ધારીરે. ૩૨ એક ક્ષત્રા ણી વિરક્તરે. વાઘજી રજપુત આશકાંરે. ૩૩ એક ગોપાદાસ ભીતરીઆરે, બીજા આઠ સેવક અનુસરીઆરે. ૩૪ ગોપાળદાસ સીધલ ભોળાભાઇરે, શેઠ પુત્રી દીવાનીનો જાઇરે. ૩૫ એક કજડી રૂપા ભાઇરે, હરીદાસ સુતા સુખદાઇરે. ૩૬ એક ક્ષત્રી વૈરનવ બાઇરે, રાજા રાણા પુતને દાઇરે ૩૭ સાહુકારનો બેટો બીલાસીરે, એક વૈશ્નવકોડ પ્રકાસીરે. ૩૮ એક વેસ્યા ભોવનની વાસીરે, તે હરી ગુણ માંહી નીવાસીરે. ૩૯ પુત્રજી વડો વિરક્તરે, વેણીદાસ છીવા છે ભક્તરે. ૪૦ એક સામળદાસ એક નાઇરે, પુત્ર પઠાણનો સુખદાઇરે. ૪૧ ઓઝા દામોદરદાસ છે ભક્તરે, બેટી સાહુકારની આશાકતરે. ૪૨ વૈશ્નવ એક ખડબુચાવાળોરે, શેઠ આગરાઇને મન ભાવોરે. ૪૩ એક કાપડવાળો શોભેરે, કણબી આંજણો વૈશ્નવ લોભેરે. ૪૪ એક શાસ્ત્રી મોરારદાસરે, લાછબાઈ ભાટ ગુણરસરે ૪૫ રાજા રાણી હરી મન ભાવેરે, એક વૈશ્નવ ગોળ જુલાવેરે. ૪૬ દ્વિજ શેઠ સોની પરમાનંદરે, મેહેરા પુરૂષોતમ ગુણવંતરે. ૪૭ એક બે ભાઇ ચંદન લાવ્યારે, ચોપડા ભંડારીને મન ભાવ્યારે. ૪૮ ઠગ એક દસ એક રાગીરે, માતા બેટી હરીરસ રંગીરે. ૪૯ એક પ્રસ્તીને વિરક્તરે, બીજા બે ભાઈ આસકતરે. ૫૦ જીવા પારેખને જેપાળરે, દોશી માધવદાસ દલાલરે. ૫૧ બેટા

પટેલનો નિત્ય આવેરે, બેઠી પટવારીને મન ભાવેરે, પર
હુરીદાસ જમાઇ માણેકચંદરે, પ્રભુ ત્યાગ કરો એ મનરે.
પ૩ એક ગિરિકી પરિક્રમા કરતારે, એક નિત્ય ઉઠી વ્રજમાં
ફરતારે. ૫૪ બે કણબીએ કરી હેવારે, લઇ કુવામાં નાં-
ખ્યા દેવારે. ૫૫ કણબણ ગુજરાતના વાસીરે, બેઠી બીરબ-
લનો સુખ રાશીરે. ૫૬ રાજા જોધશીંગ દક્ષિણનારે, વળી
પ્રોહીત તેના ઘરનારે. ૫૭ સાસુ વહુ સુરતના વાસીરે,
રાજા પુર્વના સુખ રાસીરે. ૫૮ શેઠ સુતનારો ગુજરાતીરે,
એક બ્રાહ્મણી નાગર જાતારે. ૫૯ શ્રી વીઠલેશ શ્રીજીને રૂપે
રે, દીધુ દરશન બેન અનુપેરે. ૬૦ એક દુસંગ મોટો વિર-
કતરે, બીજા બાઇ આશકતરે. ૬૧ વેણીદાસ છીપા છે ભ-
કતરે, એક રજપુત કાઠાના આશક્તરે. ૬૨ દ્વિજની પત્ની
વૈશ્નવ સંગથીરે, ખોયા કોડ પોતાના અંગથીરે. ૬૩ એક
ક્ષુન્ય અવિક બે આવેરે, એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૬૪
એક કણબી ગાય ચરાવેરે. એક રાસનીરત ચિત લાવેરે.
૬૫ એક ઠગને એક ગુજરાનીરે, સિતાબાઇ છે દક્ષણી
જાતીરે. ૬૬ એક વૈશ્નવને એક બાઇરે, દામોદરદાસ
સુખદાઇરે. ૬૭ વડનગરીમાં માધવદાસરે, એક વૈશ્નવ
મોહા વન વાસરે. ૬૮ ગુજરાતના દાસ મોરારી રે,
ભકત ભીમ અતિ હેતકારી રે. ૬૯ એક દાસ ગો
વરધન ધારી રે, રામદાસ પરમ આચારી રે. ૭૦ જ્યા
દાસને નરહરી દાસરે, રાજા ટોડરમલ સુખ રાસરે. ૭૧
નરસીદાસ પીતાંબરદાસરે, ધરમદાસ ગોપાળ પ્રકાશરે. ર૭

એક બ્રાહ્મણ માધવદાસરે, એક વેપારી સુખ રાશરે. ૭૩
એક બ્રાહ્મણને એક નારીરે, એક સ્ત્રી છે સુખકારીરે. ૭૪
એક જન ભગવાન બે ભાઇરે, એક ઢીમલ સુખદાઇરે. ૭૫
દ્વિજ પતિન પતિ પટેલરે, એક સોદાગર રસ રેલરે. ૭૬
મીસ્ત્રીદાસ ચતુરભુજ ભાવેરે, ગોપાળદાસ ગોરવા કહાવેરે.
૭૭ એક ક્ષત્રી રઘુનાથરે, આંધો મારવાડી હરી હાથરે. ૭૮
હવે ઇશ્વરદાસ સાંચોરારે, સત્તદાસ ક્ષત્રી ગુણ ગોરારે, ૭૯
ક્ષત્રી સુતને સુત બ્રાહ્મણનોરે, એક વઇશ્નવ રાજનગરનોરે.
૮૦ વઇસ્નવ ભગવાનદાસ સોહાવેરે, એક દક્ષણી વઇસ્નવ
આવેરે. ૮૧ સ્વામી કૃશ્નદાસ વીસાસીરે, એક ક્ષત્રી મથુરાં
વાસીરે. ૮૨ દ્વિજ જોશી રાજા ભીમારે, શાહુકાર સુત સુ
ખ સીમારે. ૮૩ એક ક્ષત્રી જાદવદાસરે, હરીજન મથુરાં વા
સરે. ૮૪ શાહુકાર વળી ક્ષત્રાણીરે, એક વ્રજવાસી શુભ વા
ણીરે. ૮૫ દાસ પુરશોત્તમ પોકરાણારે, વળી દુરગાદાસ ગુ
ણ ગણાતારે. ૮૬ ક્ષત્રી ચાવડા ધનદાસરે, લક્ષ્મીદાસ ગુજ
રાતમાં વાસરે. ૮૭ તારાચંદને ચતુર બીહારીરે, વઇશ્નવ ગુ
જરાતી અતિ ભારીરે. ૮૮ હરીદાસ મોહનદાસરે, માધોસાર
સુત ગુણ રાસરે. ૮૯ દ્વિજ બેટી ક્ષત્રી કન્યારે, એક ચોર
શેવક થયો ધન્યારે. ૯૦ એક ઉત્તમ અષ્ટ લોક દાસરે, બે-
ડાવાળા ભગત રસ રાસરે. ૯૧ સાસુને સસરો જ્ઞાનીરે, રજ
પુતની બેટી પરમાણીરે. ૯૨ સાચોરા દ્વિજ આનંદ દાસરે,
એક ભીલડી છે સુખ દાસ રે. ૯૩ સધનદાસ દેવભાઈ કણ-
બીરે, રાજપુત્ર મોહનદાસ ધરમીરે. ૯૪ નર નારી વસે

છે પ્રાગરે, માધવદાસ સુરત અનુરાગરે. ૯૫ ભટ કલ્યાણજી વીરાબાઈરે, મહારા પુરશોતમ સૂખદાઈરે. ૯૬ રૂડા રતનજી અધિકારીરે, રૂપબાઇ પરમ ગુણ ભારીરે. ૯૭ વઈરનવ ક્ષત્રી છે આગરાઇરે, એક મહીધરને ફુલબાઇરે. ૯૮ દેવ ભીમ ભંડારીરે, રાજા માનસીંહ અધિકારીરે. ૯૯ હવે પ્રોહિત સુત વિક્ષાતરે, કૃષ્ણદાસ ગોરવા જાતરે. ૧૦૦ વડનગરા માધવદાસરે, દ્વિજ ઉજણીના સુખ રાસરે. ૧૦૧ નારણદાસ સનોડીયા જ્ઞાતીરે, લક્ષ્મીદાસ રજો ક્ષત્રાણીરે. ૧૦૨ રાજા બીરબલને તાનશેનરે, આનંદ નાપરી સુંદર બેનરે. ૧૦૩ વેણીદાસ દામોદર દાસરે, વીજા નગરીમાં છે વાસરે. ૧૦૪ એક એક ફુળ લખી લાધુરે, લખી સ્વરૂપ હૈયામાં લીધુરે. ૧૦૫

ચાલ ફેરી છે. જથામતીએ કહ્યા છે, વળી બીજા છે અપાર; પરમ તત્વનું તત્વ છે, એ ભક્તના આધાર. ૧૦૬ ભક્તરાજ શીરોમણીને, એકનો આધાર; કરયાછે વળી કરે છે, વળી કરશે નીરધાર. ૧૦૭ તે માટે સરવે પ્રાત, ઉઠીને નામે કરો કરાહાર; કંઠમાં ધારણ કરો તો, હરી મળે સુખ સાર. ૧૦૮ સર્વે ભગવતીને નમન કરીને, એજ માગુ નેમ; શ્રી વિઠલવરની સૃષ્ટી ઉપર, રહો દુર્લભ પ્રેમ. ૧૦૯

## ધોળ. ૮

### અથ શ્રી દીનતાનું ધોળ.

શ્રી વીઠલ વર માહારેરે તમને તો શું કહીએ, પ્રાણજીવણ છોરે પ્રભુ જયમ રાખો તેમ રહીએ. ૧ આશ તમારી રે મોટી વાલાહમને, છળ નવ દેશોરે અરજ કરૂછું તમને.

૨ દયા કરીનેરે દરસન અમને દેજો, શ્રી વ્રજભુષણ લાલજીરે જીવને શરણે લેજો. ૩ વલ્લવકુળ પ્રગટયારે અનેક જીવને તાર્યા, કોઇ જનમનારે પ્રભુ કુમાર્ગથી ઉગાર્યા. ૪ એ વીશ્વા સેરે અમો રહ્યાં છીએ વળગ્યાં, પાલવ નહી મુકુરે કયમ કરો કરશો અળગાં. ૫ જે પોતાના કીધારે તે મુકયા કયમ જાશે, બરદ તમારારે પ્રભુ ભકત વચ્છળ કહેવાશે. ૬ જીવ ના દોષજરે કેહેતાં પાર નહી આવે, અઘોર કળીમારે પ્રભુ તમ વીના કોણ છોડાવે. ૭ પ્રદેશ પધારોરે દાસલડીને કાજ, રીત ચલાવોરે શ્રી વલ્લભજી માહારાજ. ૮ કૃત હમારાંરે જો વાહાલા ચિત ધરશો, જીવ અથડાશેરે હેવું તો નવ કર શો. ૯ પુર્ણ પુરૂશોતમરે પ્રભુજી તમે કહાવો, અમારે સર્વસરે તમ સાથે છે દાવો. ૧૦ શિક્ષા હમનેરે જે ઘટે તે દેજો, શ્રી વિઠલવર નાથજીરે જીવને શર્ણે લેજો. ૧૧ દાસની વિનંતીરે. પ્રભુ હઇયામાં લઇએ, શ્રી વિઠલ મારારે તમને તો શું કહીએ. ૧૨

## ધોળ ૯

### અથ શ્રી વિનતીનું ધોળ.

વ્રજના જીવન કરૂં વિનંતી શ્રી ગોકુળનારે ચંદ, વ્રજ ના જીવન કરૂં વિનંતી. શ્રી વલ્લભ નંદ, વેગે તે આણા મોકલો; શ્રી ગોકુળનારે ચંદ, વ્રજના જીવન૦ ૧ તમારા દર્શન વિના વલ્લભરે. કોહોજી કેમ રેહેવાય; મનડાં તે કઈ પેરે વાળીએ, નયણે નીર ભરાય. શ્રી વ્રજના જીવન૦ ૨ અરજ સૂણી આદર દરીએ, શ્રી જીમનાજી માંહ્ય; વિયોગતણું

દુઃખ દોહલું, કોહોજી કેમ રહેવાય. વ્રજના જીવન૦ ૩ દુર રહે કેમ ચાલશેરે, કોહોજી કોની એ રીત; આજ કાલનું કોઈ નથી, છે પુર્વની પ્રીત. વ્રજના જીવન૦ ૪ હરીરે હઈયામાં જાણજોરે, છે પુર્વનો સ્નેહ; દયારે કરોને દિનાનાથજી, નીકર તજશું આ દેહ. વ્રજના જીવન૦ ૫ નયણે ભરી કયારે નીરખીશુંરે, શ્રી ઠકરાણી ઘાટ; અંતરમાં ઇચ્છા ઘણી, જોઉ વ્રજનીરે વાટ. વ્રજના જીવન૦ ૬ આરે સુકાઇને શરીર, થયાંરે હરી હરદર વીર; નયણાં તે રાખ્યાં નવ રહે, ભરી ભરી આવે છે નીર. વ્રજના જીવન૦ ૭ રાંક ઉપર શાં રૂપણાંરે, પ્રભુ દિન દયાળ; દાસ પોતાના જાણીને, કરજોરે સંભાળ. વ્રજના જીવન૦ ૮

## ધોળ ૧૦

શ્રી વલ્લભજી કરૂં વિનતીરે, મારા પ્રાણ આધાર; દિન જાણી કરૂણા કરીરે, પ્રભુજી કીજીએ સહાય. શ્રી વલ્લભજી૦ ૧ અનુક્રમ કરીને વર્ણુંરે, શ્રી ભાગવત રૂપ; દ્વાદસ અંગ પ્રભુજી તણાં, શોભા પરમ અનુપ. શ્રી વલ્લભજી૦ ૨ અધિકાર લીલા પ્રથમ સ્કંધ છેરે, દક્ષણ ચરણનું ધામ; પાંચ ચરણનું ધામ છે, દ્વિતીય સ્કંધ લીલા જ્ઞાન. શ્રી વલ્લભજી૦ ૩ સ્વર્ગ લીલા ત્રતિય સ્કંધ છેરે, હરીનો એક બાહુ જેહ; વિસ્વર્ગ લીલારે ચતુર સ્કંધ છે, બીજો બાહુ જેહ. શ્રી વલ્લભજી૦ ૪ સ્થાન લીલા પંચમ સ્કંધ છેરે, પાંચ ભાગ કરી જાણ; પોષણ લીલારે સષ્ટમ સ્કંધ છે, કરી ઉદર વખાણ. શ્રી વલ્લભજી૦ ૫ લીલા સાતમ સ્કંધ છેરે, દક્ષણ હ-

સ્ત કહેવાય; એક હસ્તને અષ્ટમ સ્કંધ છેરે મન વંછીતરે લીલા ગાય. શ્રી વલભજી૦ ૬ નવમે સ્કંધે ઇસાનું કહ્યારે, બીજો સ્થાન જેહ; દસમે સ્કંધે નિરોધ લીલા રદછે, સમરે ધરો નેહ. શ્રી વલભજી૦ ૭ મુકિત લીલા એકાદસ સ્કંધ છે, એતો મુસ્તગ આશરે; લીલા દ્વાદસ સ્કંધ છે, ૮ હરીદાસ પ્રભુ શોભા નીરખીને, ધરી ભજીએ ચિત; ક્ષણું ક્ષણું હરીને નિહાળીએ ગુણ ગાઇએ નિત્ય. ૯ શ્રી વલ્લભ-જી કરૂં વિનતીરે, માહારા પ્રાણ આધાર.

## ધોળ ૧૧

### અથ શ્રી પ્રાગટનું ધોળ.

લક્ષમણ ભટજીનું ધામરે, દીસે અતી શુખ કારી; કાકરખંભા ગામરે તે ઉપર જાઉ વારી ૧ છે તઇ ંગા બ્રાહ્મણરે માહા ચુગ પવીત્ર જાણીં; એમના કુળ મધેરે શ્રી વલભ પ્રગટયા જાણી. ૨ શ્રી વલભ ગુણ ગાવુંરે આનંદ પ્રેમ ભરી; શ્રી હરીના મુખથીરે પ્રગટા દેહ ધરી ૩ તઇલંગકુળ મંડળરે, શ્રીલક્ષમણ તાત સહી; શેશનાગ સરીખારે જેનેમાથે શસ્ત્ર ફણી ૪ તેતો પાર નવ પામેરે લીલારસ સિંધુ તણી; અગ્નિ મધે પ્રગટયારે શ્રી વલભનાથ ધણીં ૫ અગ્નિ મધે રમતાંરે માતાજીએ દીઠા જયારે એ છે સુત મારારે ધાઇને આવ્યાં ત્યારે ૬ અગ્નિએ મારગ દીધોરે માતાજીને આવ્યન જાણી, બેઉ કર સાહીનેરે કુંવરને લીધા તાણી. ૭ અમરાવતી જુવેરે રત્ન પુષ્પ વેમાન ચડી; દેવ દુદંભી વાગ્યાંરે ચોદાસ લાગી ઝડી ૮ સુર વિનતા સહુકોરે જોવાને આવ્યાં મ-

ળી અંજળી ભરી ભરેરે પુષ્પની વ્રષ્ટી કરી ૯ ફેરી વ્રજ પ્રગટયારે દિજ કુળ રૂપ ધરો; એ શોભા જોઇએરે કહે હરીદાસ વળી ૧૦ વ્રજમાં વાસ આપજોરે વિનંતી શ્રવણે ધરી, શ્રી લક્ષમણ ભટજીનું ધામરે. અતિસુખકારી- ૧૧

## ધોળ ૧૨

ધન્ય આઠો અંધારી રાત્રકે, ભાદરવા વદીરે લોલ; ધન્ય મથુરાં ધન્ય ગોકુળ ગામકે, ધન્ય જુમનાં નદીરે લોલ. ૧ જયાંહાં જયાંહાં પ્રગટયા શ્રીસુંદીર શ્યામકે, કમળદળ લોચનારે લોલ; પુરવા વ્રજજંન કેરી હામકે, ભકત દુખ મોચનારે. ૨ પ્રગટયા મથુરામાં જદુરાયકે શ્રી વસુદેવ ગ્રહેરે લોલ; નિર્ખે દેવકીજી મુખચંદ કે મન આનંદ લહેરે લોલ ૩ વીનંતી કરી કહે ધન્ય આજ 'કેહેવા પ્રભુ નિરખીઆરે લોલ; આંગણે ઉભા શ્રી વસુદેવ કે અતી ઘણું હરખીઆરે લોલ. ૪ રત્નતણાં કરવાં બહુ જત્ન કે, કહો કયમ કીજીએરે લોલ ૫ પ્રભુજીએ કીધું બાળ સ્વરૂપ કે, કહેછે તાતનેરે લોલ; ૬ મુજને ગોકુળમાં જઇ શાંપો કે જસોદા માતનેરે લોલ ૬ ભાગી ભોગળ ખોલી કમાંડ કે, કાળા ગ્રહે તણારે લોલ; જેના કૃશ્ન સરીખા પુત્ર કે, તેહેને શી મણારે લોલ; ૭ સુતા દ્વારપાલ સર્વ સાથ કે કરયું કૌતક હરીરે લોલ; આજ્ઞા માગી શ્રી ગોકુળ કે, માયા આવતીરે લોલ. ૮ મસ્તક લીધા શ્રી જદુરાય કે, ચાલ્યા શ્રી ગોકુળ ભણીરે લોલ; વરશે મેઘ ધરી રહયો છત્ર કે, શેષ શહસ્ત્ર ફણીરે લોલ. ૯ પધારયા નંદ તણે દરબાર કે. સુતાં સહુ દીઠડાંરે લોલ; પોઢાડા જશોદાજીની શેજ કે, ગીરધર મીઠડારે લોલ. ૧૦ કન્યા લાધી શ્રી

વસુદેવ કે, આવ્યાં મથુરાં ફરીરે લોલ; જસોદા જીએ દીઠા પુત્ર કે, કહે હરખે ભરીરે લોલ. ૧૧ તેડા સગાં કુંટુંબી આ જ કે, સહુ વ્રજ સાથનેરે લોલ; તેડા બેહેન તમારી ચારકે, નવળદે માતનેરે લોલ ૧૨ આપો મણી માણક ભંડાર કે, આભ્રણ જેહેનેરે લોલ; આપો દ્રીજ જનને બહુ દાન કે, ગૌવચ્છ તેહનેરે લોલ. ૧૩ આંગણે નંદ તણે અતી ભીડ કે, આવ્યા વ્રજ જન તાંહીરે લોલ; બાંધી કાચ્છ ખેલે નરનાર કે, હુગધ ધ્રત દુધ દહિરે લોલ. ૧૪ એવા ઓચ્છવ નિત્ય અખંડ કે, શ્રી વલભ બારણેરે લોલ; હઇડે હર્ષ તણો નહી પાર કે; વૈસ્નવ જાય વારણેરે લોલ. ૧૫ સોભા જોઇ કહે હરીદાશ કે દરશન નિત્ય આપજોરે લોલ; તમારી લીલા નિત્ય અપારકે, રૂદયમાં સ્થાપજોરે લોલ. ૧૬ ધન્ય આઠો અંધારી રાત્ર કે ભાદરવા વદીરે લોલ ૧૬ સંપુરણ.

## ધોળ ૧૩

આનંદસાગર ઉલટયોરે લોલ, શ્રી વાસુદેવજીને દ્વારજો આઠમ શ્રાવણની વદીરે લોલ રોહણી નક્ષત્ર બુધવારજો પ્રગટયા શ્રી કૃશ્ન મન ભાવતારે લોલ. ૧ પીળાં પીતાંબર પેહેરીઆંરે લોલ, ઓઢા ઉપરણા સારજો; મસ્તક મુગટ બીરાજતારે લોલ, કુંડળ ઝળકે છે કાનજો પ્રગટયા. ૨ ભાલ તિલક મૃગમદ તણારે લોલ, ખીટલીઆળા કેસજો; ચારે ભુજાએ આયુદ્ધ ધરીરે લોલ, શંખ ગદા પદ્મજો પ્રગટયા ૩ નાકે નથ બેસર શોભીતારે લોલ, ચુની છે લાલ ગુલાલજો; અધરપર મોતી લટકતારે લો, હબચીએ હીરલાની કાંતજો.

પ્રગટયા ૪ બાંહે બાજુબંધ બેરખારે લોલ, પોચી છે રત્ન જડાવજો; હાથે હાથફુળ શોહાએ મુદ્રીકારે લોલ, ઉરગજ મોતીના હારજો. પ્રગટયા ૫. કેડે બાંધી છે કટીમેખળારે લોલ, ચર્ણે ઝાંઝરનો ઝમકારજો; એવા પ્રભુજીને નીરખતાંરે લોલ, સરવે ગયાં છે દુખ દુરજો. પ્રગટયા૦ ૬ વસુદેવ દેવકી જી હરખીઆંરે લોલ, નીરખ્યા શ્રી મુખ સ્વરૂપજો; એવા પ્રભુજીને કયાં રાખશુંરે લોલ, કોપે છે કંસરાય ભુપજો. પ્રગટયાં૦ ૭ ત્યારે પ્રભુજી એમ બોલીઆરે લોલ, સાંભળો મોરી વાતજો; શ્રીનંદતણા દરબારમાંરે લોલ, તેડી મુકી આવો મારા તાતજો. પ્રગટયા૦ ૮ કન્યા લઇને ઘેર આવજોરે લોલ, સરસે સઘળાં કાજજો; તે તમે કંસને દેખાડજોરે લોલ, તો મોડશે એના માનજો. પ્રગટયા૦ ૯ એમ કહી માયા ફેરવીરે લોલ, ધરીયાં તે બાળ સ્વરૂપજો; વસુદેવ દેવકી વિસ્મે થયાંરે લોલ, સ્વપ્નું લાગ્યું મને સારજો. પ્રગટયા૦ ૧૦ ભાગી ભુંગળ ખોલ્યાં પાટીઆંરે લોલ, સુતા છે સઉ દરવાનજો; મુસ્તકે લેઈ હરીને નીસર્યારે લોલ, લીધી શ્રી ગોકુળની વાટજો. પ્રગટયા૦ ૧૧ ઝરમર વરસે છે મેઉલોરે લોલ, ચોદિસે ચમકે છે વીજજો; આઘે સિંહ ધડુકીઆરે લોલ, શેશનાગે કીધી છે છાંયજો. પ્રગટયા૦ ૧૨ શ્રી જમનાજી વહે છે રસપુરમાંરે લોલ, ઉઠે છે લહેર તોરંગજો; હરીના ચર્ણ સ્પર્શવારે લોલ, હેઠાં થયાં તે જળ નીરજો. પ્રગટયા૦ ૧૩ દીધો માગને ચાલ્યા ઉતરીરે લોલ, પોહોચ્યા શ્રીનંદ દ્વારજો; સુતા દીઠા સઉ

સાથનેરે લોલ, મનમાં કીધો છે વિચારજો. પ્રગટયા૦ ૧૪ શ્રી જસોદાજીની સેજમાંરે લોલ, પોઢયા શ્રી ગીરધર લાલજો; કન્યા લઈ પાછા વળ્યારે લોલ, જોજો પ્રભુજીના ખ્યાલ જો. પ્રગટયા૦ ૧૫ જાગ્યાં જસોદાજી તે સમેરે લોલ, નિરખ્યા બો સુંદર શામજો; નંદજી મન હરખ્યા ઘણુંરે લોલ, આપ્યાં છે રત્નનાં દાનજો. પ્રગટયા૦ ૧૬ ઘેર ઘેર તોરણ બાંધીયાંરે લોલ, માનના મંગળ ગાયજો; વ્રજ સઉ ઉમંગો પ્રેમશુરે લોલ, આનંદ ઓછવ થાયજો. પ્રગટયા૦ ૧૭ હળદર દહીઘત દુધનારે લોલ, મળ્યોછેત્રીયાએનો કીચજો;તાળી વાગેને ફરે ફુદડીરે લોલ, નાચે છે સઉ નરનારજો. પ્રગટયા૦ ૧૮ બ્રહ્માને શિવ મુની દેવતારે લોલ, બોલે છે જય જય કારજો; દેવનાં દુદભી વાગીયાંરે લોલ, પુષ્પની વૃષ્ટી થાયજો. પ્રગટયા૦ ૧૯ એ સુખ શોભા શી કહુરે લોલ, કહેતાં ન આવે પારજો; શ્રી વલ્લભ ચર્ણ પ્રતાપશુંરે લોલ, શોભા જુએછે બલીહારજો. પ્રગટયા૦ ૨૦

## ધોળ ૧૪

ચાલો સખી શ્રી ગોકુળ જઇએ, વિનતી વાહાલાને કહીએ; કે સહેજે સુખીયાં બહુ થઇએ. ચાલો સખી૦ ૧ ધન્યરે ધન્ય શ્રી ગોકુળ ગામ, પ્રગટયા પુરણ કામ; જેહનું સુની ધરે ધ્યાન. ચાલોરે સખી૦ ૨ મળી સઉ વ્રજ તણી નારી, પેહેરી કસુંબલ સાડી; કે લટકે ઘુઘટડો મારી, ચાલો સખી૦ ૩ મળી સઉ સઇયરની ટોળી, પેહેરી પંચરંગી ચોળી; ચાલે ભમર ભોળી. ચાલો સખી૦ ૪ કર મુક્તા–

ફુળની થાળી, જોતાં વદન સદન વાળી; કે માંહો માંહે લે તાળી. ચાલો સખી૦ ૫ તોરણ બાંધ્યાં છે ટોડે, જય જય શબ્દ જાચક બોલે; કે વૈશ્નવ જન મળીઆ કોડે, ચાલોરે સખી૦ ૬ ધન્ય ધન્ય ઠકરાણી ઘાટ, બેઠા શ્રી વિઠુલનાથ; સોહીએ કુંવર સાત. ચાલોરે સખી૦ ૭ ધન્ય ધન્ય જમુના ની લેહેરી, મધુરીસી મોહનની વેણી; સુણતાં થઈ ગઈ છું ઘેલી. ચાલો સખી૦ ૮ પ્રગટયા ગીરવર ગીરધારી, કરી વ્રજ લીલા વીસ્તારી; માધવા જોઇ જાય બલીહારી, ચાલોરે શખી શ્રી ગોકુળ જઇએ. ૯

## ધોળ ૧૫

### અથ શ્રી ગોવરધન વાસી લીખ્યતે.

શ્રી ગોવરધનવાસી સાંવરો લાલ તુંમ વિનારે; શ્રીજી તુમ વિના રહયો નવ જાયહો, વ્રજરાજ નંદનો લાડોલો; નીકી મોહનરે આછો મધુરીશી બજાયહો, શ્રી ગોવરધન વાશો સાંવરો. ટેક. બંક ચીન સુશકાયકે લાલ, સુંદીર બદન દેખાય લોચન તલપો મીન જયું લાલ, ક્ષણું ભર પલક બહી જાયહો. શ્રી ગોવરધન વાશી સાંવરો. ટેક. બંક ચીન સુશકાયકે લાલ, સુંદર બદન દેખાય, લોચન તલપો મીન જયું લાલ, ક્ષણ ભર પલક બહી જાયહો, શ્રી ગોવરધન૦ ૧ સપ્તસ્વર બંધાનકેલાલ; મોહન બેન બજાય, સુરત સુહાઈ બાંધ કે લાલ. મધુરે મધુરે ગાય. શ્રી ગોવરધન૦ ૨ રસીક રસીલી બોલની લાલ, ગીરી ચઢી ગઉવાં બોલાય, ગગ બોલાય ક્ષુમરીસે લાલ, ઉચે હેરે સુનાય હો શ્રી ગોવરધન૦ ૩ દ્ર

૮ પરિ જયાં દિવસ તે લાલ, તઅ તે રૂચે નહી અન. ૧ જની નિંદ્રા નવ આવહી લાલ, વિશગે ભોજન પાનહો. શ્રીગોવરધન૦ ૪ દરસનકું નેનાં તપે લાલ. વચન સુનનકો કાન, મીલવેકો હઇરો તપે લાલ, મેરે જીએકો જીવન પ્રાણ હો. શ્રી ગોવરધન૦ ૫ મન અભિલખાયું રહી લાલ, લાગી નેનની મેખ; એક ટક દેખુ આવનો લાલ નાગર નટ વર ભેખ હો; શ્રી ગોરધન૦ ૬ પુર્ણ રાશી મુખ દેખકે લાલ, ચિત ચોટયો ઓહી ઠોર; રૂપ સુધારસ પાન કે લાલ, સા રસ ચંદ્ર ચકોર હો; શ્રી ગોવરધન૦ ૭ લોક લાજ કુલ બે દકી લાલ, છાંડો સકળ વિવેક, કમળ કલિ રવિ જયુ બઢ લાલ; ક્ષણ ક્ષણ પ્રિત વિશેક હો. શ્રી ગોવરધન૦ ૮ મન મમ કોટીક વારણે લાલ, દેખી ડગમગી ચાલ; જુવતી જન મન ફંદના લાલ, અંબુજ નેન વિશાળહો. શ્રી ગોવરધન. ૯ એ રઢ લાગી લાડીલે લાલ, જેશે ચાતક મોર; પ્રેમ નીર બખાય કે લાલ, નવધન નંદ કીશોરહો; શ્રી ગોરધન૦ ૧૦ કુંજ ભોવન ક્રીડા કરે લાલ, સુખ નીધી મદન ગોપાલ; અમ શ્રી વંદરાવન માલતી લાલ, તુમ ભોગી ભમર ભુ પાળ હો; શ્રી ગોવરધન૦ ૧૧ જુગ જુગ અવિચળ રાજીએ લાલ; એ સુખ શૈલ નિવાશ; શ્રી ગોવરધનધર રૂપપર લાલ; બલીહારી ચતુરભુજ દાસહો; શ્રી ગોવરધન વાશી. ૧૨

## ધોળ ૧૬

શ્રી ગોકુળ ગામ અતિ શોભિતાં મંદીર માલીઆં; ચો ક ચિત્રામણ શોભિતા, શોભીતા જડીત્રને જાળીઆ. ૧ મ ણીમાણક સ્થંભ શોભીતા, શોભીતા હીંડોળા ખાટરે; પા

ટીએ પચરંગી શોભીતા, શોભીતા ગુગળીના ધાટરે; ૨ ત્યાં હાંરે બીરાજે શ્રી વલભરાયજી,ભલી ભલી વઇશનવની જોડરે; પ્રેમે પ્રભુજી પધારીયા, પુરયા નીગમના કોડરે. ૩ કુમ કુમ થાળરે કરે ધરી, ભરી મુકતાફળ સારરે; વ્રજ ત્રીયા વેગે વધાવાને, આવે છે માંહરે. ૪ અગ્નિ થકી વાહાલા પ્રગટીયા, કીધો છે અતિ ધણો શ્રમરે; એવા પ્રભુજીને નિરખીને, કોઇ ના જાણે તેહનો મર્મરે. ૫ શ્રી વલ્લભ ચરણે જે નમે, તેની તે પોહોતે છે આસરે; માધવદાસની વીનતી, રાખજો દ્રઢ વિશવાસરે; ૬ શ્રી ગોકુળ ગામ અતિ શોભિતાં શોભિતાં મંદિર માળિયાં. ૭

## ધોળ ૧૭

રૂક્ષમણી જાયા શ્રી વલ્લભ પુત્ર વધાવો વ્રજરાજને; સખી શ્રીરે ગોકુળના ભુપ વધાવો વરજનાથને, એમનું નામ મનોહર રૂપ વધાવો. એક સકલ સોહાસણી, વળી વરજ કેરીનાર; એક આવે ઉતાવળી, વિશરી વીવેક વીચાર, એકના મનમાં મોહ ભરીઆં, મળી મંગળ ગાએ ચાર. વધાવો. ૧ એક એકની ઝાલે આંગળી, પેહેરયાં પીતાંબર સાર એકે દક્ષણીનાં ચીર પેહેરયાં, ચોલીએ મોતીની હાર; એકને ચરણા ચુદડી, એકે સજીઆ સોળ શણગાર વધાવો વરજનાથને. ૨ એકને વાગે ઘુઘરા, તેનો શબ્દ સરસ રસાલ; એક નાર નાબ્દ કોઇને, ઉમંગી જશ ગાય; વધાવો. ૩ એકે કદળીના સ્થંભ રોપ્યા, સાથીઆ શુભ સાર, એક કુમકુમના હાથા દેતી તોરણ બાંધ્યાં દ્વાર. વધાવો. ૪ એક ચોક

ચંદન પુરતી, એક ગોત્ર ભાલે છત્રીશ; એક કુમકુમ તિલક કરતી એક દેતી આસીસ, એક ઉતારે આરતી, જીવો સોભા બેટીના વીર વધાવો ૫ જીવો કસળા બેટીજીના વીર, વધાવો૦ જીવો દેવકી બેટીના વીર; વધાવો૦ ૬ એક મુકતાની થાળ લાવી, વધાવે વરજરાજ; એક વદન નીહાલતી, આવી લોકમાં વારંવાર. એક માગે વધામણી, બલીહારી તે માધવદાસ. વધાવો વરજરાજને. ૭

## ધોળ ૧૮

ધન શ્રી જુમનાં કૃપા કરી શ્રી ગોકુળ વ્રજ સુખ આપજો; વરજની રજમાં અહરનીસ હમને, સ્થીર કરીને સ્થાપજો. ૧ તમે મહોટાં છો શ્રી માહારાણી, તમે જીવ તણી કરૂણા જાણી; શરણે હમને લેજો તાણી. ધનશ્રી જુમનાં ૨ શ્રી વંદ્રાવનની વાટમાં, નાહાવું શ્રી જુમના ઘાટમાં, વાલે રાસ રમાડયાં એક રાતમાં, ધનશ્રી જુમનાં ૩ ચાલો તો થઈએ વરજવાશી, પરિક્રમા કરવી ચોરાસી, માહારા જન્મ મરણની ટળી ફાંશી, ધનશ્રી જુમનાં ૪ પધરાવો સપ્ત સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા, વૈશ્નવને લાભ ઘણો લેવા, ધનશ્રી જુમના ૫ ગોકળ મથુરાની ગલીઓમાં, માહારાજ મુજને ત્યાં મળીયા, માહારા જન્મ મનોરથ સફળ થયા, ધનશ્રી જુમનાં. ૬ નંદજીનો વાહાલો વનમાળી, કાલંદ્રી કાંઠે ધેન્ય ચાલી; વાહાલો હસી હસી હમશું લે તાલી. ધનશ્રી જુમનાં. ૭ જીવ જાણે શ્રી જુમનાંજી નાહીએ, એવા અખંડ વ્રજવાશી થઇએ, એ નોઇતમ લીલા નિત્ય ગાઇએ. શ્રી જુમનધ

નાં. ૮ સખી સમરોને સારંગ પ્રાણી, વૈશ્નવને વાહાલી એ વાણી; એ લીલા હરીદાસે જાણી. વનશ્રીજીુમનાં કૃપા કરી શ્રીગોકુળ વ્રજસુખ આપજો. ૯ સંપુરણ.

## ધોળ ૧૭

શ્રી લક્ષમણ સુતનેરે હેલી, એમને નિરખુ સરવે પહેલી. ૧ એમના ગુણનેરે ગાશે, તેના ભવનો ફેરો જાશે. ૨ સુત ગોપીનાથ શ્રી વીઠલ જાયા, જાણીએ કલ્પવરૂક્ષની છાયા ૩ પ્રગટયા દઈવી જીવ અધિકારી, મુખ છબી ઉપર જાઉ બલીહારી. ૪ માહારૂ ચીતડુ એશું બાંધ્યું, એમની ચર્ણકમલ રજ માગુ. ૫ ચરણે રાખો શ્રી વલ્લભનાથ, માહારે મસ્તક ધરજો હાથ. ૬ શ્રી મહાલક્ષમીજી મહાવર આપો, મહારા ભવનાં બંધન કાપો ૭ પુરવા શેવક જનના કોડ, એમને સાત કુંવરની જોડ. ૮ સાત કુંવર છેરે એવા, સાત ને સપ્ત સ્વરૂપની શેવા. ૯ શ્રી ગોવરધન નાથજીરે બીરાજે, શેવા સપ્ત સ્વરૂપની રાજે. ૧૦ એ શોભા જોઈ હરીદાસ ગુણ ગાએ, એ છબી લોચન માંહી શમાએ, શ્રી લક્ષમણ સુતનેરે હેલી. ૧૧

## ધોળ ૨૦

ચાલો સખી શ્રી ગોકુળ જઇએ, નીરમળ શ્રી જમુનાજી નાહીએ; કે અખંડ વ્રજવાસી થઇએ, ચાલો. ૧ નીત્ય પિત્યે જસોદાજી ઘાટે, મહા પ્રભુ ઉભા રંગીલી વાટે, કે પ્રગટયા ભકિત રશિક માટે. ચાલો૦ ૨ શ્રી ગોકુળપતિ દાન દીઓ ભારી, અંગીકૃત્યને વરષ્ટિ કીધીછે ન્યારી; સદા

પ્રભુ મહા મંગળકારી, ચાલો૦ ૩ પ્રાણજીવણ મંદીર રાજે ભકત તણાં મહા દુઃખ ભાજે, આનંદ શ્રી ગોકુળમાં ગાજે. ચાલો૦ ૪ નરણાં ભરી પ્રિતમજી નિરખુ, જન્મસ્થાન સફળ કરી પરખુ; વાહાલાજીનાં મુખડાં જોઇ હરખુ. ચાલો૦ ૫ શ્રી ગોકુળ રંગતણી રેલી, લતાદ્રૂમ ફુલી રહી વેલી; નિરખતા થઈ રહી ઘેલી. ચાલો૦ ૬ સ્ફટીકમણી શ્રી ગોવરધન સોહીએ, શ્રી વંદ્રાવન જોતાં મન મોહીએ; કયાં સ્થળ જન્મ જન્મ સોહીએ. ચાલો૦ ૭ શ્રી ગોકુળ વશીએરે હેલી; માહારાણીજી સાર કરે વહેલી, ખેલું જઇ પ્રીતમજી પહેલી ચાલો૦ ૮ શ્રી મહારાણી ઘેર બહુ લાવે, ભકત સહું દરશને આવે; માધવદાસ દેખી સુખ પાવે. ચાલો સખી શ્રી ગોકુળ જઇએ.

## ઘોળ ૨૧

જીરે પહેલો વધાવો મારે આવીઓ, શ્રી ગોકુળપતિને દવાર, માતા જસોદાજીએ હરખે વધાવીઆ, એમના મુખપર જાઉં બલીહાર, ભલે શ્રી ગીરીવરધર જનમીઆ. ૧ જીરે પ્રજજન સરવે આનંદીઆ, મળી વંદીઆ ચરણ સરોજ; ગીરીધરણ નવલ નંદલાલના, એમ કરતાં નીશદીન કોય, ભલે શ્રી૦ ૨ જીરે પ્રભુ રૂપે નઠલું નિહાળશુ, મલી ટાળીશુ ભવનાં દુખ; જીરે તનમન સરવે વારાશુ, હવે શુરલભ થયાં છે સરવે સુખ. ભલે૦ ૩ જીરે દહી દુધ ધ્રત મધુરસ ભરીયા, મળી છાંડકે નરને નાર; નંદદાન દે બહુ રસ ભરયા. હરીદાશ શોભા બની જાય, ભલે શ્રી ગીરીવરધર જ

નમીઆ. ૪ જીરે બીજોને વધાવો મારે આવીઓ, શ્રી રાવ
લ હુવારે આનંદ; બ્રખભાન કીરતી ઘણું હરખીઆ, કુંવ
રી જન માહારે સુખ ચંદ્ર. ભલે શ્રી રાધા પ્રજ પ્રગટીઆ.
૧ જીરે વ્રજ જન સરવે ટોળે મળી, મળી ગાએ સુ મંગ
ળ ચાર; કુંવરી પ્રગટયાંરે પરભાવશું, ગુણરૂપ જગત વિ
ક્ષાત. ભલે શ્રી રાધા૦ ૨ હવે દયો જસોમતીને વધાંમણાં, ર-
ળીયામણી સાંભળી વાત, હવે નીશદીન નઈણે નીહાળશું
લીલારસ સિંધુ અપાર. ભલે શ્રી રાધા૦ ૩ હવે સરવે મ
ળીને કોહો શ્રી નંદને, આપણે કરવો વેહેવીસાળ, હેવા
નવલકુંવર નંદલાલના, તેહેવાં શ્રી બ્રખુભાન કુંમાર. ભલે
શ્રી રાધા૦ ૪ જીરે એ જોડી અવીચળ સદા, શ્રી વંદરાવન
વિલાસ; કરજોડીને કરૂ વીનતી, હરીદાસ શોભા બની જાય.
ભલે શ્રી રાધાજીવ્રજ આવીઆં. ૫ જીરે ત્રીજોને વધાવો મ-
હારે આવીઓ, શ્રી લક્ષમણ ભટજીને ઘેર, શ્રી એલંબાજીરે
ઉર પધરાવિયા, કળી જીવ ઓધરવા કાજ; શ્રી વલ્લભ ભુ
તળ પ્રગટીયા. ૧ નોજ ધામથી પ્રભુજી પધારિયા, કરવા સે
વક જનની સંભાળ, એવા દવીજ કુળ રૂપે પ્રગટીયા, એવા
અઠલક પરમ ઓધાર શ્રી વલ્લભ૦ ૨ જીરે તીમર હરયારે
ત્રૈલોકયના, તઇલંગ કુળ ઉગીઓરે સુર; જીરે મારગ પુષ્ટી
દેખાડીઓ; સોંપી શેવા રસરૂપ. શ્રી વલ્લભ૦ ૩ જીરે શેશ
સહસ્ત્ર મુખ ઓચરે, ના લહે એમના ગુણનો પાર; કરજો
ડીને કરૂ વીનતી; હરીદાશ શોભા બની જાય. શ્રી વલ્લભ
ભુતળ પ્રગટીયા. ૪ જીરે ચોથો નેવધાવો માહારે આવિઓ,

ભલે પ્રગટીઆ શ્રી વીઠ્ઠલેશ; જીરે ભકત સકળ મન હરખો યા, ગયો અનેક જનના મનનો કલેશ; ભલે શ્રી વીઠલેશ પધારીઆ. ૧ જીરે જેને એ સુત જનમીઆ, ધન ધન કહી એ એ માત, જેણે ઓછંગે લઈને હુલરાવીઆ, તેની કીસ્તી જગત વિક્ષાત. ભલે શ્રી૦ ૨ જીરે સુરીનર મુનિજન હરખી આ, જીરે વરખીઆ કુસુમ અપાર; શ્રી વલ્લભને વારણે, જો તાં આનંદ મંગળ થાય; ભલે શ્રી૦ ૩ જીરે કળીમાં કારણ જાણજો, વખાણજો દવીજ કુલરાય; કરજોડી કરૂ વિનતી, હુ- રીદાશ શોભા બની જાય. ભલે૦ ૪

## ધોળ ૨૨

આવોને પરમ સોહાસણી મળી મંગળ ગાઇએ આ- જ આનંદ મારે અતી ઘણો. સર્વે વાજીંત્ર વાઇએ ૧ પ્રગટ આ શ્રી વાઠલનાથજી, જન્મનોરે દહાડો, મોતીતે કેરા સાથી- આ મંદીર માંહે કહારો. ૨ મણી મુક્તાફળ કેવડો વચે ચો ક પુરાવોં શ્રી વલ્લભજી દાન આપે ઘણાં કેહેતાં પાર ન લાવો, ૩ ભાટ યાચક મળી ઘણા, બોલે જય જય થાય; ભ ગવદી મન આનંદ ઘણો. ફુલી અંગ ન સમાય. ૪ માધવદા સ પ્રભુના જશ સઉકો ગાય આવોને પરમ સોહામણી, મળી મંગળ ગાઇએ ૫ સંપુર્ણ.

## ધોળ ૨૩

આવોજી અચલ સોહાસણી, મળિ સહિઅર સમાણી શ્રીગોકુળનાથને નિરખીંએ, જુગ વલભ જાણી આવોજી ૧ કાલંદ્રિને કાંઠડે શ્રી ગોકુલ ગામ; ત્યાંરે બીરાજે જીઓ પરી

પુર્ણ કામ આવોજી ૨ શ્રી વિઠ્ઠલ કુલમંડન ખંડન. પાંખડી જેહુને જીત્યું કળિકાળમાં કળિ રૂપ કુડંડી આવોજી ૩ નખ શિખ શુંદીરતા તણો, કોઇ પાર નપામે શુરમુની નારદ સારદ, કયમ કહે વખાણ આવોજી ૪ સરળશુદેશ શોહામણા, શીરવાળ વિશાળ; વદન કમળ પાશે રહ્યો, જાણે મધુકર માલ. આવોજી ૫ લર્લીત લીલા ટળશે ભલીં, હરીચંદન રેખા; ભ્રગુટી કામ કમાનને બહુ બાણ વિશાખા આવોજી ૬ વાહાલા વિન વિનતા તણા ઉર અંતર ભેદ, તતક્ષણ નયણે નિરખ્યા, કુલ શાકુલ છેદ. આવોજી ૭ લોચન લોલ હસંતા શુતી મંડલ ૫ પરશોતા કરૂણાભર સદા, બહુ રસ વરશે આવોજી. ૮ નવલ નિરૂપણ નાશીકા, ગળસ્થળ ઝળકે; કંચન મણી કુંડળ તણી, આભાશ અતી ચળકે આવોજી. ૯ અધર અમરત ભરયા, દંતા દાઢમ ઓર: નાક પુત્ર રસ દષ્ટતી, ભ્રમાહીક ભુલ્યા. આવોજી ૧૦ કરપર ગ્રાવા ઉદરની ઉપમા શી દીજે ત્રીભોવનમાં કો નહી, તેહની સમોવડ લીજે. આવોજી ૧૧ સોભા જોતાં શુખ હોય તેતો મનજ જાણે, મુગો મીઠાઈ તણો કયમ સ્વાદ વખાણે આવોજી ૧૨ અનુભવીના આનંદનુ, પ્રેમરૂપ કોણ જાણીએ, જયાહાં વાણી વરમી રહે કવી કયમ કરી ગાઇએ આવોજી. ૧૩ જુગજુગ જીવો જગત પ્રભુ શેવક શુખકારી, નારાયણ ગુણ રૂપને, જાય બલીહારી આવોજી અચળ શોહાસણી, મળી સર્વેયર સમાણી

## ઘોળ. ૨૪

શ્રી વલ્લભનંદનરે વાહાલા લાગોછો, જેહનુ સ્મરણ કુ

રતાંરે દુખડાં ભાગોછો. ૧ પુરશોતમ લાલજીરે પ્રિતે આવો-છો, જોઇ રૂપ રસાળુરે મનમાં ભાવોછો ૨ મહારા કીયાં જન્મનાંરે શુક્રિત ફળીઆંછે, માહારા જન્મ જન્મ નાંરે દુખડાં ટળીયાં છે. ૩ અમને નામ સ્મરણુરે વાહાલે આપ્યાં છે. માહારા પુર્વ જનમનારે પ્રાચિત કાપ્યાં છે ૪ મહારા મંદીર પધારોરે મનડામાં વશીઆછો, વાહાલો હેત કરીનેરે હઈયામાં હશીઆછો. ૫ મેહેતો રૂપ રશાળુંરે જુગતે જોયું છે હુ-રી હઈએ વશીઆરે મનડું મોહ્યું વાહાલે પાઘ સોરગારે સીરપર ધરીઓછે. આભુષણ અંગેરે આપે ધરીયા છે ૭ કુમકુમના તિલકરે ભાળે કરીઆં છે વહાલો મંદીર અમારેરે મલપતા આવેછે, પ્રભુ દાસને પ્રીતેરે લાડ લડાવેછે. ૯

## ધોળ ૨૫

નંદ ઘેર આનંદ ઉલટયો; શ્રી ગીરધરલાલ વૃજની ૧ બાવન ચંદન ગઉ વળી; મોતીડે પુરયા છે ચોક વૃજની શોભા શી કહું. ૨ રંગે અંગેશુ નીસરયા સઉનો સરખો શણગાર. વૃજની ૩ દોડે તોરણ બાંધીઆં ઝુમણા ઝુલેછે ગોખ વ્રજની ૪ દીપક જયોતોરે જળહળે; મેહેલો દ્વારને ગોખ વૃજની ૫ નોબત વાગેરે નવરંગી રંગીરાજ દરબાર વ્રજની૬ નાહાનું સરખું શ્રી ગોકુળીયું આવ રૂડા નંદજીના લાલ વ્રજના૭ વેહેતી નગરીમાં નીસરૂ કાંઈક કારણ રૂપ, વૃજની ૮ એછે વહાલો દયાળવા પુરણ પરસોતમ ભુપ વ્રજની ૯ ગીરધર ગાયો ચરાવતા; શુંદીર જમનાને તીર. વ્રજની ૧૦ કાળદ્રીને કાંઠડે ઉભા હળધર વીર, વ્રજની ૧૧ માધવદાસની

વીનંતી. રાખજો દ્રઢ વિસવાસ. વ્રજની શોભા હું શીકહું.

## ધોળ ૨૬

શ્રી લક્ષમણ સુતને હું નમુંને, કરૂં તે પ્રણામ; વાણી તે હમને આપજો. જયમ ગાઉં જરા 'વિસ્તાર. મનમાં તે આનંદ અતિ ઘણો, મુખડે કહ્યો નવ જાય; કૃપા હોય જો તમ તણી, તો દાસ કોઇ ગાય. શ્રી લક્ષમણ ભટજી તાત એમના, શ્રી એલંબાજી માત; પ્રગટ લીલા તમ તણી, સાંભળો કહે એક વાત, શ્રી લક્ષમણ ભટજીના સુપનમાં, શ્રીજી પધારયા ઘેર; વિશ્વાધાર તમ ઘેર પ્રગટશે, તેહેની તે કરજો પેર. કાશીએ જાઓ વેગે કરી, શ્રી એલંબાજી લેજો સાથ; પુરણ પુરૂષોતમ પ્રગટશે, મારગમાં એ નાથ. સાત વરસ અહીંઆ રહો, તોએ ના પ્રગટ થાય; ગણવંતા દુઃખ પામશે, શ્રી એલંબાજી માત. વચન લેઈ માથે ચડાવ્યાં, પ્રભુ તમે કહો તે સત્ય; કહયાં તમારાં સત્ય છે. મારે ચા લવું નીરધાર. ત્યાંથી તે વાલોજી પધારીઆ, માળા તે આપી બે; એક કંઠી કંઠવરી, બીજી જાપ જપવાને તેહ. ભક્ત શુધ રીતે માઆ રૂપી, મણકા એકસોને આઠ. તે માલા નીત ફરવો, ગ્રંથનો કરવો પાઠ, ઉપરણો શ્રીઅંગનો, શ્રીજીએ આપ્યો સાર, વસ્ત્ર લઇ ઓરાઢજો, બાલકને વરી ત્યાં, ત્યાંથી વાલોજી પધારીઆ, ચંપારેણ્ય રહ્યું ગાઉ ચાર, રાતે રસોઇ ઓ ત્યાં કરી; મનમાં તે કરયો વીચાર, શ્રી કૃસ્નજીને પ્રીઆજી સંગ સુંદરી બે સાથ, બેઉને દરશન ત્યાં હવાં, સ્વપ્નામાં નીરધાર, નેત્ર ઉઘાડીને ન્યાળીઆં, તારે દીઠાં વસ્ત્રને માલ,બે

ઉને દરશન ત્યાં થયાં, સ્વપનામાં વળી સાર; તંબોલ લઇ શ્રી પ્રીઆજીએ આપ્યા જનમઘુટી બાળ, રસના વરસે તે તણો, બીજી વાણી તણો નહી પાર, પ્રગટ શ્રી વલભદેવના હઇડે તે હરખ ન માય, દેવનાં તે દુદંભી વાગીઆં પુરપની વૃષ્ટી થાય, પ્રગટ થઈ પ્રાક્રમ કીધાં, હઇડે હરખ ન માય,જુગ જુગ જીવો મારા વાલમા, બલીહારીતે માધવદાસ સંપુર્ણ.

## ધોળ ૨૭

શ્રી લક્ષમણ ભટજીને ઘેર એ કુળ દીવોરે, ભલે પ્રગટયા શ્રી વલ્લભરાય એ ઘણું જીવોરે. ૧ આ એમના સુતછે એ ઉ અતોસે રૂડારે, જે ન નામે એમના શિસ્ય તે જન કુડારે ૨ શ્રી અંકાજીકુખે અવતરયા સુખકારીરે, ગોપીનાથ શ્રી વીઠલનાથ એપર વારીરે. ૩ બળદેવ શ્રીગોપીનાથજીને જાણોરે શ્રી ક્રશ્ન શ્રી વીઠલનાથ એ વ્રજરાણો. ૪ એ પુરસોતમને પ્રેમ ધરીને ગાયરે, તેનાં જન્મ જન્મનાં પ્રાયશ્ચીત સઘળાં જાયરે. ૪ શ્રી વીઠલનાથજીને સાત કુંયર સુખ દાતારે, કળીયુગમાં પુષ્ટી પ્રકાસ એ વીખ્યાતરે. ૬ શ્રી ગીરધરજી ગુણવંત સાહુને ગમતારે. જઇ જુવો શ્રીજી નવનીત પ્રીયાજી શું રમતારે. ૭ શ્રી મથુરાનાથ મનોરથ પુરે મનનારે, તમો સમરો શ્રી નટવરલાલ જાય દુખ તનનાંરે. ૮ શ્રી ગોવીંદરાય રસ મગ્ન, રસ ભરી નીરખેરે, જેહને મંદીર શ્રી વીઠલેસરાય જોઇ જોઇ હરખેરે. ૯ શ્રીબાળક્રશ્નજી ક્રપા કરી સુખ આપોરેશ્રી દ્વારકાંનાનાથજીના રૂપ રૂદયમાં સ્થાપોરે. ૧૦ શ્રી બલદેવ શ્રી ગોકુલનાથ શેવા શ્રી ગીરધારી. જેણે રાખ્યો માળા પ્રસં

મ એપર વારીરે. ૧૧ શ્રી રઘુનાથજીને જોઈ મનડાં મોહીએરે જેને મંદીરશ્રી ગોકુળચંદ્રમાજી સોહીએરે. ૧૨ શ્રી જદુપતીછે જુગતે જોવા જેવારે, શ્રી બાળકૃશ્નજી તે કેરી સુંદરી શેવારે.૧૩ શ્રીઘનસ્યામજી પુરણ કામ છે ઘણું રશીયારે, શ્રી મદનમોહન જી માહારાજ મારે મન વશીયારે ૧૪ એ શોભા જોઇ હરી દાસ જાય બલીહારીરે, એ લીલા ગાજયો નીત્ય નરને નારી રે. ૧૫ શ્રી લક્ષમણ ભટજીને ઘેર એ કુળ દીવોરે.

## ધોળ ૨૮

આવને આવ ઉતાવળી, લાલને જોવા જઇએ; મનડુ તે પ્રેમે ભેળીને, આપણ નિર્લજ થઇએ. ૧ નાહાનકડી શ્રી દ્વાર સજી, માહારે હઈડે વશીયા; તેઓ નિદ્રા નહી કરે, જોવાના છે રશીઆ. ૨ અમાએ ભરી હરીની આંખડી, અતી છે અણીઆળી; સામું જુવોને સુંદરી, લાલે મીઠડી માંડી. ૩ ચંચ જાણે પોપટ તણી, એમના નાકની દાંડી, જાણે પરવાળાં અધર, દીસે એમ રાતડી. ૪ મુસ્તક નવ રંગ મોળીઆં, શોભે કમળને વાંને; બે પાસ શોભીતા લાલને, મોતી ઝળકે છે કાંને. ૫ ઓઢન આછી લોબડી, કોટ કનકની માળા; એક જીભ્યાએ શુ કહું, એમના અં-ગના ચાળા. ૬ ચિતડું તે માહારૂં ચોરાયું, મોરલીને નાદે; કાળા ધોળો બોલાવતાં, એમને સરવે સાદે. ૭ એવો કોઈ સાંભળ્યો નથી, નથી નયણેરે દીઠો; હીંડે છે મોડા મોડ તે, અતી લાગેછે મીઠો. ૮ સનાકાદીક સેવે સદા, એનો રસ છે રૂડો; ઘરમાં રહી શું કીજીએ, સંસાર છે કુડો.

૯ મનુષ્ય દેહ પામીને, રૂડુ રત્નજ લીધું; શ્રી ગીરધરલાલ જીવન શું, માહારૂં ચિતજ બાંધ્યું. ૧૦ જુગ જુગ જીવો માહરા વાલમા, શેવક સુખકારી; નારાયણ ગુણ રૂપને, જા ઉ બલીહારી. ૧૧ આવને આવ ઉતાવળી, લાલને જોવાને જઇએ.

## ધોળ ૨૯.

પોસ નામે શ્રી વીઠલનાથજી, હાંરે વાહાલો પ્રગટયા શ્રી વલ્લભ દ્વારજો; એમને જોવાની થઇ ચાતુરી, હાંરે વાહાલે કીધી સેવક સારજો. પોસ નામે૦ ૧ ત્યારે શ્રી નંદ ઘેર પ્રગટીઆ, હાંરે વાહાલે પુરયા જસોદાજી કોડજો; રમતા સખો સઉ સાથમાં, હાંરે વાહાલો હરી હળધજતી જોડજો. પોસ નામે૦ ૨ હવે શ્રી વલ્લભ સુત એ થયા, હાંરે વાહાલો શ્રી ગોપીનાથજીના ભ્રાતજો; ગોદ લઇને હુલરાવતાં, હાંરે વાહાલો ધન્ય શ્રી અંકાજી માત જો. પોસ નામે૦ ૩ એમના સુખની કાંઇ કહી ના શકું, હારે વાહાલો વેદ કહે છે નિતિ જો; શેષ સહસ્ત્ર મુખે ઓચરે, હાંરે વહાલો ધન્ય શ્રી જુમનાજીની રીતી જો. પોસ નામે૦ ૪ ત્યાં હાંરે વાહાલો ગાયો ચરાવતાં, હાંરે વાલો રમે છે રાશ વિલાસ જો; વેણ વગાડી વાલે વનમાં, હાંરે વાહાલે પુરી શ્રી વ્રજ સુંદરીની આશજો. પોસ નામે૦ ૫ રાસ બીહારી વ્રજ વલ્લભો, હાંરે વાહાલે આપ્યો શ્રી વ્રજમાં વાસજો; કરજોડીને કરૂં વિનંતી, હાંરે વાહાલો શોભા જુવે છે હરીદાસજો. પોસ નામે૦ ૬ પે સંપુર્ણ.

## ધોળ ૩૦

શ્રી વલ્લભ રાજકુમાર, તમે કાંઈ કીધુંરે; માહારૂં ચિત ચિત ગોકુળનાથ, હરીને લીધુંરે. ૧ ગીરધારીએ ઘેલી કરી, મુને આજ ન ભાવે અન્નરે; ધન કુંવર શ્રીઅંકાજીએ જોયા, તેથી મોહ્યું માહારૂં મન. તમે કાંઈ કીધુંરે૦ ૨ લોભાણા લોભી રહ્યા, ને નંદકુવર રંગ રેલચે; રશીયા ઠાકોર ભીમના, માહારો અરજ સુણો અલબેલ. તમે કાંઈ કીધુંરે૦ ૩

## ધોળ ૩૧

આજ સધઅરરે વધામણાં, વ્રજ વાગ્યાં નીસાણ; પ્રગટયા શ્રી વિઠલનાથજી, હવાં કોટી કલ્યાણ. ૧ આલની ચાલ ઉતાવળી, લાલને જોવાને જઇએ; તન તપે મન ભેલીને, આપણે આનંદ થઇએ. ૨ અમીરે ભરી હરીની આંખડી, નઈઆંછેરે રસાલ; ચરીત્ર કરે મન ભાવતાં, પાલણીએ પોહોડી. ૩ એનો નીદ્રા નહીં કરે, જોવાના છે રશીઆ; માધવદાસના પ્રભુજી, માહારે મન વશીઆ. ૪

## ધોળ ૩૨

આજ માહારે આનંદ ઉર ના સમાયજી; પ્રગટયા શ્રી વર વલ્લભ સકુમારજી; ભુતળ ભાગ તણો નહીં પારજી, દઇવી તે જીવનો કરવા ઉધારજી. ૧ મંદીર માંહ્ય તે ચોક પુરાયજી, તોરણ બારણે બંધાયજી; હુંએ કરૂં વીધ વીધના સણગારજી, હરખે તેડાવું સહીયર સાથજી. ૨ નાચુ ગાઉં તાલી પાડું હાથજી, કોને કહું કહું નવ કેહેવાયજી; છબા પરજન રસીક બલ જાયજી.

## ધોળ ૩૩

ધન ધન દાહાડોરે આજનો, ધન શ્રી ગોકુળ ગામ; ધન ધન નંદ જશોમતી, પ્રગટયા સુંદોર સ્યામ. ધન ધન० ૧ શ્રાવણ માસ સોહામણો. નોમી તનમાંરે નામ; વ્રજમાં ચાલી વધામણી. ખરચ્યાં દસગણાં દામ. ધન ધન० ૨ વ્રજમાં પ્રેમરસ ઉલટયો, ટાળવા દુનિયાના દોષ; રૂષીને તેડેરે રાયજી, જુગતે જોવાને જોષ. ધન ધન० ૩ આનંદ ઓચ્છવ અતી ઘણો, ગોપીયો ગાય છે ગીત; માણેક મોતી ને હીરાનાં, આપ્યાં હીમનાં દાન. ધન ધન० ૪ ફુલ્યા ફુલ્યારે સઉ ફરે, ફુલ્યા શ્રી ગોપીરે જન; ફુલ્યા શ્રી જુમના જોઇને, ફુલ્યા શ્રી વંદ્રારેવન. ધન ધન० ૫ સુરી નર સ્વપ્ને દેખે નહીં, શીવજી સરખારે સંત; બ્રહ્મા નીગમ જાણે નહીં, કોઇએ ન પામેરે અંત. ધન ધન० ૬ મોહોટાં ભાગ આહીરનાં, શોભા કહી નવ જાય, પ્રેમે પ્રગટયા શ્રી નાથજી, ગુણ માધવદાસ ગાય ધન ધન० ૭

## ધોળ ૩૪

આપણ જઈએરે શ્રીગોકુળ ગામ સાહેલીરે, શ્રીજીને નીરખીરે, જીરે જુવતીનાં જુથ ટોળે 'મળીયાં ગોપી સજી આરે નસત્ત શણગાર. સાહેલીરે. ૧ ગોપી વેગે તે ચાલો ઉતાવળાં, જઈ જોઈએરે અનુપમ નાથ. સાહેલીરે ૨ ગોપી કંચન થાળરે કર લીએ; માંહી ભરીયાંરે મુકતા ફળસાર. સાહેલીરે ૩ માહરૂં મનરે મથુરાં ચિત શ્રી ગોકુળમાં, માહરો જીવડોરે; રહ્યો શ્રીજીનપાસ; સાહેલીરે ૪ ગોપી ચરણ કમળ

રજ લઇ રહયા; વાહાલો આપેરે અભેદાન; સાહેલીરે. ૫ ત્યાં તો સાત મંદીર સોહામણાં, ગોપી આવ્યાંરે ઠકરાણીને ઘાટ સાહેલીરે ૬ મથુરામાં તે વાજીંત્ર વાગીયાં, ગોકુળમાંરે ગડગડીયાં નિશાન, સાહેલીરે. ૭ જાઉં વલ્લભ સુતને વાર ણે. બલીહારીરે જાય માધવદાસ, સાહેલીરે.

## ધોળ ૩૫

મેરે શ્રી નાથજી પ્યારે, ડગનસે હોજુ મત ન્યારે; ડ ગનસે હોજુ મત ન્યારે; મેરે શ્રી નાથજી પ્યારે. ૧ ગલેજા માં દદામોકા. કમર પટકા બદામીકા, ૨ સોરંગી પાઘ શીર સોહીએ લસત બનમાલ મન મોહીએ. ૩ લગા કોઇ કાન માં દુતી, તજી મોહ સેજમાં સુતી. ૪ મેરા દીલ લે ગયા આલી; લગી તનમાં તાલાવેલી. ૫ મત ભુલ દેખી તન ગો રા, જુગમાં જીવના થોરા, ૬ કઠણ હે મોહકી જવારા; બજા તા હે સંસારા. ૭ સદા વ્રજાદિશજી ગાવે, છબીપર વારણે જાવે. ૮ મેરે શ્રી નાથજીપ્યારે ડગનસે હોજુ મત ન્યારે.

## ધોળ ૩૬

ચાલોતો શ્રીજી જઇએરે, શ્રીમુખ જોવાને; આવોતો ત તબર થઇરે શ્રીમુખ. ૧ મને ઘરમાં લાગે છે ઘેહેલુંરે, શ્રીમુ ખ૦ હું તો કાંઇ ના સમજુ પહેલુંરે, શ્રીમુખ૦ ૨ હું તો ઘર ના ધંધા ભુલીરે, શ્રીમુખ૦ હું તો અંગોઅંગે ફુલીરે. શ્રીમુખ ૩ મને ભુખે ભોજન ન ભાવેરે. શ્રીમુખ૦ ૪ સેજડાએ નીદ્રા ન આવેરે, શ્રીમુખ૦ ૪ મારા મનમાં મનમથ વશીયારે શ્રી મુખ૦ મારૂં કામ સકામે ધશીયુંરે શ્રીમુખ૦ ૫ મોરલીમાં

કામણ કીધુંરે, શ્રીમુખ૦ માહરૂં મન હરીને લીધુંરે, શ્રીમુખ૦ ૬ કોઈ નંદજીના લાલ જોવા ચાલ્યારે, શ્રીમુખ૦ જસોદાજી ના જીવણ પ્રાણરે. શ્રીમુખ૦ ૭ એવા રશીકરાય ગીરધારીરે શ્રીમુખ૦ શ્રીદાસનો દાસ જાય બલીહારીરે, શ્રીમુખ સુંદી ર જોવાને૦ ૮

## ધોળ ૩૭

શ્રી નાથજી તે છેલ બીરાજતાજો, ટેક. સખી ચાલોતો જઈએ શ્રીજી શેહેરમાં જો. શ્રી ગોવરધન નાથજી બીરાજે લીલા લેહેરજો શ્રીનાથજી ૧ પેહેલાં દરશન તે મંગળનાં હુખીઆંજો. માહરા નાથનાં સ્વરૂપ નયણે નિર્ખીયાંજો; શ્રી નાથજી. ૨ બીજા દરસનમાં શણગાર વાહાલે બહુ ધરયાજો; માહરા નાથજીને લક્ષ્મીજી વરયાંજો; શ્રીનાથજી. ૩ ત્રીજાં દરશન તે ગ્વાલ બાલ ભોગનાંજો, સુખે મોરલીને છડી સોધી છેલમાંજો, શ્રીનાથજી. ચોથાં દરશન તે રૂડાં રાજભોગનાં જો, વિવોધ ભાતની સામગ્રી સંજોગમાંજો શ્રીનાથજી. ૫ પાંચમાં દરશન ઉથાપનનાં સાંભળ્યાજો, સંખ વાગ્યોને વૈશ્નવ થયા ઉતાવળાજો, શ્રીનાથજી ૬ છઠાં દરસનતેભોગ સંજોગનાંજો, વિવિધ અમ્રત મેવા ધરા ઉમંગમાંજો, શ્રી નાથજી ૭ સાતમાં દરશન તે આરતીનાં મન ઠર્યાંજો ભીડ ભારીને વઈસનવ બહુ મળ્યાજો શ્રીનાથજી. ૮ આઠમાં દરસન તે શેન કરયા શ્રી હરીજો. દરશાન કરીને વઇસનવ આનંદ ભરીજો. શ્રીનાથજી ૯ મટુલાલ મટુલાલજી જોડે છે જો. ગીરધરલાલજી બીરાજે લીલા લેહેરમાંજો શ્રીનાથજી ૧૦

વહુજી ભાભીજીને બેટીજી માહારાજ છેજો, એમને આડે દરશનનો ઘણો ભાવ છેજો, શ્રીનાથજી. ૧૧ જે કોઇ ગાય શીખેને સાંભળેજો; તેનો ચરણ કમળમાં વાસછે જો. શ્રીનાથજી ૧૨ એમના દરશન થકી સુખ થાય છે જો, હરીદાસ તે વલ્લભ ગુણ ગાયછેજો. શ્રીનાથજી. ૧૩

## ધોળ ૩૮

ચાલો સખી નિરખીએ નંદ કુમાર, લટકતા આવે હરી દીન દયાલ; જોજો હરી છેલછબીલા હરીની ચાલ, કીએને ચતુરે ઘડી હરીની ચાખડીરે લોલ. ૧ બેસણીએ કાંઇ ધરેરે મુનીવર ધ્યાન, લોકમાં કાંઇ લખ્યારે નાગરવેલ પાન, ચરણ સકોમળ કંકુ વર્ણવાન, કારીગરે કોતરી ફરતી મેહેલી પાંખડીરે લોલ. ૨ પાનીયે કાંઈ હંસ પોપટને મોર, મુસ્તક ભમરોને ઉપર બોર; તેની આગળ સોરે અમારો તોલ, ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ કરે ઘણોરે લોલ. ૩ સાંકળીઓ કાંઈ ગાંઠારે સોના કેરી તારરે, હીરામાણેકે ગુંથ્યા હરીના હાર; ફુલપે ઓછેરા કીધા વાહાલે ભાર, પીળાને પચરંગી બારાજે હરીના ફુમતાંરે લોલ. ૪ લંગરમાં કાંઇ સુર્ય રત્નને ચંદ્ર, હાથેછે હારલોને પહોચીયે નંગ; તેતો દેખી માહારૂ થાય ઉછરંગ, આંગળીઓમાં વીંટી અંગુઠીમાં આરશીરે લોલ. ૫ કાષ્ટના કડકાની કીધી વાહાલે શાર. એટલે તે શીદ લીએ હમારી સંભાળ; ગોવાળીયાના પુન્ય તણો નહી પાર. પેહેરીને પધારીયા ગોવાળીઆની ઘેરમાંરે લોલ. એક એકની શાનમાં સમજી જાય, જેહને જેવા ભાવ હોય તેવા ગાય; પ્રથમ નીરખું ને પછી લાગુ પાય, શ્રીવલ

ભકુળને નાથે તે લીધા સહુને લેહેરમાંરે લાલ. ૭ ચાલો સ ખા નીરખીએ નંદ કુમાર,

## ધોળ ૩૯

શ્રી કાંકરોલી ગામ રળીઆમણુંરે, ત્યાં તે બીરાજે શ્રી દ્વારકાનાથ; પ્રગટયા શ્રી વ્રજભુખણ લાલજી ૧ ફરીવાળો શેવક કારજ આવીયારે, ઇછા ધરીને મન સંગાથે લાલ. પ્રગ ટયા ૨ શ્રી પદમાવતી વહુજીએ લાલજી જનમીઆરે જુગમાં વ ર્ત્યો જયજયકાર લાલ. પ્રગટયા૩ સં. ૧૮૩૬ માં ચયત્ર સુદ ૮ સનીવાર લાલ પ્રગટયા.૪ સહી નક્ષત્ર લગ્ન પુનરવશુરે, પુણી ૭ ઘડી શેષ્ય પ્રમાણ લાલ. પ્રગટયા. ૫ લગ્ને બ્રસ્પતિ આ- વ્યા સહીનારે, ત્રીજે શનિશ્વર તેળાના લાલ. પ્રગટયા. ૬ પાંચમે કેતુ આવ્યા ધનનારે, આઠમે બુધ શુકરરવી મીનના લાલ. પ્રગટયા ૭ નવમે મંગળ આવ્યા મેશનારે, અગિઆ રમે રાહચંદ્ર. મૈથુનનાલાલ. પ્રગટયા.૮ હેવે ને જોગે વાહાલો જનમીઆરે, શ્રી વિઠલ વરીહર્ખે ન માય લાલ. પ્રગટયા. ૯ શ્રી ચારોમતો માજી મન હરખ્યાં ઘણુંરે, સહુને દેછે આદર ભાવ લાલ. પ્રગટયા. ૧૦ બાંધ્યાં તોરણ પુર્યા સાથીઆરે, ગુણીજન ગાય મધુરે ગાન લાલ. પ્રગટયા. ૧૧ વૈશ્નવ જુથ જુથ મળ્યાં ઘણાંરે, આવીને વાહાલાને હુલરાવે લાલ. પ્રગ ટયા. ૧૨ કંચન થાલ ભરયા શગ મોતીએરે. આવી વાહા લાને વધાવે લાલ. પ્રગટયા ૧૩ દાસ વલભ પર દયા કરોરે રાખો ચર્ણ કમળની છાંય લાલ. પ્રગટયા શ્રી વ્રજભુખણ લાલજીરે. ૧૪

## ધોળ. ૪૦

તેડી જાઓ તો હમારાં મન ઠરે, હું તો જોઉં શ્રી ગોકુળની રીતરે; હુતો જઇ નીરખું શ્રી નાથજી, છે પુર્વ જન્મનો પ્રીતરે. ૧ ત્યાં તો સાત મંદીર શોભા ઘણી, ભોવન ભોવન વસે વ્રજનાથરે; વસે શ્રી વલભાચાર્યજીના લાડીલા, મહા મોટા મુની વસ્યારે. ૨ શ્રી વંદ્રા તે વન રળીઆમણું, સોહ્યામણા ઠકરાણી ઘાટરે; સોહ્યામણી વાય વાહાલો વાંસલી, તે તો બલભદ્ર કેરા વીરરે. ૩ શ્રી વંદ્રા તે વનની કુંજમાં, એમાં સેના સરજા મોરરે, અમો હેલ કરત નંદા નંદસું નીર્ખુ નિખિત નંદ કીશોરરે. ૪ હું તો વ્રહે દર્શનની વ્યાકુલી. જર જીરણ માહારી દેહ; હું તો વહુ બેટીઓને પાયે પડું, નિહાળુ શ્રી મુખ નાથરે. ૫ જેણે નયણે ના નિરખ્યા શ્રી નાથજી, તેણે શાને ધરીઆ દેહરે; જેણે શ્રી ગોવરધન જોયા નહીં, તેનો સુનો ગયો સંસારરે. ૬ જેણે શ્રી વલ્લભ કુળ જાણ્યા નથી. તેને એળે ગયો અવતારરે; ધીક ધીક પડયો આ દેહ, ના નાહયો શ્રી જમના નીરરે. ૭ ધન ધન જીવક વ્રજ વાસીનું, જેહણે વ્રજમાં તે પુન્યા વાસરે; કરજોડીને કરૂં વિનતી, બલીહારી તે માધવદાસ. ૮ તેડી જાઓ તો હમારાં મન ઠરે, હું તો જોઉં શ્રી ગોકુળ રીતરે.

## ધોળ ૪૧

શ્રી વલ્લભ પ્રાણ આધારને નીરખવા ચાલો એ સજનીજી, સ્યાં સ્યાં સુખરે વખાણ એના જાણું દિવશને રજનીજી; શ્રી ગોવરધન ઘર થકી પ્રીન તે હુવી ઘણી દેખોજી,

નઇણે તે પલક લાગે નહીં જાણું તે ચત્રુ અલ લેખાંજી. ૧ તેઉ પરસપર હસી હસી વચન કહ્યાં તે એવાં એવાંજી, જો જો કહ્યાં તે તો કીધાં તે પ્રિતમ અંગીકાર એવાંજી; મોકલી અમો આવીયા જીવ પોતા તણા લેવાજી, પોતે કરીને દેખાડીજી વીવીધ પ્રકારની સેવાજી, ૨ બ્રંમ સબંધ કરાવીને જીવનો કીધો અંગીકારજી, શ્રી ભાગવત મથનકર જોયાંજીરે સંબોધનીજી સારજી; શ્રી ગોકુળ ફરીને વસાવીયું સાથ સરવેને તેડીજી, લીલા કરી તે શી કહું રસના એકે જો પામીજી. ૩ દાસ ગોપાળની વિનતી પરીવાર થીર કરી પામીજી, શ્રી વલ્લભ પ્રાણ આધારને નીરખવા ચાલીએ સજનીજી.

## ધોળ ૪૨

શ્રી ગોકુળ સાસરીએ જાવું, મોહનવરનુ આંણુ આવ્યુ; લખ્યું હસ્ત તણું ભાલુ શ્રી ગોકુળ૦ ૧ જાવું છે લટકેનેમટકે મોહનવર જોઈ જોઈ મન અટકે, પાયે નેપુરીઆ ઠમકે, શ્રી ગોકુળ૦ ૨ આભુશણ પહેરયાં છે અંગે, સખી સહુ શોભેછે સંગે; મોહયા મોટા મોહનવર રંગે, શ્રીગોકુળ૦ ૩ વાલોજી જુવેછે વાટો, સખી વેગે વેહેલાં ચાલો, નયણાં ભરી ભરી પ્રીતમજી નીહાળો, શ્રીગોકુળ. ૪ સાસરી મુને વાલેરી લાગે, ત્યાં મારી કામ વાસના ભાગે, મોહનવર જોઇ જોઇ રઢ લાગે શ્રી ગોકુળ૦ ૫ સખી મારે આ અવસર રૂડો, અચળીત સોહાગ્ય પેહેરયો ચુડો; મારે શ્રી ગોકુળપતી વર રૂડો. શ્રી ગોકુળ૦ ૬ અદભુત લેહેરનો રંગ ભારી, શ્રી જમુનાં જળ

ભરીછે જારી; મોહનપર વારંવાર વારી શ્રીગોકુળ૦ક શ્રીવલ્લભ નામ સદા રટવુ, જાત સજાતીમાં રહેવું. ચરણે શ્રીજી ગોવરધન નમવું શ્રી ગોકુળ સાસરીએ જાવું.

## ધોળ ૪૩

શ્રી વલ્લભકુળને વારીરે, શ્રીનાથજી અલબેલા; શ્રીવિઠલ નાથ વીહારીરે, શ્રીનાથજી૦ ૧ રૂડા એમના શુતછે સાતરે, શ્રીનાથજી૦ કળીયુગમાં વેદ વિક્ષાતરે, શ્રીનાથજી૦ શ્રીગીરધરજી ગુણવંતરે, શ્રીનાથજી૦ શ્રી મથુરાંનાથ નિધાનરે, શ્રીનાથજી૦ ૩ શ્રી ગોવીંદજી રસ રૂપરે, શ્રીનાથજી૦ શ્રી વીઠલેશ પ્રેમઅનુપરે; શ્રીનાથજી૦ ૪ શ્રી બાળકૃસ્નજી પ્રતીપાળરે, શ્રીનાથજી૦ શ્રી દ્વારોકાંનાથ દયાળરે, શ્રીનાથજી૦ ૫ શ્રી ગોકુળનાથની શોભા સારીરે, શ્રીનાથજી૦ જેણે શેવ્યા ઘેર ઘેર ગીરધારીરે, શ્રી નાથજી૦ ૬ શ્રી રઘુપતી રૂડા જોધરે. શ્રીનાથજી. શ્રી ગોકુળ ચંદ્રમા સોહીએરે શ્રી નાથજી૦ ૭ શ્રી જદુપતી માહારાજરે, શ્રીનાથજી૦ શ્રી બાળકૃશ્નજી ગરીબ નીવાજરે, શ્રીનાથજી૦ ૮ ઘનશામ પુણ કામરે, શ્રીનાથજી૦ શ્રી મદનમોહન સુખ ધામરે, શ્રીનાથજી૦ ૯ મુખ મહીમા નવ કહેવાયરે. શ્રી નાથજી૦ નટવરજી નવનિધ્યરે, શ્રીનાથજી૦ ૧૦ સઉ શોભતા શણગારરે, શ્રીનાથજી૦ પાય ઝાંઝરનો ઝમકારરે, શ્રી નાથજી૦ ૧૧ એ નીત્ય નીત્ય લીલા ન્યારીરે શ્રીનાથજી રૂઘનાથદાસ બલીહારીરે શ્રીનાથજી અલબેલા૦ ૧૨

## ધોળ ૪૪

શ્રીજી મેરા એસા રશીયા, મુજ બોલાવે ઘડી ઘડી; મો

ર મુગટ પીતાંબર શોહીએ, બનશી બજાવે વાહાલો ત્યાંહાં ભરી શ્રીજીમેરા૦ ૧ સબ સખીયનમેં રાસ રચ્યોહે, દરશન દેવે ઘડી ઘડી. શ્રીજીમો૦ ૨ દોડ દોડકુ દરશન જાવે, ઝાપ ટ વાગે તડાતડી શ્રીજીમેરા૦ ૩ ચાર ચોકકો મંદીર બનાયો. આપ બોરાજે વાહાલા છપરતરી. શ્રીજીમેરા ૪ નંદદાસ પ્ર ભુકો છબી નીરખત, શ્રીજીકે ચરણુમાં જાય પરી. શ્રીજી મેરા એસા રશીયા મુજ બોલાવે ઘડી ઘડી. ૫

## ધોળ ૪૫

પુરે જોયારે માહારા વ્રજના વાહાલા, વ્રજ સુંદરી સંગ મોહુયારે મારા વ્રજના વાહાલા. ૧ તમશું શો આશંગોરે મારા૦ તમારે બહુ પડંગોરે મારા૦ જયાં જાઓ ત્યાં સુખી આરે, મારા૦ વેદ પુરાણે લખીઆરે મારા૦ ૩ ઉતમ કુળઅ ધીકારીરે, મારા૦ સુંદીરવર ગીરધારીરે મારા૦ ૪ પેહુલે એમ કયાં કીધુંરે મારા૦ ૬ શરદ નીશા અજવાળીરે મારા૦ ગોપી રાશ રમાડારે મારા૦ ૭ હુશી ઘશી લાજ છોડાવીરે મારા૦ ગોકુળમાં અસવારીરે મારા૦ ૮ સ્યામજીની સુખકારીરે, મા રા૦ માધવદાશ બલીહારીરે મારા૦ ૯ પુરે પ્રેમે જોયારે મા રા વ્રજના વાહાલા.

## ધોળ ૪૬

વંદ્રાવનનારે ચંદ્રમા, આજ મારે આનંદ અતી ઘણો પ્રગટયા શ્રી વીઠલનાથકે, વંદ્રાવનનારે ચંદ્રામા. ૧ માગસર માસ સોહુયામણો, નોમીનો દીનકે, વંદ્રા. ૨ ક્રસ્નપક્ષ વાડે ઉદે હુવા, ગોકુળમાંરે રતન વંદ્રા. ૩ જુવતીનાં જુથ ટોળે

મળ્યાં, સજીયા નવસત સણગાર કે વંદ્રા. ૪ પેહેરણ નવર ગી ચુંદડી, ચાલે ગજ ગતી ચાલ કે વંદ્રા. ૫ કનક થાળ ક ર ગ્રહી, માંહે મુક્તાફળ સાર કે વંદ્રા ૬ ગાતાં મંગળ ધોળ સોહાંમણાં, આવ્યાં શ્રી અંકાજીને દ્વાર કે. વંદ્રા. ૭ શ્રીવીઠ લવર મોતીએ વધાવીઆ, આનંદ અંગ ન માય કે વંદ્રા. ૮ તીલક કરે ને વધાવે પ્રેમશું, ગાયશ્રી ગોકુળપતીનું ગીત. કે. વંદ્રા. ૯ શ્રી જસોદાજીના જીવણ લાડીલા, શ્રી અંકાજીના કુંવર કોડામણા; જુવતિના જીવણ પ્રાણ. વંદ્રા ૧૦ જશોદા જીનો જીવન કાહાનકે, રંગી લોભી ન લેનવા નકે. વંદ્રા.૧૧ ઝળકે બેઊ કાનમાં રવિ શશી કોટી સમાન, વંદ્રા. ૧૨ શી રપર ફુલની પાઘકે, ફુલ્યો નવરંગી બાગ કે રતીપતી મા હા અનુરાગ કે. વંદ્રા. ૧૩ તોરણ બાંધ્યાંરે બારણે, તોડે ટ ઉકે મોરકે; બોલે હલધર વીરરે વંદ્રા. ૧૪ પ્રાત સમેરે માંહે ધુમતા ધુમે ધમકે છે પ્રાંત, કંકણ ખળકેછે હાથ કે, વાજીં ત્ર વાજે બહુ ભાતકે. વંદ્રા. ૧૫ જુગ જુગ જીવો મારો લાલમો બલીહારી માધવદાસ કે, વંદ્રાવનનારે ચંદ્રમા ૧૬

## ધોળ ૪૭

શ્રી વલ્લભ સુતને નીરખ્યારે મારા શ્રીજીના વાહાલા; સુંદર જોવા શરખારે મારા શ્રીજીના વાલા. વેદ પુરાણે લખી આરે. મારા૦ જયાં જાઓ ત્યાં સુખીઆરે, મારા૦ ૨ જુમ નાંજીનો તીરરે, મારાં વસ્ત્ર હરયાં હળધર વીરરે. મારા૦ ૩ શ્રીવંદરાવનની વાટેરે, મારા. મહી લુટયાં શા માટેરે મારા. ૪ સોળ સહસ્ત્ર ઘેર નારીરે, મારા૦ તોએ કહેવાયા બ્રહ્મચા

ચ.રીરે મારા૦ ૫ શ્રી ગોવરધન ગીરધારીરે, મારા૦ આધેર દાસ બલીહારીરે. મારા વ્રજના વાહાલા. ૬

## ધોળ ૪૮

શ્રી ઠકરાણી ઘાટ સોહામણાંરે છોકરો લેકેછે દારરે; મારૂ ગોકુલ રળીયામણું. ૧ શ્રી વલભ વંશ બીરાજતારે શ્રી વીઠલનાથજીનો સાથરે. મારૂ૦ ૨ ગુણુનીધો શ્રીગોપીનાથ જીનારે હળધરનો અવતારરે. મારૂ૦ ૩ ગુણુનીધિ વિઠલનાથ જીરે, શ્રી કૃષ્ણ તણો અવતારરે. મારૂ૦ ૪ શ્રી રૂક્ષમાણી વહુના કંથરે, શ્રી પદમાવતી વહુના કંથરે, મારૂ૦ ૫ ગુણવંતા શ્રી ગીરધર લાલજીરે. શ્રી ભામનીજી વહુના કંથરે. મારૂ૦ ૬ ગુણવંતા શ્રી ગોવિંદરાયજીરે, શ્રી રાણીજી વહુના કંથરે. મારૂ૦ ૭ ગુણવંતા શ્રી બાલકૃસ્ણજીરે, શ્રી કમલાવતી વહુજી જીના કંથરે, મારૂ૦ ૮ ગુણવંતા શ્રી ગોકુલ નાથજીરે, શ્રી પારવતી વહુજીના કંથરે. મારૂ૦ ૯ અજીતને જીતી વળ્યારે, રાખ્યો માળાનો ધરમરે. મારૂ૦ ૧૦ ગુણવંતા શ્રી રઘુ નાથ જીરે, શ્રી જાનકીજી વહુના કંથરે, મારૂ૦ ૧૧ ગુણવંતા શ્રી જદુનાથજીરે, શ્રી માહારાણી વહુના કંથરે. મારૂ૦ ૧૨ ગુણ વંતા શ્રી ઘનસ્યામજીરે, શ્રી કૃષ્ણાવતી વહુજીના કંથરે. મારૂ૦ ૧૩ લક્ષમી રાત સભા બેઠીરે અંગજનાં અનુહારરે. મારૂ૦ ૧૪ શ્રી નવતિત પ્રિયાજીને રીઝવારે, શેવા વિવિધ પ્ર કારરે. મારૂ૦ ૧૫ સોહ્યા યમુના કમળાદેવકીરે, જેને સાત બંધુ સોહાગરે- મારૂ૦ ૧૬ શ્રી ગોકુલથી શ્રીજી પધારિયારે ચઢવો શ્રી ગોવરધન ટેકરે. મારૂ૦ ૧૭ સાઠમાં શ્રીજી પધા

રિઆરે, આપે શ્રી ગોવરધન નાથરે. મારૂ૦ ૧૮ શ્રીજીની શે વામાં સોંપીઆરે, સાત કુંવરની જોડરે. માહારૂ૦ ૧૯ ભો ગ ધરાવે શ્રીજીને ભાવતારે. શ્રી જમુનાં જલ ઝારી હાથરે મારૂ૦ ૨૦ આચમન કરાવી બીડાં ધરયાંરે, આરતી ઉતારે વરજનાથરે. મારૂ૦ ૨૧ દરપણ ધરે વ્રજ મોહનરે, માળા પહેરાવે હાથરે. મારૂ૦ ૨૨ બનશીબટના ચોકમાંરે. મારે વા લે કરયો વેણુનાદરે. મારૂ૦ ૨૩ રમણું રાધાજીના રાશમાંરે તોળી ગોવરધન હાથરે મારૂ૦ ૨૪ કરજોડીને કરૂં વીનતીરે. નમી નમી દંડવત થાયરે. મારૂ૦ ૨૫ માધવદાસની વિનતી રે, આપો શ્રી ગોકુળ વાસરે. મારૂ શ્રી ગોકુળ ગામ ર- ળિયામણુંરે. ૨૬

## ઘોળ ૪૯.

ધન્યે કાંકરોલી ગામરે, વાલો વસે વરજના ધણીરે; ધન્ય કાંકરોલી ગામરે, દવારકાં નાથજીની શોભા ઘણીરે, ૧ ધન્ય કાંકરોલી ગામરે, પુરસોતમ સેવા કરેરે; ધન્ય કાંકરે લી ગામરે, રળીઆમણો રાયસાગરરે. ૨ ધન્ય કાંકરોલી ગામરે, દુનીયા દરશન જાય છેરે; ધન્ય કાંકરોલી ગામરે, માનુની મગળ ગાય છેરે, ૩ ધન કાંકરોલી ગામરે, આ નંદ ઓછવ થાયછેરે, ધન્ય કાંકરોલી ગામરે, જે જીવ શર ણે જાય છેરે. ૪ ધન્ય કાંકરોલી ગામરે, તેહેનું જીવતર સ ફલ થાય છે રે, ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગુણ ગા ય છેરે. ૫ ધન્ય શ્રી કાંકરોલી ગામરે, વાહો વસે વરજ ના ધણીરે. ૬

## ઘોળ ૫૦

એ વાહાલાજી ઉભલા રહોને રંગ રશીયાજી, મુજને મળવાનું કહોને રંગ રશીઆજી; વાહાલાજી મારા વશ કરીનેરે મુકો, ચતુર થઈશું ચુકોરે રંગ રશીયાજી. ૧ વાહાલાજી મારા કામણીઆં મુને કીધાં, મારાં ચિત ચોરી લીધાં- રે; રંગરશીઆજી ૨ વાહાલાજી મારા અમે અબળા માણુસ તે શું કરીએ, સાસરીઆથી ડરીએરે; રંગ રશીયાજી. ૩ વાહાલાજી મારા ગઇતી જુમનાજીને ઘાટેરે, ગીરધારી મળી વા વાટેરે; રંગ રશીઆજી. ૪ વાહાલાજી મારા કાળ નણદલ હુતી સાથે, બેડાંનો ભાર માથેરે; રંગ રશીયાજી. ૫ વાહાલાજી મારા તે માટે નવરે બોલાયાં, તમ સામાં નવ જોવાયાંરે; રંગ રશીયાજી. ૬ વાહાલાજી મારા રશીયા તે સારૂં, ના જાણ્યું દુઃખ મારૂંરે; રંગ રશીયાજી. ૭ વાહાલાજી મારા મુખ મરડીંને રહ્યા છો, નિરદય શું થયા છોરે; રંગ રશીયાજી. ૮ વાહાલાજી મારા દરદ હમારૂં જો જાણો; દયા મન આણોરે; રંગ રશીયાજી. ૮ વાહાલાજી મારા રાત દિવસને રેહેણી, ના જાણું મરગા નેણીરે; રંગ રશીયાજી. ૧૦ વાહાલાજી મારા કોના આગળ વાત કહીએ, સઉકોનાં મેહેણાં સહીએરે; રંગ રશીઆજી. ૧૧ વાહાલાજી માહારા સઉકો કાનુડાની કેહેછે, હવે તો દગો દેછેરે; રંગ રશીયાજી. ૧૨ વાહાલાજી મારા બીક રાખું હવે કોની, નથી વાત છેડતીરે; રંગ રશીયાજી. ૧૩ વાહાલાજી મારા વચન આપુ તે લ્યો કરમાં, ચાલો તો રાખું ઘરમાં-

રે; રંગ રશીયાજી. ૧૪ વાહાલાજી મારા ખાજાં જલેબીને લાડું, જમો તો થાય ડાહ્રુરે; રંગ રશીયાજી. ૧૫ વાહાલાજી મારા સામગ્રી સરસ બનાવી, મુખ આગળ તો ધરાવીરે; રંગ રશીઆજી. ૧૬ વાહાલાજી માહારા જે જોઇએ તે કેહેજો, મીઠા મેવા લેજોરે; રંગ રંસીયાજી. ૧૭ વાહાલાજી મારા હરીદાસને હરી કહેજો, ઉત્તર હમને કેજોરે; રંગ રશીયાજી. ૧૮

## ધોળ ૫૧

તમને સુંપેલા છે પ્રાણરે હો છબીલીજી, પ્યારીરે તું તો જોની હું શરીરે સુકાયો, તુજ રૂપમાં લોભાયોરે હો બોલોજી. ૧ પ્યારીરે મુજને તુજ વિના અન્ન ના ભાવે, નિંદ્રા નવ આવેરે હો છબીલીજી. ૨ પ્યારીરે તારે નિત્ય નોતાં દરશન દેવાં, ચિત્ત નોહોતાં હરી લેવાંરે; હો છબીલીજી. ૩ પ્યારીરે હું તો અરજ કરૂં એવી, જયાંહાં ત્યાહાં તું જેવીરે; હો છબીલીજી. ૪ પ્યારીરે તારી સેરડીએ તુજ માટે આવું, સાથે કોનેન લાવુંરે; હો છબીલીજી ૫ પ્યારીરે તું તો હરીદાસ હરીને કહેજે, ઉત્તર હમને દેજેરે; હો છબીલીજી. ૬

## ધોળ ૫૨

શ્રી દ્વારકાંનાથજીને લાગુ પાય કે, મતી દેજો ભલીરે લોલ; શ્રી બાળકૃષ્ણજીનો જન્મ પવિત્ર તે ગાઇએ સહુ મળીરે લોલ. ૧ સંવત સોલસેહેને ખરકે કુશન સહીરે લોલ ૨ રાણી રૂક્ષમણી માતને કુખે કે લાલજી પ્રગટીઆરે લોલ; શ્રી વાઠલનાથજી દે છે દાનકે જાચક સહુ હરખીઆરે લોલ. ૩

સાંભળી આનંદ નરને નાર કે, સઉ મળીયારે લોલ. કાંધે દ
ધોના સોકા ધરયા કે, સઉ મન ભાવીઆરે લોલ, ૪ શ્રીવલ્લ
ભ રાજકુમારને ઘેરકે, દધો કાદો મચ્યોરે લોલ; શ્રીવીઠલનાથ
જીને ત્યાંય કે, બધાઈને, રંગ રચ્યોરે લોલ. ૫ એક એક ન
રને એક એક નારકે, હાથ તાળી દીયેરે લોલ; નાચે ગાવે
ઓછવ થાય કે; સહુ જે જે કહેરે લોલ, ૬ નાચે ઢાડી સુ
ફળે સુજાન કે ઝાંઝ લેઇ હાથમાંરે લોલ; વાજે ઝાંઝ મ્રદંગ
ઉમંગ કે, કવિતા કરી તાળમાંરે લોલ. ૭ ગાવે વૈશ્નવ જ
ન નર નારકે, ઘોળ પ્રગટ્યા તણારે લોલ; લુટાવે શ્રી વલભ
નંદ ઉદારકે, મીષ્ટાન મોદક ઘણારે લોલ; ૮ શ્રી ગીરધરજિ
પ્રફુલીત મનકે, ગોવિંદ હરખીઆરે લોલ; આવી દેવ બેશી
વઈમાન કે, કુશુમ બહુ વરખીયાંરે લોલ. ૯ આવ્યા જોશી
સહસ્ર પ્રવીણ કે, લાલ પ્રગટ્યા સુણીરે લોલ, એમને ખટ
પુત્ર કન્યા એકકે, એક કહે છે મુનીરે લોલ. ૧૦ આવ્યા ગ
રગાદી મહા મુન્ય કે, ધુની કહે વેદનીરે લોલ; શ્રીગોસ્વામી
કરી પરમ ઉદાર કે આપી વધામણીરે લોલ. ૧૧ આવી
ગોકુળની સહુ નાર કે, ઝુંડે ઝુંડ મળીરે લોલ; જોયા શ્રીમુખ
સ્યામ સ્વરૂપ કે આશીશ દે સહુરે લોલ. ૧૨ ચીરંજીવો શ્રી
વીઠલ રાજકુમારકે, ભકત થીર ગાજજોરે લોલ. પ્રભુજી શે
વા કરજો નીત્ય ગોકુળમાંહી માહાલજોરે લોલ. ૧૪ અવીચ
ળ ચપળતા રહેજો નીત્ય કે, ભકત હુલાવજોરે લોલ; હું છું
સરણ શેવકનો દાસ કે, કૃપણ પાપી ઘણોરે લોલ. ૧૪ રાખો
ચરણ કમળની પાસ કે બરદછે તમ તણુંરે લોલ; બલીહા

રી જાય માધવદાસ કે દોષ નીવારજોરે લોલ. ૧૫

## ધોળ ૫૩

વર્ણવું શ્રીવંદાવન સુખ ધામકે, શોભા ત્યાં ઘણીરે લો લ; જમુનાનાં નીર વહે ગંભીર કે, ગોવરધન ગીરીરે લોલ. ૧ બનશોંબટ સુંદર ઘનઘોર કે, નાજ કુંજ છબી શી કહુરે લો લ; ફુલ્યાં ભાર અઢારે દરૂમકે નામ પણ શું કહુંરે લોલ. ૨ ફુલ્યો ચંપોને કચનારકે, કદમને કેતકીરે લોલ; ફુલી ગુલગા ટા ગુલબાસકે. ચંબેલી માલતીરે લોલ૦ ૩ ત્યાં ઘનશામ ચ રાવે ધેનકે, બજાવે વાંસળીરે લોલ; સ્વર સુણી ગોકુળની વ્ર જનારી, ચીતડેથી ચળીરે લોલ. ૪ કીધા અવળ સવળ સણ ગારકે, સહુ ટોળે મળીરે લોલ- ચાલી સહુ સખીઓ મળી સાથ કે, મુખ્ય વ્રગુભાન ટળીરે લોલ; ૫ આવી વંદરાવન સુખ ધામકે, જયાં ઉભા હરીરે લોલ; કરીપર કર મુકયો વ્રજ નાથ કે, અધર મોરલી ધરીરે લોલ. ૬ એવી છબી જોઇ વ્ર જનાથકે, ઘણી થઈ આતુરીરે લોલ; કીધા હાવ ભાવ સન માન, વધારી ચાતુરીર લોલ. ૭ સુંદીર સ્યામ હરી કર ઝાલો ગયા મળી કુંજમાંરે; મચ્યો ત્યાં રાસ બીલાસ અનેક, રતી સૂખ રંગમાંરે લોલ. હેવી લીલા અપરમપારકે, નહી ગાઇ શકુરે લોલ બદરી કહેશું ગાઉકે, મહા ગતી મંદછુંરે લોલ. ૯ વરણવું શ્રી વદરાવન સુખ ધામકે, શોભા ત્યાં ઘણીરે લોલ.

## ધોળ ૫૪

કાંકરેલી ગામનારે વાશી, તેં હે તો વાહાલા સુજને કી

ધી છે દાશી. ૧ પુર્વ જન્મનીરે પ્રીત્યે, તે રસ માણુ છું રંગ રીત્યે. ૨ નિર્લે થઇનેરે નાચ્યું, જ્યારે શ્રી વ્રજભુખણને જાચું. ૩ એ વિના સર્વેરે કાચું, નિગમ કહેછે એ છે શાચું. ૪ દયા કરછેરે દયાળે, કૃપા કરી પ્રભુ જીવ પર ભાળે. ૫ માહાસુખ પામ્યારે જોતાં, હવે માહાગાં ભટકણ ભાગ્યાં ગોથાં. ૬ તમ્યાનું ઠેકાણુંરે એછે, દાસ મનોર નીરખી કહે છે ૭ કાંકરોલી ગામનારે વાશી.

## ધોળ ૫૫

અમે આવ્યા તમારે આશરે અલબેલાજી, હવે શું ફરીએ જઈ સાસરે અલબેલાજી. ૧ ફેરા તણું ફળ એ મળ્યું અલબેલાજી, મન ગમતુ મુજને મળ્યું અલબેલાજી. ૨ હીરલો લાગ્યો હાથમાં અલબેલાજી, તમો શોભો સઈયર સાથમાં અલબેલાજી. ૩ તમારૂં શામળુ અંગ અડશોમાં અલબેલાજી, ગુણવંતીને લાંછન લગાડો માં અલબેલાજી. ૪ જો જાણસે માહારી માવડી અલબેલાજી, કોની સાથે પ્રિત્ય છે એવડી અલબેલાજી ૫ અમે કાજળ આંખમાં આંજશું અલબેલાજી, તમો નેણાંની ચોટ નાંખો માં અલબેલાજી. ૬ હું તો દાણ નહીં આપું દોકડો અલબેલાજી, અમો જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭ હું બીવરાવી બીહીતી નથી અલબેલાજી, હું ઓશાયાળી કોઇની નથી અલબેલાજી. ૮ હું ઓશીયાળી પ્રભુ તમ તણી અલબેલાજી, શ્રી વલ્લભના સ્વામી તમે છો ધણી અલબેલાજી. ૯ અમે આવ્યા તમારે આસરે અલબેલાજી.

## ધોળ ૫૬

વનમાં વાગેરે વાંશળી, માહારે મંદીરીએ સંભળાય; વનમાં ૧ મોહ સઉ પાંમોરે શોહાગણી, જીવડો આકુળ વ્યાકુળ થાય વનમાં ૨ વેગે ચાલીરે વીનતા, મેહુતો ઘરમાં નવ રેહેવાય. વનમાં ૩ દેહની દશારે વિસરી, અંગે આભુશણ બદલાય. વનમાં ૪ ભોવન બેવનથીરે ભામની, ચાલી કામ કરી ઘર તાજ. વનમાં ૫ સાસરૂ મહીયરરે મેહેલીયું, લોપી લોકડીયાની લાજ. વનમાં ૬ વન સહુ આવીરે ગોપીયો, નર્ણે નિરખ્યા સ્યામ શરીર વનમાં.૭ રૂગનાથ હરખારે હઇએ, ઘણી શુદીર જુમનાં કેરી તીર. વનમાં વાગેરે વાંસળી, થાંહરે મંદીરીએ સાંભળાય. ૮.

## ધોળ ૫૭

વાંકે રમબોડે શ્રીનાથજીને, શુંદર સ્યામ સ્વરૂપ; શ્રીવલભ શુત શેવા કરે, એ શ્રી ગોકુલના ભુપ. પાઘ બાંધે વાહાલો જરકશી, ને શુંદર વાઘા સાર; પટકા તેછે પચંરંગના સજીઆ તે શોળસણગાર. કેસરી તીલક સોહામણાં, નાશીકા વિસવાધાર; ચીબુકની અતી કાંતિ છે, કંઠે મોતીના હાર ૩ હડબચીએ. હીરલો ઝગમગે, એહના તેજ તણો નહી પાર; અધર બીંબ એ રશીક છે, ઝળકે તે જોત પ્રકાર. ૪ બાહે બાજુબંધ બેરખા; હરીના ખીટળીઆળા કેશ; નિરખા ને વળી નિરખશું, એનો પાર ન પામે શેષ. ૫ ડાબી બાજુએ ગીરીવર ધરયો, જમણે કટી મધય ભાગ; કૃપા કરો શી નાથજી, માહારા હઇડા ટાઢા થાય. ૬ પાયે ઘુઘરી રણઝણે,

મોજડીએ મોતીની હારય, કૃપા કરો શ્રી નાથજી, બલીહારી માધવદાસ ૭ માધવદાસ કહે હરી, માહારૂં માગ્યું આપો માહારાજ; વળી વળી કરૂં વિનતી, મુને દેજો વરજમાં વાસ. ૮ વાંકે અંબોડે શ્રી નાથજી; સુંદર શ્યામ સ્વરૂપ.

## ધોળ ૫૮

હું બલીહારી તૈલંગકુલ દિપક, શ્રી લક્ષમણ તાતનેરે લોલ; જે કુળ પ્રગટયા શ્રી વલભ દેવ. જગત હિત કારણેરે લોલ. ૧ માધો માસ કૃશ્ન એકાદશી, ભર વૈશાકનીરે લોલ પ્રગટ ધરયું અગ્નિ મધ્ય કે. અગ્નિ રૂપ સહીરે લોલ. ૨ સંવત પંદરશે પાંત્રીશ કે, વાર રવી ખરોરે લોલ, સરવે સરીયાં શેવકનાં કાજ કે વરજજન આવી મળયારે લોલ, જીવને આપ્યાં દાન અનેક કે, વાર નવ લાગીરે લોલ. ૩ પુસ્ટી મારગ ચાલ્યા મરજાદ કે. મર્યાદા ઘણી ક્ષણુંરે લોલ. ૪ જગતને દ્રઢ કરવાને કાજ કે, શ્રીજી આવી મળયારેલોલ. વાકય કહયું શ્રી કૃસ્નજી પ્રત્યે કે, બેઉ એકાંતે મળ્યારે લોલ; ૫ જીવ છે તે રાખ્યો નિરધાર કે, લઇ ચરણે ધરોરે લોલ; લાવી સોપ હમારા ચરણ કે, દ્રઢ રાખશું રે લોલ, ૬ હેવા વચન સુણીને હરશીયા કે, જીવને દયા કરીરે લોલ; નિશ્ચે વચન કહ્યા પ્રમાણ કે, ત્રણવાર ફરી ફરીરે લોલ, ૭ પછી વીચારયું દીનદયાળ કે, ત્યાંહાં હરશાંની સહીરે લોલ; પુછવા લાગ્યા દીનદયાળ કે. કહો કશું કાંહાં સુણીરે લોલ. ૮ ત્યારે શિષ્ય નમાવ્યું નાથકે, હું સમજયો નહીરે લોલ, કૃપાનાથે કૃપા કરી કહયું કે, સાંભળો દ્રઢ કરીરે લોલ, ભકત જન ઉપર દયા ધ

ભુરી કે, હરશાનીએ લહયુંરે લોલ, ભક્તને આપ્યાં દાન અ નેક કે, મન આનંદ ઘણોરે લોલ. ૧૦ વાહાલે ઓધારયા જી વ અનેક કે; જુગ વિસ્તારે લોલ; પ્રથમ હરી હળધર પ્રગ ટ્યા કે, રચના શી કહીએરે લોલ. ૧૧ આયા વાદ રાજ્યો ભાર કે, પ્રભુ સમરથ સહીરે; ત્યાંહાંથી આગળ ચાલ્યો વિસ્તાર કે, સાત મધ્યે રત્નમણીરે લોલ. ૧૨ વ્રજનો જીવ ણુ એ વિશ્રામ કે, શ્રીગોકુળનાથ ધણીરે લોલ; જેણે જીત્યા ખળ પાખંડ કે, શાહા જહાંગીર સહીરે લોલ ૧૩ આપી ગજ મુકતાની માળ કે, પ્રભુ રાખે નહીરે લોલ; લેઇને શોં પી શ્રી જુમનાં મધ્ય કે, જુમનાંએ હાથે ગ્રહીરે લોલ. ૧૪ ત્યારે કહી જહાંગીરને વાત કે, શાહા માની સહીરે લોલ માળા હેજો હમારી નાથ કે. બદલ ફરી કરરે લોલ. ૧૫ શાહને લેઈ બેઠા પ્રભુ નાવકે, રૂપ જુમનાંએ ધરયુંરે લોલ; માળા આપી તતક્ષણ હાથ કે. શાહ રીજ્યો ઘણુંરે લોલ. ૧૬ એ સુખ નીરખી શ્રી વલભદાસ કે, મન આનંદ ઘણોરે લોલ. હું બલીહારી તૈલંગ કુળ દિપક કે, શ્રી લક્ષ્મણ તા તનેરે લોલ.

## ધોળ ૫૬

હું બલીહારી તૈલંગકુળ દીપક કે, શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ; એ કુળ પ્રગટ્યા શ્રીવલભનાથ કે, જગતહિત કારણેરે લોલ. ૧ એમના બેઉ સુત પર્મ કૃપાળકે, ચતુર શીરોમણી રે લોલ; શ્રી ગોપીનાથ શ્રી વિઠલનાથકે, હમશીર એ ધણીરે લોલ. ૨ તેશ્રી વિઠલનાથ ને સાતકે કુંવર પ્રગટ્યા સહીરે લોલ;

જાશુીએ પોતે સાત સ્વરૂપ કે, ધરીને પ્રગટયા મહીરે લોલ ૩ શ્રી ગીરધારીજી પરમ શુશીળ કે, શુભટ અતી શોભતારે લોલ શ્રી ગોવીંદરાય તણા સુખચંદ્ર કે, ભકત જન લોભતારે લોલ. ૪ શ્રી બાળકૃસ્નજીનાં અતીશયનોલ કે, ચર્ણ ચિત લાવીએ રે લોલ. શ્રી ગોકુળનાથજીના ચર્ણની કેણુકે જગતમાં કાહા વીએરે લોલ. ૫ ચતુર શીરોમણ શ્રી રઘુનાથકે કે, હેતનાગુણ ગાઇએરે લોલ; શ્રી જદુપતી નાથના ચર્ણ સરોજ કે, તેણે દુર્લભ ધારીએરે લોલ. ૬ સામર્થ વેદ તણા નહીં વર્ણવ કે, ગુણ ઘનસ્યામનારે લોલ; રાખો ચર્ણ કમળની છાંયકે, એછે કામનારે લોલ, ૭ સાત સ્વરૂપ તણા નિજવંશકે, જગતમાં બીરાજજોરે લોલ, સકળ સ્વરૂપના ચર્ણની રેણુ કે અમ શીર ગાજજોરે લોલ ૮ એ શ્રી વલભના નિજવંશકે, જગત હિત કારણેરે લોલ, શ્રી વ્રજભુષણ જોઈ મુખચંદ્ર કે જાય વારણેરે લોલ, ૯ હુ બલીહારી તૈલંગકુળદીપક.

ધોળ ૬૦

શ્રી વલભ શુત વાહાલા લાગો, કે તેથી ભય સઘળો ભાગો; શુક્રીત કીજે શું જાગો, શ્રી વલભ. ૧ પ્રગટયા શ્રી પુરસોતમ પોતે, દ્વિજ શુંદીરવર મનશુંતે; દેવી પ્રગટ થયા જોતે, શ્રી વલભ. ૨ સાત કુંવર કહીએ તેવા, સ્વરૂપની સોંપી છે શેવા; જીવને દાન ઘણા દેવા. શ્રી વલ્લભ૦ ૩ શેવક જન પુષ્ટીમાં પાળ્યા, અળગા અથડાતા ટાળ્યા; સમ પુર્ણ સુખ વાટે વાળ્યા. શ્રી વલભ ૪ ચોરાશી ચર્ણ કીધા, અષ્ટ સ્થાપી આધા લીધા; ભગવંદ રસ ભાવે કીધા. શ્રી

વલ્લભ૦ ૫ જેજન હરીચર્ણે રેહેશે, નિરમળ જમનાજી નાહ્‌હારો, અખંડ વ્રજવાશી થાસે. શ્રી વલભ૦ ૬ શેવક જન હરીના દાસ કહુંએ, ધ્યાન સદા એમનું ધરીએ; આપણ શ્રી ગોપીનાથજીને ગમીએ, શ્રી વલભ સુત વાહાલા લાગો.

## ધોળ ૬૧

આનંદ સાગર ઉલટો સખી આજ મહારૂ મન મોહ્યુંરે અંગો અંગે ફુલ્યાં અતિ ઘણાં. સખી કહયાં તે કોને નવ જાયરે. ટેક. ભલે પ્રગટયારે શ્રીગોકુળનાથ; શ્રીવિઠલનાથ દઉ હેલી હરીને વધામણાં. ૧ બાવનાચંદન બહુ વળી વચે ચોક નવલી જાતરે; પાછળ ફરતાં ફુલડાં વચે વેલડીની જાતરે; સિંહાસનરે શિહાસનરે; મેહેલો ઢળકતા હાથ. લટકતા હાથ; દઉહેલી હરીને વધામણાં, ૨ બહુ મુલાં રત્ન હીરે જડયાં, મોતીડે પુરી થાળરે, કુમકુમ ભરયારે કચોલડાં, મહા પુસ્પ કેરા માળરે, શોવાશણરે શોવાશણરે, ગાય મંગળ ચાર, ગીત રસાળ, દઉ હેલી હરીને વધામણાં. ૩ ઓછવ ઉપન્યો ખ્યાત ઘણો, સખી આણીએ નવરંગરે; વાજીંત્ર વાગે અવનવાં, સખી ઢોલ ભેર મ્રદંગરે. આજ મન ઉપન્યોરે; મન ઉપન્યોરે સખી અતિ આનંદ, દઉ હેલી હરીને વધામણાં, ૪ પ્રિતે પ્રભુજી નિરખ્યા, શ્રીગોકુળપતિ મહારાજરે; હરીદાસ કહે મારા મન તણા, પોત્યા મનોરથ આજરે, હવે સરીયાંરે હવે સરીયારે શેવકનાં કાજ વધસ્યુવના કાજ. દઉ હેલી હરીને વધામણાં. ૫ આણંદ સાગર ઉઠયો સખી આજ મહારૂ મન મોહ્યુ રે.

## ઘોળ ૬૨

શ્રીઓકુળ ગામને ગાંદરે સાહેલીરે, આશા ઝાકમ જોળ ગોસાઇજી ગોકુળમાં પધારીઆ, સાહેલીરે. ૧ મંડપ છાયો મોગરે સાહેલીરે, તોરણના છે મોર, ગોસાઇ૦ ૨ ચોકે ચિત્રામણ અતિ ઘણાં સાહેલીરે, ઘરઘેર કદળીના સ્થંભ. ગો૦ ૩ ઘેર ઘેર મંદિર ઉઘડયાં સા૦ ઘેર ઘેર ઓછવ થાય. ગોસાઇ૦ ૪ રંગીલા ગલી રળીઆમણી સાહેલીરે, ભકતની ભીડ અપાર ગો૦ ૫ ગુજરાતી આવે મલપતા સાહેલીરે, વઈશનવ સોરઠ દેશ, ગો૦ ૬ માધવદાસના સ્વામી મળ્યા સાહેલીરે, સરીઆં સેવકનાં કાજ. ગોસાઇજી ગોકુળમાં પધારીયા સાહેલીરે,

## ઘોળ ૬૩

સુરજ ઉગી ઉદય થયો, સરવે સંસારીને મોહ રહયો લાલા લહેરી તું રંગીલો. ૧ કાંનેં કુંડળ મકરાં મોતી, હું તો શ્રી દવારકાંનાથજીનાં મુખ જોતી. લાલા૦ ૨ શેરીવાસી ફુલડાં વેરૂ, આવતાં જાતાં હું તમને ઘેરૂ, લાલા૦ ૩ મહારે ઘેર આવજો દહાડી દહાડી, મારે ઘેર ફુલ ચંપાની છે વાડી. લાલા૦ ૪ મારે ઘેર આવોને અટકે મટકે, લવીંગ સોપારી બાંધુ દોપટકે, લાલા૦ ૫ મારે ઘેર આવો હરી રમઝમતા, તમે મારી સાસુ નણંદને બહુ ગમતા. લાલા૦ ૬ ઓરા આવો ચોટી ઓળું, પલંગે પોહોડો તો પ્રભુજીને વા ઢોળું. લાલા૦ ૭ માહારે ઘેર આવો હરી મશે, દુધ સાકરીઆ પાઉ રશે રશે. લાલ૦ ૮ લાડકડા આવો તો રમાડું,

ઘરમાં પધારો તો જમાડું લાલા ૯ મેંતો તમ સાથે પ્રીતી બાંધી, છોડવી ન છુટે હીરની ગાંઠી. લાલા ૧૦ દાસ વલ ભ કહે ચરણે લાગે, તેથી મહારા જન્મ જન્મના ભય ભા ગે. લાલા લહેરી તું રંગીલો. ૬

## ધોળ ૬૪

મોહન મલપતા ઘેર આવોરે, માહારે ઘેર પુરૂષોતમ પધારયારે; મેંતો હેઇને મોતીડે વધાવ્યારે. ૧ વાહાલે મા હારે કરૂણાની દ્રષ્ટીએ જોયુંરે, બાઇ માહારે એ વર શું મન મોહ્યુંરે ૨ પડયું માહારે નંદના કુંવર સાથે પાનુંરે, હવે હુંતો કયમ કરી રાખીશ છાનુંરે. ૩ દુરીજનને કેહેવું હોય તે કેહેજોરે, વાહાલા માહારા રૂદીયા કમળ વચ્ચે રેહેજોરે. ૪ ધન્ય ધન્ય ગોકુળની ગીરધારીરે, વાહાલાને જોવા મળી છે નર નારીરે. ૫ હાંરે હું તો વહાભ કુળની દાશીરે, હાંરે વાહાલા કૃપા કરો વ્રજ વાશીરે. ૬ વાહાલે માહારે વ્રજમાં આપ્યો વાસરે, હાંરે બલીહારી તે માધવદાસરે. મોહન મલપતા ઘેર આવોરે. ૭

## ધોળ ૬૫

ગંગા બેરીએ ઝઘડો માંડીઓ, વીરધારીના લખ્યારે પ્રમાણ; વારી જાઉં શ્રી નાથજી. ૧ બાદશાહે તે પ્રમાણો મોકલ્યો, છોડો છોડો શ્રી ગોકુળ ગામ; વારી જાઉં૦ ૨ છોડો છોડો શ્રી મંદીર માળીઆં, છોડો છોડો ને બરશાના ગામ. વારી જાઉં૦ ૩ વ્રજ વાશીએ મનમાં વિચારીઆં, એમના સામા બાંધોને હથીયાર. વારી જાઉં૦ ૪ શ્રી નાથ-

જીએ આગનાઓ નવ કરી, નોએ નોએ એ દેવતાનો ધર્મ;
વારી જાઉં૦ ૫ ત્યાં થકી શ્રી નાથજી પધારીયા, આવી
પધાર્યા દશ વીશ કોશ; વારી જાઉં૦ ૬ નવ ખંડ તે પૃ
થ્વી આપણી, ચોદશા ઓખાજીનાં રાજ્ય; વારી જાઉં૦ ૭
વાહાલે તળાવે તંબુ તાણીયા, ચાપારણ વિશે ગાઉ ચાર;
વારી જાઉં૦ ૮ ત્યાં થકી શ્રી નાથજી પધારીયા, મધ્ય રાતે
મેવાડ દેશ; વારી જાઉં૦ ૯ રાજા પ્રજાને હુઇરે વધામણી.
આપણા શ્રી નાથજી પધાર્યા નજીક. વારી જાઉં૦ ૧૦ રાજા
પ્રજાએ મનમાં વિચારીઆં, આપણ શી શી કરીશું ભેટ;
વારી જાઉં૦ ૧૧ એમને સોએ ઘોડા ને બસેં હાથીઆ, એ
મના રથને સંખતણો નહીં પાર; વારી જાઉં૦ ૧૨ વાહા
લે ડુંગર કેરો મંદિર કરયા, પધાર્યા શ્રી ગોવરધનનાથ;
વારી જાઉં૦ ૧૩ એમની ઉંચી મેડી ને મંદિર માળીઆં,
નીપના નીપના પગથીયાં ચોક. વારી જાઉં૦ ૧૪ નીપના
નીપના તે ઓરડા ને ઓરડી, નીપની નીપની રસોઇઓના
ઠામ. વારી જાઉં૦ ૧૫ કમળ ચોકમાં ઝુલે ધંમર હાથીયા,
એમને ટોલડે ટહુકે છે મોર. વારી જાઉં૦ ૧૬ એમ મંવરો
તે ગોવરધન ભઓ, બન્યો સજળ તે માહારાણીજીનાં નીર.
વારી જાઉં૦ ૧૭ જળનો તે ગોવીંદકુંડ ભરયો, તેમાં મ-
છુરાં ભરયાંરે ભરપુર. વારી જાઉં૦ ૧૮ એક વડલો તે બં
સીબટ ભયો, કાંકરોલી તે બંસીબટના ચોક. વારી જાઉં૦
૧૯ ત્યાં તો સાકર કેરા કરા પડયા, ત્યાં તો દુધડે વરસ્યા
છે મેહ. વારી જાઉં૦ ૨૦ ગંગાબાઇએ તે વિનતી એમ ક-

રી, મુને આપજો વરજમાં વાસ. વારી જાઉ શ્રી નાથજી, ગ
મા બેટીએ ઝઘડો માંડીઓ.

## ધોળ ૬૬

હરખેશ્રી વલભ નંદને ગાવુંજી, શ્રી વિઠલનાથને વાર
ણે જાઉજી ૧ જેના તેના મન તણો મહીમાયજી, સકળ અ
મંળગ અળગાં થાયજી. ૨ જેણે તે પુષ્ટીનું કીધું છે દાનજી
ટાળયું ટાળયું જીવ તણું અજ્ઞાનજી. ૩ કીધો કીધો માહા
મોટો ઉપકારજી. દઈવી તે જીવનો કીધો વીસ્તારજી. ૪
મનડાની આશા પુરણ કીધીજી, શિક્ષા તે શેવા કરવાની દી
ધીજી. ૫ મટયો મટયો અસુર તણો આવેશજી; કીધો કીધો
ભકતી તણો ઉપદેશજી. ૬ જીવને બ્રહમ સબંધ કરવાજી,
જે થકી પુરૂશોતમ મન ભાવ્યાજી. ૭ વારંમવાર એને આ
શ્રય જીવ જાતાજી, રાખો રાખો અસમરપીત વરતુ ખાતાજી
૮ શ્રીમદ ભાગવદ રૂપ પ્રકાશજી, તેહ થકી તત્વ વેદનુ ભા
શજી. ૯ બાંધી બાંધી ભક્ત સિંધુની સ્વેતજી, કીધુ કીધુ દ
ઇવી જીવનું હેતજી. ૧૦ સપ્ત તે લાલ કેરા તાતજી, શ્રી ગો
પીનાથ તણા જે ભ્રાતજી. ૧૧ શ્રી અંકાજીમા ગરભ તણો
એજ તનજી, પધારયા ભકતોનું કરવા જતનજી. ૧૨ તેમની
ભકતી તણે સીર સોહીએજી, નિરખતાં નિજ જનનાં મન
મોહીએજી. ૧૩ શ્રીમદ વિઠલના જે દાસજી, તેમના તે પદ
રજની આશજી. ૧૪ વળી વળી એહુજ વીનંતી કીજેજી, વ્ર
જ શેવકને અભેપદ દીજેજી. ૧૫ તેડાવું સહીયર સાથજી, ના
ચુ ગાઉ ને તાળી પાડુ હાથજી. ૧૬ કોને કહુ કહુ તે નવ

કહેવાયજી, છબીપર જનરશીક બળી જાયજી ૧૭ હરખે શ્રી વલભ નંદને ગાવુંજી.

## ધોળ ૬૭

સખી આજનો લાહાવો લીજીએ, કાલ કોણે દીઠી છે ટેક. ફુલની ગાદીને ફુલના તકીયા, ફુલનાં બીછાનાં બિછાવીએ, કાલ કોણે દીઠીછે૦ ૧ સોનાના સોગટાંને રેશમી ચોપાટ, હીરલાના પાસા ઢળાવીએરે, કાલ કોણે દીઠીછે૦ ૨ શોનાનું પારણું રેશમની દોરી, હરખે શ્રી નાથજી ઝુલાવીએ રે. કાલ કોણે દીઠી છે૦ ૩ વાણીના મેહુલા ને આનંદની હેલી, સુખને સરવડે ભીજાઇએરે, કાલ કોણે દીઠીછે. ૪ વલભના સ્વામી પ્રભુ રસીક, શીરોમણી, વળી વળી મુખડાં નિહાળીએરે, કાલ કોણે દીઠી છે. ૫ સખી આજનો લહાવો લીજીએરે, કાલ કોણે દીઠીછે.

## ધોળ ૬૮

આજ આનંદ નંદજીને દ્વારરે, વરજમાં થઇ છે લીલા લેરરે. ૧ ગોપી અતીરે ઉલટ ભરી આવેરે; થાળ મોતીનો ભરી લાવેરે. ૨ વાલાને વિવેકે વધાવેરે, વાહાલા ત્રિભુવન નાથ કહેવાયરે. ૩ વાહાલો હસ્તના ધાવણ ધાવેરે, વાલો ગોપીઓને લાડ લડાવેરે ૪ એવાં હેત ગોપીપર કીધાંરે; દધી માંખણ ચોરીને પીધાંરે, ૫ વાહાલા મથુરામાં શું મીઠુ રે એવું કુબજામાં શું દીઠું રે. ૬ વાલો કુબજાની સંગે મોહયારે, વાહાલો ગોપીઓની સાથે સોહયારે. ૭ ગોકુળ આવોને વરજના વાલારે, તમે નંદ જશોદાના લાલારે. ૮ ગોકુળ

આવોને વરજના વાશીરે, તમે પ્રાણ સોસ્યાછો માશીરે, ૯ ગોકુળ આવોને ગીરીવરધારીરે; તમારી વાટ જીુએ વરજનારીરે ૧૦ વાલા જીુમનાજીને ઘાટરે. તમે વસ્ત્ર હરયાં શામાટરે, ૧૧ વાલે ગીરી ગોવરધન ધારયોરે, એવો મદ ઈંદ્રનો ઉતારયોરે, ૧૨ વાલા વંશીવનની વાટરે, તમે મહી લુટયા શામાટરે, ૧૩ વાહાલા જીુમનાજીને તીરરે વાલે; મોરલી વગાડી ધરી ધીરરે. ધન્ય ધન્ય જીુમનાજી આગેરે, મારો સફળ કરયો જનમારોરે ૧૫ વંદ્રાવન રમીઓ રાસરે, પુરી સરવ ગોપીની આશરે. ૧૬ બલીહારી જાય માધવદાસરે, માગે ચરણ કમળનાઆશરે. ૧૭ આજ આનંદ નંદજીને દ્વારરે.

ધોળ ૬૯

ધન્ય ધન્ય શ્રીગોકુળ ગામ અતિ રળીઆમણું, કોઇએ દીઠા શ્રી પુરૂષોતમ લાલ જીુમનાંજીમાં ઝીલતાં; વાલો શરીરે ઉરાડે નીર, ગોપીઓને મન ગમતાં, ૧ વાલો બોલે મધુરા બોલ મુખમાંથી મોતીગરે, વાલો ચાલે ચમકતી ચાલ કંકુના પગલાં પડે ૨ ધન્ય ધન્ય શ્રી મહારાણી માની કુખ, જેહની કુખે રત્ન જડયા; હેવા નથી કોઇના સ્યામ સ્વરૂપ. થોડે થોડે કનકે ઘડયાં. ૩ એમનાં મુખ પુનમચંદ્ર દેખી મારાં મનડાં ઠરયાં, એમનાં અણીયાળાં લોચન ગાલે રૂડાં ગળીયાં પડયાં, ૪ વાલે છુટા મેલ્યા કેશ, કેસરી તિલક બન્યા વાલે મોતી કેરા શણગાર; પોતાને અંગે ધરયા, ૫ મારે રહેવું શ્રીગોકુળગામ; સાસરીયું ખોટું; બેની શું કરીએ સંસાર; એ મેહેણું મોહોટું. ૬ બલીહારી જાય માધવદાસ

શ્રીવીઠલવરને, રાખજો ચરણુકમળની પાસ, દયા કરી નીજ જનને, ધન્ય ધન્ય શ્રીગોકુળગામ અતિ રળીઆમણું.

## ધોળ ૭૦

હાંરે વાહાલો એહી હમારે શ્રીનાથજી, હાંરે ભવ તારણહાર. એહી હમારે શ્રીનાથજી, જોગ જપવરતકો કરેજી. હારે તપ તીર્થ અપાર, એહી અમારે શ્રીનાથજી. ૨ સોસરણ ગયા બે ગયાજી, હાંરેમન આને મોરાર, એહી હમારે શ્રીનાથજી ૩ એહી અક્ષર સુરદાસ કહે, હાંરે ભવ શરણ સાર, એહી હમારે શ્રીનાથજી, ૪

## ધોળ ૭૧

કાંકરોલી રાજશાગર તીરકે, વસે હમારો વાહમોરે લોલ. દરશન દેછે દીન, દયાળકે; શ્રી દવારકાંનાથજીરે લોલ. ૨ સાથે વ્રજવાશીની ભીડ કે, મંદીર સોહામણારે લોલ. ૩ શેવા કરે શ્રીગોકુળનાથ કે સંસારને તારવાર લોલ. ૪ વાલો મારો પ્રતીસવારે નાયકે. પ્રભુની કરે આરતીરે લોલ ૫ ઓઠે દરશન દેછે નાથકે શેવકને કારણેરે લોલ. ૬ સનસુખ રહેછે શ્રીગોકુળનાથ કે શ્રી દવારકાંધિશનેરે લોલ. ૭ ઝળહળ તેજ તણો અંબારકે, જોતાં સુખ પામીએરે લોલ. ૮ બહુ સંપ તણી અતી પ્રીતકે, સારસ થાકીએરે, લોલ ૯ ક્ષણ ક્ષણ ધરીઆ નવલા રંગકે, બાનક બેહુનેરે લોલ ૧૦ ધન્ય ધન્ય ભરતખંડ કે, ભાગ્ય ભુમી તણારે લોલ ૧૧ માયાવાદી કીધા ત્યાજ કે ભાર ઉતારીઓરે લોલ, ૧૨ સુરનર બોલે જય જયકાર કે દુદંભી ગડગડેરે લોલ. ૧૩ ધન્ય ધન્ય

નર નારીનો દેહ કે; જેણે એહને ઓળખ્યારે લોલ. ૧૪ એવા પ્રભુજી નિરખો નિત્ય કે બીજો કોઈ નથીરે લોલ. ૧૫ દાસ મનોહર નાચે ગાય કે નિરભે થકીરે લોલ. ૧૬ કાંકરોલી રાજ સાગર તીરકે.

## ધોળ ૭૨

નાહાના સરખા શ્રીનાથજી, નાના નાનારે હાથ; નાની લખુટીઓરે કરગ્રહી: સુંદીર દીસોછો પ્રાણ નાથ, નાના. ૧ નાના સરખા ગોવાળીયા, નાની સરખીરે ગાય; સાથે શીંગડીરે સોભતી; ગઉધેન ચારવાને જાય, નાના ૨ નાની બનસીઓ કર ગ્રહી, હરીઆં ગોપીનાં મન. રૂડો નંદજીનો લાડીલો, રૂડો વંદ્રાવન, નાના ૩ નાની સરખીરે મોજડી નાના સરખા છે પાય; પાએ રણઝણ ઘુઘરી, અણુવટ બીછુડા સાર, નાના૦ ૪ પ્રભુજીના મુખપર મોરલી, વાઇ વેણુરસાળ; શબ્દે મોહીરે ગોપીકા, રોતાં મેહેલ્યાં છે બાળ, નાની ૫ કાળંદ્રીને કાંઠડે ઉભા વગાડોછો વેણુ, જવાદોને જાદવા, વ્રજમાં થાશે પોકાર નાના. ૬ આંગળી સહીને હરી તાણુયો, પ્રભુ મારૂં દુજેછે અંગ. સઘળી ગોપીકા આવશે, તમને ઘેરશે મહારાજ. નાના ૭ કે બનસીબટના ચોકમાં, ઉભલા વજાડોછો વેણુરે; માધવદાસની વીનંતી આપો વ્રજમાં વાસ નાના સરખા શ્રીનાથજી.

## ધોળ ૭૩

મીઠડા બોલા શ્રીનાથજી, મળીયા મારગ માંહે; સઉ સુખ આપોરે સેજમાં, ટેક. મનડું મહારૂરે મોહી રહ્યુહ,

પુરવ જનમનીરે પ્રીત, શોભા શી કહુ શામની, નિત્ય નિત્ય નવલી રીત, મીઠડા૦ ૧ વાંકો પાઘ વરણાગીઆ, વાંકી ચાલેછે ચાલ; વાંકાં નયણાં સોહામણાં; કે વાંકી વેણ રસાળ મીઠડા૦ ૨ નઈણાં તમારાં શ્રીનાથજી, કયમ કરી કરૂરે વખાણ. શુધ ન રહીરે શરીરની, માનુની મુકેછે માન, મીઠડા૦ ૩ શ્રીજીમનાંજીમાંરે ઝીલતાં, તુટયો નવસર હાર; મોતી સઘળાં વહી ગયાં, હીરલો લીધો છે હાથ. મીઠડા૦ ૪ કે મનડું મારૂંરે મોહી રહ્યું, દેખી છબીલાની ચાલ; ધન. ગોવીંદ પ્રભુ એહી મળ્યા, પામ્યા મોહોટો ઉલાસ. મીઠડા ઓલો શ્રી નાથજી.

## ધોળ. ૧૪

મારે મંદિર પધારો શ્રી નાથજી. હું તો જેઉં તમારી વાટ; માહારે મંદિર પધારો શ્રી નાથજી. ૧ હું તો શેરી વળાવી સજ કરૂં, હું તો ફુલડાં વેરાવું સારી વાટ. મારે૦ ૨ હું તો ચીરના ચંદરવા બંધાવતી, હું તો પથરાવું લીલા પીળા પાટ. મારે૦ ૩ હું તો સણગાર કરાવું હરીના ભાવતા, હું તો દરપણ દેખાડું મારા નાથ. મારે૦ ૪ હું તો મીઠડા મેવા મંગાવતી, આરોગોને વઇકુંઠ નાથ. મારે૦ ૫ હું તો શીરો કરાવું સ્નેહથી, જીવણ આરોગો તમારે હાથ. મારે૦ ૬ હું તો જીમના જળ ઝારી ભરાવતી, આચમન કરો શ્રી વઈકુંઠ નાથ. મારે૦ ૭ બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરોને વઈકુંઠ નાથ. મારે૦ ૮ હું તો સોનાના સોગઠડાં મંગાવતી, રમત રમજો સારી

રાત. મારે૦ ૯ હું તો સજ્યા પથરાવું સ્નેહથી, પોઢણુ કરો શ્રી ગોકુળ નાથ. મારે૦ ૧૦ હું તો ફુલના પંખા ભ- રાવતી, વીજણાં કરૂંરે સારી રાત. મારે૦ ૧૧ હું તો ફુલની જાળી ભરાવતી, માંહે બીરાજે શ્રી ગોકુળનાથ. મારે૦ ૧૨ હું તો થાળ ભરૂં સગ મોતીએ, વધાવું શ્રી વલ્લભ કુળ. પરીવાર માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧૩

## ધોળ ૭૫

પ્રથથ સમરૂં શ્રી વલ્લભનો પરીવારરે વાલાજી, વાલા તેજ થકી ઊતરવું મારે પાર મારા વાલાજી. ૧ શ્રી વલભ શ્રી ગોપીનાથ, શ્રી વીઠલ કહીએરે વાલાજી. વાલા ભક્તિ મારગ સ્થિર સ્થાપો, શરણે રહીએરે મારા વાલાજી. ૨ પરથમ વરણવું શ્રી ગોવરધન ગીરધારીરે વાલાજી, વાલા ત મ દીઠે સુખ થાય રૂદેમાં ભારી મારા વાલાજી. ૩ બીજે શ્રી નવ નીત પ્રીયાજીને ગાવુંરે વાલાજી, વાલાને હરખી નિ રખી હરખ હઇયામાં પાવું મારા વાલાજી. ૪ ત્રીજે શ્રી મ થુરાં નાથ છબીલો બીરાજેરે વાલાજી, વાલે કરયા મનોરથ પુરણઅમર શીર છાજે મારા વાલાજી. ૫ ચોથે શ્રી વીઠલેશ રાય જોઇ જોઇ હરખુંરે વાલાજી, વાલો જુગલ સ્વરૂપ બી- રાજે સરખા સરખુ મારા વાલાજી. ૬ પાંચમે શ્રી દ્વારકા નાથ કરે રાજધાનીરે વાલાજી, વાલે શંખ ચક્ર ગદા પદ્મ ધ- રયા મન માની મારા વાલાજી. ૭ છઠે શ્રી ગોકુળનાથ ધ- રયો ગીરીરાજરે વાલાજી, વાલે ઈંદ્ર તણો મદ મોડયો સરી- યાં કાજ મારા વાલાજી. ૮ સાતમે શ્રી ગોકુળ ચંદ્રમા વેણું

ધારીરે વાલાજી, વાલે કીધો છે રાસ વિલાસ તેડયાં વ્રજ નાર
રી મારા વાલાજી. ૯ આઠમે શ્રી મદનમોહનજી ગઉ રત્ન
સોહીએરે વાલાજી, વાલો જુગલ સ્વામની સંગ વ્રજ સ-
હુ મોહ્યું મારા વાલાજી. ૧૦ નોમે શ્રી ગીરધરજી છે ગુણના
ભંડારરે વાલાજી, એહને શરણે રહીએ તો ઉતરીએ પાર
મારા વાલાજી. ૧૧ દશમે શ્રી ગોવીંદરાય રશીલાને નિર-
ખુંરે વાલાજી, જેણે શેવ્યા શ્રી વિઠ્ઠલેશરાય હૈયામાં હરખું
માહારા વાલાજી. ૧૨ એકાદશી મેં તો બાળકૃશ્નજીને દીઠા
રે વાલાજી, વાહાલાના દરશન કરતાં લાગે મનમાં મીઠા
મારા વાલાજી. ૧૩ દ્વાદશી શ્રી ગોકુળનાથ શેવ્યા ગીરધા-
રીરે વાહાલાજી, જેહને રાખ્યો માળાનો ધર્મ એ પણ વા
રી મારા વાહાલાજી. ૧૪ ત્રયોદશી શ્રી રઘુનાથજીને ગાવુંરે
વાહાલાજી, શ્રી જાનકી જીવન નાથ ચરણ રજ પાઉં
મારા વાલાજી. ૧૫ ચતુરદશી શ્રી જદુનાથજીની સેવા જા-
ણીરે વાહાલાજી, એમને નમે છે મોટા ભુપ રાય ને રાણી
મારા વાહાલાજી. ૧૬ પુનમ પુરણ ચંદ શ્રી ઘન સ્યામરે
વાહાલાજી, વાહાલાના દરશન કરતાં પોહોચ્યા મનના કોડ
મારા વાહાલાજી. ૧૭ પંદર તથો પુરણ થઇ એમ જાણીરે
વાહાલાજી, વાહાલા રાખો ચરણની પાસ દાસ વખાણી મા
રા વાહાલાજી. ૧૮ શ્રી વલભ કુળની કૃપા થકી હું ગાઉરે
વાહાલાજી, વાહાલા સાત સ્વરૂપની ચરણ કમળ રજ પાઉં
માહારા વાહાલાજી. ૧૯ પ્રથમ સમરૂ શ્રી વલભનો પરી-
વારરે વાહાલાજી.

## ધોળ ૭૬

ધન્ય શ્રી જીમનાં શ્રી ગોકુળ નીકટ બીરાજે નિત્ય નવ
લે રંગે, ત્રઠતો રંગ તણા આભ્રણ સુંદીર સોહીએ શ્રી મ
બીયા હુતા વાટે. ટેક. અલોકીક ડીગર રાજે, જાંહાં વઇસ્નવ
જન ઘેર ગાજે, ત્યાંહાં મંદીર શોભા સુખ છાજે. ધન્ય. ૧
ત્યાં નીત્ય ક્રીડા નંદલાલ કરે. વ્રજ જુવંતીના જુથ હરે,
ત્યાંહાં રમણુ રેતી તન તાપ હરે. ધન્ય. ૨ જાહાં કુશુમ દરૂ
મ બને બેલો સોહીએ, જેહેને દીઠડે ત્રીભુવન મન મોહીએ
ત્યાં અખંડ આનંદ નિત્ય પ્રતી હોએ ધન્ય ૩ ત્યાં કમળ ક
મળ રસ રંગ ભરીયાં, પ્રીતમ ઉપર અંતર પરવરીયાં, આ-
વે મધુકર અંતકારજ સરીયાં, ધન્ય ૪ ત્યાં ગોવરધન ગીરી
સંગ ડોલે, ત્યાંહાં વ્રજવાસી મુખ યશ બોલે; નહી તપ
તીર્થ વૃત તે તુલ્યે. ધન્ય ૫ ત્યાં વિશ્રામઘાટ મધુપુરી જાતાં,
ત્યાં બેઠક વલભ સુખદાતા, બીજા ઘાટ અનેક મુનીવર દાતા
ધન્ય. ૬ ત્યાં ઉતર્યા શ્રી વસુદેવ આવ્યા, કોયલ ઘાટ શ્રી વ-
લભ મન ભાવ્યા, એવા જશોદા ઘાટ લખી લાવ્યા, ધન્ય.
૭ ત્યાં બ્રહ્માંડ ઘાટ મરતીકા મીઠી, છડી દરશન વસંત સમે
દીઠી, ત્યાં ગોપ કુપ અધર રસ છુટી ધન્ય. ૮ ત્યાંહાં ગોકુળ
માહાવન ગીરધારી, ત્યાંહાં જમલા અરજન સુખકારી, બા
લે પુત્રના પ્રાગટ સંહારી ધન્ય. ૯ ત્યાં ગોકુળ શ્રી માહા
પ્રભુ રાજે, બ્રહ્મ છોકર નિત્ય ગુણ ગાજે; શ્રી ઠકરાણી ઘાટ
બોધ ભવના ભય ભાજે; ધન્ય ૧૦ ત્યાંહાં જગન્નાથ ઘાટે
નહોતાં, અષ્ટ સખા બ્રહ્મપાઠ નિત્ય ગુણ ગાતાં, ત્યાંહાં રાવ

ળ રજ નીત્ય ગુણ ગાતાં, ત્યાંહાં રાવળ રજ નીત્ય પ્રિત્ય જાતાં; ધન્ય. ૧૧ ત્યાંહાં દાસ ગોવરધન ગુણ ગાઇએ; કરો કૃપા તો વ્રજવાસી થઇએ, મન કર્મ વચને આનંદી થઇએ. ધન્ય. શ્રી જુમના શ્રી જુમના શ્રી ગોકુળ નીકટ બીરાજે નાત્ય નવલે રંગે. ૧૨

## ધોળ ૭૭

વ્રજ જન વલભરે, શ્રી જસોદા જીવણ જોઇએ; એ સુખ દુરલભરે, શ્રીવલભ કૃપાથી લઈએ. ૧ પ્રગટ બીરાજોરે, શ્રી ગોવરધન ધર પોતે; ગુણગુણ ગાજોરે, નિત્ય પ્રતી અખંડ અંધાતે. ૨ મુગટ મનોહરરે, મકરાકતની જોતે; સાંભળ શાહાંચરરે, નાશીકા લટકે ગજ મોતી. ૩ મુખ છબી ઉપરરે, કેશ કુટીલ છબી છાજે; આંખ અણીઆળીરે, કોટે કમળ બીરાજે. ૪ ચીબુક બિરાજેરે; તેજ તણાં ચીત હરીયાં; અપાર અનોપમરે. અરૂણ અમીરસ ભરીયાં ૫ નખ સીખે શોભેરે; શેશજી પાર ન પામે; નિજજન નિરખેરે વરહ તણાં દુખ વાંમે. ૬ અંગે આભ્રણરે, વિવિધ બસન હરી ધરીયાં; એ છબી જોતેરે, નિજ જનનાં મન હરિયાં. ૭ નવ ધન નાગરરે કળીયુગ પ્રગટ બિરાજો; સોભા સાગરરે, લોક તણા ગુણ ગાજો. ૮ દુરલભ સુરલભરે, શ્રી વલભ એ સુખ આપો, કોટી જનમનારે, ભવબંધન વાહાલા કાપો, ૯ નાથ બિરાજોરે, ભુતળ ભાગ્યે આવ્યા; એ છબી છાજેરે, ભકત પરેમ મન ભાવ્યા. ૧૦ જેણે નવ દીઠારે, શ્રીનાથ ગોવરધન ધારી ભવોભવ ગાંઠારે અવસર બેઠા હારી. ૧૧ આસુરી આળગારે

દઇવી એ રસ માણે; મુઢમતી વાહાલારે, ભવજળ તે શું જાણે. ૧૨ શ્રી કૃશ્ન કૃપા નિધીરે, શ્રી વલભ નીકટ બીરા જે; કળીમાં કારણરે, સમરણથી અઘ ભાજે. ૧૩ જેને નવ જાણ્યારે, શ્રી નટવર નંદના નંદન. કોઇ નવ માન્યારે પ ડીયા ભવ દુખ ફંદન. ૧૪ ધીક ધીક કહેછેરે, દેવ મુનીજ ન તેહને; અવસર ખોયોરે, કુખ બગાડી દેહેને, ૧૫ જેણે નવ નિરખ્યાંરે, શ્રી જુમનાંજી માહારાણી; મન નહી વળી ચુંરે, પાપીજન તે પ્રાણી. ૧૬ વરજ રજ લોટારે, હરખતે હઇ ભરીયા; સુરીજન સાક્ષારે, તે ભવજળથી તરીયા. ૧૭ હિતથી ચીત હલશેરે, હરી સેવા સુખકારી; એ રસ વીલસે રે, બડભાગી નરનારી. ૧૮ શરણે રાખોરે, શ્રી વલભ વરજ રજ દીજે; કાંઇ નવ જાણુરે. દાસ ગોવરધન કીજે. ૧૯ વર જ જન વલ્લભરે, શ્રી જસોદા જીવણ જોયા.

## ધોળ ૧૮.

સુંદીર ગોકુળ ગામરે, બીહારી સ્યામ, બ્રહ્મસબંધનું ઠામરે બીહારી સ્યામ. ૧ દઇવી જીવને કાજરે બીહારી સ્યા મ, પ્રગટયા શ્રી વલભરાયરે બીહારી સ્યામ. ૨ પોતાના જે જનરે બીહારી સ્યામ, વીચાર થયા છે બહુ દીનરે બી હારી સ્યામ ૩ શ્રી પુરૂશોતમે કરૂણા કરી બીહારી સ્યામ, શ્રી વલભજીએ દેહ ધરી બીહારી સ્યામ, ૪ ઉંચ નીચને શ રણે લીધા બીહારી સ્યામ, દોશકોશ નીવારીયા બીહારી સ્યામ. ૫ સમરપણ આપ્યાં સારરે બીહારી સ્યામ, શેવાનો કીધો છે અધીકારરે બીહારી સ્યામ. ૬ દયા કરો દીનાનાથ

રે બીહારી સ્યામ, શેવા ગીરધારીજીને હાથરે બોહારી સ્યા
મ. ૭ રાખો ચરણની છાંયરે, બીહારી સ્યામ, શોભા જોઈ
હરીદાસરે બીહારો સ્યામ; શોભા જોઇ હરીદાસરે બીહારી
સ્યામ. દેજો તે વરજમાં વાસરે બીહારી સ્યામ. ૮ સુંદીર
ગોકુળ ગામરે બીહારી સ્યામ.

## ધોળ ૭૯

શ્રી મદન મોહનલાલ તમશું લેહે લાગી, મારે તમ
ઉપર ઘણું વહાલ, ભે ભવની ભાગી. ૧ હું ચરણકમળની
દાસ, ચીત ચરણે રાખો; મને આપજો વરજમાં વાસ સુ
ખ:સંપન દાખો. ૨ મારા પ્રાણતણા આધાર અળગા રેહે
શો નહી. હરી છો હઈયાના હાર કોઇને કેહેશો નહી. ૩
મારા કુટુંબ સહિત દરશન તમારાં કીધાં; વહાલા તમે મ
ટાડયા તાપ દરશન બહુ દીધાં. ૪ માહારા વીનતી સાંભળો
નાથ તો તમને કહીએ, મને આપો વરજમાં વાસ તો શ
રણે રહીએ. ૫ નાહીએ જળ જુમનાં નીર, દરશન નીત્ય
કરીએ. એમ કહેછે હરીદાસ ભવોભવ તરીએ. ૬ શ્રી મદન
મોહનલાલ.

## ધોળ ૮૦

શ્રી વલભકુળના રશીયા વાહાલા શ્રી ગોવરધન નાથરે,
આવોને અલબેલા વાલા કહું એક વાતરે. ૧ પીતલડી કી
ધીરે વાહાલા મેં તમારી સાથરે, પીતલડીની સાથે મારા પ્રા
ણ સંધાયા નાથરે. ૨ વાહાલપણની વાત વાહાલા કોને નવ
કહેવાયરે. તમને મળવાને મનડું મારૂ આકુળ વ્યાકુળ થાય

રે. ૩ પ્રિતલડી પાસ માહરો પ્રાણ બંધાયોરે, સામળીઆ સુંદીરવર મનડામાં આણુરે. ૪ તમ વિના વાહાલું બીજુ કોઈએ નવ જાણુંરે, સંસારનો ભે કદી હું હઇએ નવ આણુંરે, ૫ ગીરધારી ગુણવંતા આવો જાઠડી તો કીજેરે, હઈડ ઠરેજો વાહાલા આલિંગન દીજેરે. ૬ દુભાગ્યાનારહીએમારાદીનબંધુ નાથરે; શ્રી વલભ પ્રભુએ તુળશી આપી મેળવ્યો છે હાથરે. ૭ સાચો સબંધ કીધો મ્હારા ચતુર સુજાણરે; છોડાવ્યો પણ નવ છુટે મારા જીવણ પ્રાણરે. ૮ મોહનજીની માયાએ મુને મારયાં મોહનાં બાણરે; પ્રેમ તણી વેદનાથી હુંતો ભુલી ગઇ શુધને સાનરે. ૯ રીસાવ્યા નવ રહીઆ માહારા પ્રાણ આધારરે, હરજી મને હેત ઘણું છે હઇડાના હારરે, ૧૧ અંતરના કીજે મારા અંતર જામીરે; ઉગ્ર તપને પુન્યે હુંતો સુંદીરવરને પામીરે. ૧૧ પ્રભુજી પાતળીઆ વાહાલા એવડુંના કીજેરે. વ્રજ સખીની દાશીને તો બોલાવી ને લીજેરે. ૧૨ શ્રી વલભકુળના રસીયા વાહાલા.

## ધોળ ૮૧

### ( પંચહ્રી રાગ ગરબી. )

ચાલી વૃંદાવનને ચોક કે, ચાલી મહી વેચવારે લોલ. ૧ મારગે મળીઓ મારો નાથકે, મુજને આંતરીરે લોલ. ૨ માહારાં ફોડયાં મહીનાં માટકે, ગોરસ મારાં ઢોળીયાંરે લોલ. ૩ ચાલ્યા નંદ તણે દરબારકે, જઈ ઉભાં રહયાંરે લોલ. ૪ માતાજી તમારો કાનકે, અળવીતરાં બહુ કરેરે લોલ. ૫ માતાજીને ચડી રીસકે, મંદીર થકી નીસરયાંરે લોલ. ૬

માતાજીએ લીધી સોટી હાથમાં કે, કાંહાનજીને સોધવારે લોલ. ૭ માતાજીના હાથમાં દીઠી શોટી કે, કાંહાનો કદમ ચડયાંરે લોલ. ૮ ઉતરો ઉતરો મારા નાથ કે,કહું એક બિનતીરે લોલ. ૯ સાંભળો સાંભળો મારી વાત કે, આજનીવીનતીરે લોલ. ૧૦ રૂડા બનશીબટનો ચોક કે, ત્યાં હું એકલોરે લોલ. ૧૧ એકે કરી નેણુની સાંન કે, હું તો ત્યાં ગયોરે લોલ. ૧૨ એકે મરડી મારી પોંચી કે, અંગુઠી ઉતરીરે લોલ, ૧૩ કાંહાનજી નાહાનેરૂં છે બાળ કે, અળવીતરાં શાં કરેરે લોલ. ૧૪ ધન્ય ધન્ય ગોકુળની વરજનાર કે, જેહને ઘેર નહીંરે લોલ. ૧૫ માહારૂં શોના કેરૂં બેહેડું કે, રૂપલા ઉઢાણીરે લોલ. ૧૬ મા હું જળ ભરવા કેમ જાઉં કે, કાંઠે ઉભા કાંહાનજીરે લોલ. ૧૭ કાહાનાં કાંકરડી મત માર કે, સોના બેહેડું નંદાશેરે લોલ. ૧૮ છોડી જુઠા બોલી નાર કે, તું કીયા ગામનીરે લોલ. ૧૯ છોરા તારે શી પડ પુછ કે, ગોકુળ ગામનીરે લોલ. ૨૦ જોયું ગોકુળીયુને ગામ કે, આ પાસે રહી ગયુંરે લોલ. ૨૧ મળિયો નરસઇયાનો નાથ કે, રસ વાંચ્યો ઘણોરે લોલ. ૨૨ ચાલી વંદાવનને ચોક કે, ચાલી મહી વેચવારે લોલ.

## ધોળ ૮૨

વાહાલો શ્રી વલ્લભ ઘરે પ્રગટીયા; સુંદીર વરજી. શ્રી વિઠલ ધરીયાં નામરે, સુંદીર વરજી. ૧ એનું રૂપ રશાળ ઘણી ચાતુરી, સુંદીર વરજી; એનું મુખ જોવાને આતુરી, સુંદીર વરજી. ૨ એને સેહજે કસ્તુરી તિલક ભાળરે, સુંદીર વરજી; એના લોચન લાલ ગુલાલરે. સુંદીર૦ ૩ એ-

ને અજાન બાહુએ હરી, સુંદીર વરજી૦ ૪ એના ચરણ કમળ શોભા ગણી, સુંદીર૦ ૫ વઇશ્નવ જન માથે એ ધ-ણી. સુંદીર૦ ૬ એને કેસરી ધોતી શોહીએ, સુંદીર૦ એને તેજે ત્રીભોવન મોહીએ, સુંદીર૦ ૬ એનો ઉપરણો છે જર કશી. સુંદિર૦ સુર વિનતા છબી દેખી હશી, સુંદીર૦ ૭ એમ કહી પુષ્પ વૃષ્ટી કરે, સુંદીર આ સુખ જોઇ હઇડું ઠરે, શુંદીર૦ ૮ પુષ્પલતા બહુ પાસરે, સુંદીર૦ ત્યાં શ્રી હરી રમીયા રાસરે, સુંદીર૦ ૯ ભાગ્ય વડાં વરજ વાશીના, સું દીર૦ વાલા શું રમતા રાશરે, સુંદીર૦ ૧૦ બેઉ કરજોડી ને વીનવું, સુંદીર૦ શ્રી જુમનાજીને હુ નમું, સુંદીર૦ ૧૧ શ્રી જુમનાજી જોયાની આશારે, સુંદીર૦ મુને આપજો વ્રજ-માં વાસરે, સુંદીર૦ ૧૨ હરીદાશ શોભા જોતાં, સુંદીર૦ મારા મનના મનોરથ સહુ પોતા. સુંદીર વરજી. ૧૩

## ધોળ ૮૩

આજ સખી આનંદ હુઓરે, આપણા શ્રી નાથજીને જુવો; જેને કાજે તલપતાં હુતાં દાડી, તે દાર મેલ્યાં છે ઉ ઘાડી. ૧ વ્રજ ત્રીઆ વેગે કરે શણગાર, પેહેરોની નવ-સર મોતીના હાર, આવે છે વરજ સુંદરીજીનો વાહાલો, તેને તેનયણાં ભરી ભરી નહાળો. ૨ જોતાં તૃપ્ત ન થાય, માધવદાસ બલીહારી જાય.

## ધોળ ૮૪

શ્રી વીઠલનાથજી સોહામણાંરે, એમનાં લીજીએ પેરે પેરે ભામણાંરે. ૧ દ્વિજ કુળમાં વાહાલો પ્રગટીયાંરે, દેખી

નિજ જન મન અતી હરખીયાંરે. ૨ રાજ્ય સિરોમણ રાજીયાંરે, દેખી શોળ કળા સશી લાજીયારે. ૩ સજજન સર્વે સંતોકીયારે, એ તો અમરત વાણીએ પોખીયાંરે. ૪ તન મન ધન કરૂં વારણેરે, પ્રભુ પ્રગટીઆ ભકતને કારણે-રે, ૫ કોડ પુરયા વાહાલે ભક્ત તણાંરે, સુખ પામ્યા માંહો માંહે અતી ઘણારે. ૬ દાસનો દાસ કરે વિનંતીરે, ચીરણ જીવો શ્રી ગોકુળ પતીરે. ૭ શ્રી વીઠલનાથ સોહામણાંકે.

## ધોળ ૮૫. પદ ૧

ધન્ય ધન્યરે આજુનો દીન, આજુની રાત રળીયાંમ-ણીજી; પધારયા શ્રી વીઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧ જીરે ઉલટ અંગ ન માય, આજુની શોભા અતી ઘ-ણીજી; જીરે માનુની તે મળીરે આજ, છબી નીરખવા પ્ર-ભુ તણીજી. ૨ જીરે હીંડે તે માંડલા માંહે, કનક કળસ સીરપર ધરીજી, જીરે એક કરે પુષ્પની માળ, બીજે કરે કુ મકુમ ભરીજી. ૪ જીરે તે ઊપર શ્રીફળ શાર, મુકતા થાળ સંગે ભરીજી; માહારા વાહાલાને વધાવાને જાઉ, ઉમંગી ઉમંગી આનંદ ભરીજી. ૪ જીરે ચરણ જીવોરે જુગલ કી-શોર, આ જોડી અવીચળ સદાજી, બલીહારી શ્રી વીઠલના થ, કોડ પુરો મારા મન તણાજી. ૫ ધન્ય ધન્ય.

## ધોળ. ૮૬ પદ. ૨

જીરે ધન્ય ધન્ય આજુનો દીન, શ્રી વીઠલનાથ પધારી યાજી; સુણી સુરીનર હરખ્યા મન, કળજુગ જીવ ઓધારીયા જી. ૧ જીરે ધન્ય ધન્ય શ્રી વલભ તાત, પ્રગટ પુરૂસોતમ સુત

હુવાજી; જોતાં જાણું રે અદ્ભુત વાત, પુરણ પ્રિત્યે પામલાજી
૨. જીરે ધન્ય ધન્ય શ્રી અંકાજી માત, કુંવર કર હુલરાવીઆ
જી, જીરે એના મુખમાં તે સાયર સાત, જશોદાજીને દેખાડી
યાજી. ૩ જીરે એના મુખમાં તે બીડી બરાસ, વઈશનવ જ-
નને આપીયાંજી, વાહાલે આપ્યાં તે ચોરવતીનાં દાન, ભવ
નાં બંધન કાપીયાંજી. ૪ જીરે ધન્ય ધન્ય જીમનાજીનું તીર
નીત્ય નીત્ય નાથ ક્રીડા કરેજી, વાહાલો ઓઢે રે ઉપરણા શા
ર, દીઠડે મારા મન ઠરેજી, ૫ જીરે ધન્ય ધન્યરે વરજવાસી
લોક, વદન નિહાળે વળી વળીજી; જોતાં જાણું, તે કારણ
કાંય, મંગળ ગાએ નહી મળીજી. ૬ જીરે ધન્ય ધન્યરે શ્રી
ગોકુળ ગામ, વરજ નાયક વાસો વસેજી, હવે સરીયાં શેવક
નાં કાજ, મરજાદી મનમાં હસેજી. ૭ જીરે ધન્ય ધન્યરે ઓ
છવ આજ; શ્રીવલભજીને બારણેજી; ત્યાંતો વાગેરે તાલ પ
ખાજ, બંદીજન બહુ જશભણેજી.૮ જીરે ધન્ય ધન્યરે માગ
શર માસ, ઉત્તમ વદ નવમી ભલીજી; સુખ પામ્યોરે સહી
યર સાથ, લીલા દેખી નિત્ય નવી નવીજી. ૯ બલીહારી તે
માધવદાસ, શોભા માહારે મન વશીજી; શેવક જનનાં સ
રીઆં કાજ, એ લીલા સઉને મન ઠશીજી. ૧૦ જીરે ધન્ય
ધન્યરે આજુનો દીન.

## ધોળ ૮૭ પદ. ૩

ધન્ય ધન્ય તે આજુનો દીન, આજની રાત રળીઆમ
ણીજી; પધાર્યા શ્રી વીઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧
આપણ સદા સોહાગણી નાર, આપણ શીરપર એ ધણી

જી, તમો પેહેરોને નઉતમ ચીર, સુંદરી નવસંત વસ્સ તણો જી. ૨ તમો પેહેરોને આભ્રણ અંગ, સરખા સરખી સુંદરી જી; સખી એક કરે પુસ્પની માળ, બીજે તે કરે કુમકુમ ભરીજી. ૩ ઉપર શ્રીફળ ફોફળ સાર, કનક કળસ કેશર ભર્યા જી; માહારા વાહાલાજીને નિરખવા જાઉ, નીરખી હરખી માહારસ ભરયાજી. ૪ જઇ જોયા શ્રી જુગલ કીશોર, દેહની દશા ગઇ વિસરીજી; જોયા શ્રી રૂક્ષ્મણી વહુજીના કંથ, ઉર ઉપર અમી ભરીજી. ૫ જોયા શ્રી પદ્મમાવતી વહુજીના કંથ તે દીઠે મારાં મન ઠરેજી; માહારૂ માગ્યું આપોને માહારા નાથ, મનડાં તણાં કારજ સરેજી, ૬ સદા શ્રીગોકુળ માહારો વાસ, પ્રભુની છબી મારે મન વશીજી. બલીહારી તે માધવદાસ, એ લીલા મારે મન વશીજી.

## ધોળ ૮૮

ઉભા રહોતો કહુ એક વાતડી, શ્રી નાથજી૦ તમ માટે ગાળીછે મેંતો જાતડી શ્રી નાથજી, ૧ તે દિવસે મળ્યા હતા વંદ્રાવનમાં. શ્રી નાથજી૦ તે દીવશની તાલાવેલી તનમાં. શ્રી નાથજી. ૨ શ્રીનાથજી જોયાના મને કોડરે, શ્રી નાથજી પુરી માહારા મન કેરી આશરે શ્રી નાથજી૦ ૩ હશોછો મધુર વાંકુ જોઇને શ્રી નાથજી૦ નેનકટાક્ષ માહારા મન મોહીને. શ્રી નાથજી૦ ૪ ક્ષણક્ષણ ભણકારા વાગે કાનમાં, શ્રી નાથજી૦ ઘરમાં જાઉને ગાઉ તાનમાં, શ્રીનાથજી૦ ૫ ચિત ચોટતુ નથી ઘર કામમાં, શ્રી નાથજી૦ ઘેલી ઘેલી કહેછે ગોકુળ ગામમાં, શ્રી નાથજી૦ ૬ કેહેનારા ના કહેછે પણ મા

એછો ધણી, શ્રી નાથજી૦ વલવના સ્વામી હું દાશી તમ ત ણી, શ્રી નાથજી. ૭ પુરો મહારા મન કેરી આશરે. શ્રી ના થજી. શરણે આવ્યોછુ તમ દાસરે, શ્રી નાથજી. ૮ ભવોભ વ પાર ઉતારીએ, શ્રી નાથજી, બલીહારી જાય માધવદા સરે. શ્રી નાથજી. ૯

## ઘોળ ૮૪

સરદ પુનમની રાત જોઈ વાહાલે રમવા કીધુ મનરે, વન ફુલા તે લીલા શકતે તે મન ચંદ્ર જતન; હરી રસ મા તારે. ૧ વેણુ વજાડી ચીત હરયું, પ્રગડયું અંગે અનંગરે; સાંભળતાં ગોપીજન આવ્યાં, કૃશ્ન સમીપે સંગ. હરી૦ ૨ વેણું સાંભળીને દોહોવું મુકયું, દોહોતાં વાસણરે, ખીર ચ ડાવી તેમજ મુકી, વાહાલા પાસે મન. હરી૦ ૩ તાતાં દુધ જમાવતાં, પતી સેવા ભોજનરે; લેપનતાં લોચન આંજતાં, વિપ્ર તે આભરણ. હરી૦ ૪ પતિઓનાં રોકયાં નવ રહયાં આતમા હરીરસ માનેરે; કેટલાએક પતીએ રોકયાં, માધવ ચરણે ચીત લગન. હરી૦ ૫ સઉથી આગળ તે જઇ પોહો તા, સગુણ મુકી તનરે, ત્યારે રાજાએ પુછયું, એ કેમ પોચે જન. હરી૦ ૬ શુકજી ત્યારે એમ ઓચરયા, પેહેલું કહયું તે સતરે; દ્વેશ ભાવે શીશુપાળ ઓધારયા, એતો પી આ જુગત. હરી૦ ૭ વીરજ રતનાં આવ્યાં જાણીને પ્રભુજી એ કહયું વચનરે, આવ્યાં તેતો સારૂં કરયું, કારણ કહો પ્રસનરે. હરી૦ ૮ રજની એવી જંતુ ભયંકર, હમણાં જા ઓ ઘેરરે, માત પિતાને પુત્ર ભાંડુ, શું છે તેહની પેર. હ

રી૦ ૯ વન દીઠુ ચંદરકળી શોભે, કાળીંદ્ર જળ તેમરે; ઘેર જઈ પતી શેવા કરો, પાળો બાળક જેમ. હરી૦ ૧૦ જો મા હારે પરેમે આ૦યા છો, તોએ તે પણ જોયુંરે; પતીને મુકી ને આવ્યાં, પતીવ્રતા ધરમ ખોયું૦ ૧૧ ધરડો મુરખ રોગી એવો, તોએ પતી નવ તજીએરે, નિંદા આવે સરવે જુએ તેથી અન્ય નવ ભજીએ. હરી૦ ૧૨ શ્રવણ કીરતન ધ્યાને આવું; એમ નહી કાંઇ વહેલાંરે; એવાં વચન સાંભળી ગો પી, વિભળ થયાં સરવ ઘેહેલાં. હરી૦ ૧૩ મુખની ચુંબી બાહર સૂકે, શોક કરી નીશાશોરે; નયણે ભોમી લખીને મા ગે. અવની વીમળ વિમાસે. હરી૦ ૧૪ પ્રભુજીએ વાત કરી મન જોયું, એમ કહે શું વંઠેરે; નયણે આંસુ ફેરવી .લીધાં, બોલ્યો ગદગદ કંઠે. હરી૦ ૧૫ ન મુકાય તે મુંકી આ૦યાં, એવું કહેવું નવ ઘટેરે, જો બીજુ કહયું તે જાણું; ધરમ કો ણથી પ્રગટે. હરી૦ ૧૬ ધરમરૂપ કરી તમને જાણું, તમ ભ જે સહુ વિલસેરે, મુકી નિત્ય અનિત્ય શું કરીએ, ચતુર થઈ ઓળખાશો. હરી૦ ૧૭ ઘણા દિવસના તાપ હુંતા તે તમો વિના કોણ સમાવેરે, કો કેહેશે જે કહયું ન માન્યું, કોડો કયમ ઘેર જવાય, હરી૦ ૧૮ ચિત હરયુંને કામ ન વ સુજે, જયાં ચાલો ત્યાં જઇએરે; અધરામૃત કરી વરેહ સ માવો, વરેહ અગ્નિ નવઝરીએ. હરી૦૧૯ નહી સમેતા પદ વી થાશો. ચરણ તમારાં સોહીએ; ચરણ રમાને દુઃલભ છેરે, જોઇ સંરક્ષણ હોઇએ. હરી૦ ૨૦ પ્રક્ષ સમક્ષ લક્ષમા રાજે છે, તોએ પદજ ઇચ્છેછેરે; સમરથ વાધ્યું તમ દીઠા

માટે, હાશી કેરો સહું ઈશ્રે. હરી૦ ૨૧ અલકાવ્રત શ્રીમુખ અવીલોકતે, થઇ અપ્રચર આજરે, વેણું ગ્યાન સાંભળતાં મોહી. ત્રૈલોકય જુવતી સમાજ. હરી૦ ૨૨ ગોદ્દવિજ દ્દરૂમ પુલકીત થયાં, બીજાની શી વાતરે; સ્તન મુસ્તક કર પંકજ ધરે. આરત મીટો ગાત. હરી૦ ૨૩ ખેદ્દ વચન સાંભળતાં પ્રભુ, ગોપી સંગે રમાણ કરયા ઉડગણુને વચ્ચે ચંદ્દર જેમ તેમ ગોપી પ્રભુ ઠરયાં હરી૦ ૨૬ સતના જુથ મળીને ગાએ વ્રજમાં ફરવા લાગ્યાંરે, જુમનાં પુલીને મળી સહું આવ્યાં, કેવળ રસમાં પામાં હરી૦ ૨૫ આમાં અધિક કોણ અમવિના, એમ કરયું મદ્દ મનરે, પ્રભુજીએ જાણી મનની વારતા. ત્યાં થયા અંતરધ્યાન. હરી૦ ૨૬ શ્રી વલભ શ્રી વીઠલ પ્રભુજીની, કૃપાથી ગાય એમરે તમનિજ દ્દવારકેશ ઉર લાવ; લીલા વરણવી પ્રેમ. હરીરસ માતારે. ૨૭ સરદ્દપુનમની રાત જોઇ, વાહાલે રમવા કીધું અનરે.

ઘોળ ૯૭

પંચદ્દી રાગ ગરબી.

તમે કયાંહાં ગયા વનમાળીરે ગીરધર સામળીયા; ટેક. વરજ ભક્ત અંતર હેત, જાણીને કલેશ ચિતને લીધુંરે; હાસ્ય વિલાશ વિહાર જોઇ જોઇ મન હરીને લીધુંરે. ગીરધર. ૧ હું હું કૃશ્ન તમે છો કૃશાન, કહે સહુ તમને થઈ; વન નવ ખોજે ઉંચે ગાય, અહીંયાં છે કે નથીરે. ગીરધર૦ ૨ અસ્વસ્થને જઈને પુછું, નંદ્દ શો નવ કાંઈ દીઠા; કુરખાદીકને ત્યમ પુછું, એમ ગયા છે મીઠારે. ગીરધર૦ ૩ હે પુ:

ળશી હરીચરણ પ્રીય છે, અલીસે પ્રભુજી જોયારે; હે જાય મલ્લીકા માલતી, તમ છાંટે રસ મોહ્યારે. ગીરધર૦ ૪ હે ર- સાળ ઉપગારી છો, યમુના ઉપકંઠે વશીયારે; હે ધરણી ત મો તપ મોટા છો, એમ ગયા છે રશીયા. ગીરધર૦ ૫ હે મૃગપત્નની દીઠા પ્રભુજી, પ્યારી સંગે રસ મોહુંરે, કંદ્રપ રા ગે હે તરૂ સરવે, નમન તમારૂ દીઠું. ગીરધર૦ ૬ હે વેલ ડીઓ પ્રભુજી જોયાં, દીસો છો રસ ભલાંરે; ઉનમતે પુષ્પ સરવને, કરીએ પ્રભુજીનીલીલા. ગીરધર૦ ૭ એક પુત્ના થઇ ક્રશાન, એક સ્તન પીધું તે રીતેરે; સકટા ચરણ ગાડું, રોગણ કીધુ રીતે. ગીરધર૦ ૮ એક રામ ક્રશાન ગોપી, બ- ગાસુર બક મારયોરે; બાલ દુરી મુખ વેણ વજાડી, તેડી વ- ઠન નોહાળો. ગીરધર૦ ૯ એક બાહુ ખંધ પર રાખી, ક્ર- શન લીલાગત જોએરે; એક એક સ્તન અંચળ ઉંચો કરી, વરખા ભમના ખુવે. ગીરધર૦ ૧૦ એક ચરણ તે મસ્તક મુકી, કહુ દુષ્ટ ખલભી ચોરે; દાવાનળનું પાન કરૂં છું, વેહેલાં આખો મીચોરે. ગીરધર૦ ૧૧ એક પુષ્પ માંળથી બાંધ્યાં, એક હસ્તને અનુખલ ભીતાઆં. એ લીલા કરી વન વન ચાલ્યાં, દીઠા તે પદમાં. ગીરધર૦ ૧૨ નંદસોવન- ના હે પદ નીસ્ચે, ધ્રજ અંકુશ પદ લઈઆંરે; બીજા જોડ ચરણ વિલોકીત, મન વીમાશી રહ્યાંરે. ગીરધર૦ ૧૩ હે જોડ પદ જુઓ કેહેનાં, જયમ હસ્તની હસ્તી; જુઓ એ નું ભાગ્ય સહુ કહીએ, એમ મુકી બીલસ્તીરે. ગીરધર૦ ૧૪ ચરણરેણની સ્તુતી શું કરીએ, બ્રહ્મા ઇશ અહરનીશ

જાએ, જે પદ જોયાં તે નવ દીઠાં,"જાણું બેસે નાચેરે. ગીરધર૦ ૧૫ પુષ્પ વચે થયું આ ઠામે, પદ અડધાં દેખઇયાં; અહીંઆં પુષ્પ કેશમાં ગુંથાયા, બેશી નીચાં થયાંરે. ગીરધર૦ ૧૬ આત અમારાં મરે માહા કરૂં તે જોતાં દીનતા જોઇએરે; અમો સરવને વન મુકીને, અઇન ભજતા હોઇએરેને. ગીરધર૦ ૧૭ મુખ સરવેમાં હું છું જાણું. માન કરૂં તે રીતેરે; મુજથી હવે ચલાયે નહીં, ચાલો તે પદ મીતેરે. ગીરધર૦ ૧૮ સ્કંધ ચઢો કહ્યું કૃશ્નજી, વિપ્રીતે મન જાણુંરે; ત્યાં થયાં અંતર ધ્યાન વાહાલાજી, વળી વળી વિલાપ વખાણુંરે. ગીરધર૦ ૧૯ જોતા આવ્યા સરવે, એ પણ દુઃખે ભરીયાંરે; એના મુખના વચન સાંભળો, વિસ્મે થઈ સઉ રહ્યાંરે. ગીરધર૦ ૨૦ ચંદ્ર પ્રકાશ ગયાં ત્યાં સોભી, તમ જોઈ પાછાં ફર્યાંરે; ભાગવદ ગુણ અલાપે પ્રભુના, ગાઈ ગાઇ ઘર વીસરીયાં. ગીરધર૦ ૨૧ જમુના પુલીન મળી સહુ આવ્યાં, કૃશ્ન ગવન ચિત લઈમાં; દ્વારકેશનાં અનુચર જાણી. કૃપા કટાક્ષે કહ્યારે, ગીરધર સામળીયા. ૨૨ તમે કયાંહાં ગયા વનમાળારે.

## ધોળ ૯૧

### પંચદી પદ ૩ જુ લલીત છંદ.

વ્રજ અતી શોભીયું, જન્મ તવ કરી, રમા શોભીયું હો મળ્યા હરી. ૧ વિરખે જળ થકી પ્રત્યું રાખીયું, ગીરધરે કહ્યા એહ જાણીયું ૨ આનંદ ગોપીકા અખિલ જીવને, ધારી પ્રાર્થના, જાદવ કુળે થયું, સંસાર ભય થકી, ચરણ શરણ

લક્ષમી કર ગ્રહયો, તેજ કર ધરો. ૪ શીકાર તો થસે મુખ દેખાડીયું; સરવ ભકતનુ ગર્વ તે હરયું. ૫ પ્રણીત જીવનુ પાપ છેદવું, ચરણ કમળથી કામ ભેદવુ. ૬ મધુર વાણીએ આનંદ જે થયું; એવા ભકતને અમરૂત પાવવું. તવ કથા પ્રત કરી પ્રાપ્ત તે જીવને; શ્રવણ મંગળે દુખ તે ગયું ૮ હાસ્ય વખાણ્યું પ્રહે દયા નથી. રદ છોડીને ચોત ચોળીયું ૯ ગાય ચારતાં વ્રજ ધારીયું; લકતી ત્રણ શક્ષાચિત દેખીયું, ૧૦ ગોખ આ અવાસમે, વદન ગરિર જે, જોઇ પંચસ્વર, પ્રગટ તે થયું. ૧૧ નમન પામીયું રમાએ રચ્યું, ધરયા ભુશણ એહજ થવું ૧૨ વેણુ નાદથી શોક નાશીયું, અન્ય નમન ન જોઇ અધર પાવવુ, ૧૩ ભ્રમણ અન્ય કરો નિમેશ જુગ થયું, વદન દેખતાં પલક દુખ ગયું, ૧૪ સરવ સુકીને સમીપ આવીયાં, ગ્યાન સાભળી કહો કયાં ગયાં. ૧૫ અત ઉદારદો ઇંદ્ર રાધવું, તે જોઇ રામાનુ મન મોહીયું ૧૬ સરવ ભકતના વ્યકત રૂપછો, સરવ રૂદેનુ કૃપણ તાગીયું. ૧૭ અન્ય ભ્રમણ વુમાસણ ખુચીયું, તજી રૂદે પદ ધરો કહયું માનવું, ૧૮ જુગલ ચરણની રેણું આપવું, દાશનો દાશ દારકેશ જાણવું. ૧૯ વ્રજ અતી સોભીયું.

## ધોળ ૯૨

### પંચઢ્ઢી પદ ૪ થું.

સરવ ગાઇને રહયા, પ્રભુજીને આવ્યાં એમ, શું સ્વરે કરી રૂદન કીધું; દુ:ખ મનમાં ત્યમ. કહીએ પ્રાણનિધ્યની વેલ. ૧ પ્રગટયા ત્યાંથી કુરનજી, સુખ સદન સુખારવીં

૬ પીતાંબર અધુરૂની માળા; એહ ગોકુળચંદ્ર કહીએ. ૨ સરવ ઉભા થયાં ગોપી, કરી દ્રષ્ટ પ્રસન્ન; પ્રાણ આવ્યા હાથ પગથી, થયાં ઉભાં મન. કહીએ૦ ૩ કેટલા અંજુલી કરી કરી, ગરહ્યાં વેદ પ્રસન; ચંદન ચરજીત બાહુ લેઇને,ધ રૂ સંશે અંશ. કહીએ૦ ૪ કેટલાં અંજુલી કરીને, ગરહયો છે તંબોળ; એક હસ્તસરોજ લીધું, ધરયું રૂદે આસુ ચ. ક હીએ૦ ૫ કેટલાં ભ્રકુટી કુટીલ રાખી, પ્રેમનો આવેશ. વ ક્ર દ્રષ્ટી કરીને જોયું, રસ ભર્યા આવેશ, કહીએ૦ ૬ એક દરષ્ટ ટીક જોઇ રહયા | મુખ પાનથી ન ધરાય; નઇન દ્વારા રૂદે લાવી, ન મેલ ન ભીડાય. કહીએ૦ ૭ ત્યાં ફરી જોઈ જોઈ, પ્રભુજી આનંદીઆ, વ્રહે તાપ સમાય; પ્રજભ કત હરી સવલીત છે તે અધિક શોભા થાય. કહીએ૦ ૭ કાળીંદરી સહુ પુલીન આવ્યાં, હરખ મનમાં અપાર; ચ દ્ર કીરણે નિશાનિશા, નિરમળ વળી ભોમી સમાર. કહી એ૦ ૯ ઉદ્હાદે કરી રૂતી નામનો રથ જયચપુર્વ કામ; ઉ તરી વસ્ત્ર કુમ કુમ અંકીત, પાથરયાં તે ઠામ. કહીએ૦ ૧૦ ત્યાં બીરાજયા પ્રાણનીધી ગોપી સ્યામ સ્પરસ, સ્પર્શી હસ્ત અનંગ દીપન, સ્મરણ ગોપી દરસ. કહીએ૦ ૧૧ ભજે તેહ ને ભજે જે કોઈ તે કરીએ વીપરીત. ભજે ન ભજે નહી ભજે, કહો કયાંની રીત. કહીએ૦ ૧૨ કહીએ૦ ૧૨ પરસ્પરે ભજે જે કોઇ, આપ આપણે અરથ, વિપ્ર જોગી ભજે છે તે જાણજો જુગત. કહીએ૦ ૧૩ એક જોગી કામ પુરણ મુ ગુરૂ દ્રરોહીસ્ટ. ચાર જણની એક રીત છે કહયું છે ગોપી

૯૨, કહીએ ૧૪ અમો તો ભજતાં નથી, તે ધ્યાન છુટી જાય; દ્રવ્ય પામો જાય ત્યારે, અધીક તનમાં થાય, કહીએ. ૧૫ અમો ભજન પરોક્ષ કીધું, જાણ જો એ સત્ય; ત્યમ ભજાનું શું કહુ, કહેતાં ન આવે કૃત્ય. કહીએ. ૧૬ ચીરણુ કાળનું આયુસ્ય લેઇને, ઓશીગળ કયમ થાઉં; દ્વારકેસ છે છબાપર, નીરંતર બલજાઉં, કહીએ પ્રાણ નીધની વેલ્યા. ૧૭

## ધોળ ૯૩

પંચધ્ધી પદ ૫ મું રાગ ગરબી.

વાહાલા તારાં વચન સાંભળીને હુલ્ખ્યા, વાહાલા તારા વિરહ તાપ કરાવ્યા, વાહાલા તારા અડતાં આનંદ પરખ્યા. રાસ રમીશું શ્રી ગોકુળચંદશુરે લોલ. ૧ વાહાલા રાસ આરંભણ કીધું, વાહાલા નરૂત્ય ભેદ ગતી સીધું વાહાલા બાહુ પરસ્પર લીધું, રાસ ૨ વાહાલા ઉછવ રાસ અમુલ્ય, વાહાલા અનેક મંડળી ગોળ વાહાલા ક્રસ્ન આદે તે સોળ, રાસ. ૩ વાહાલા દેવ સ્ત્રી દરશાવ્યાં, વાહાલા ચઢી વઇમાન સહુ આવ્યાં; વાહાલા સંગે સપ્ત કાહાવ્યાં. રાસ ૪ વાહાલા દેવ દુદંભી વાજે; વાહાલા ગાંધરવ આનંદ રાજે; વાહાલા પુષ્પ વ્રસ્ટી કરી શાજે, રાસ૦ ૫ વાહાલા નેપુર કંકણી વાજે, વાહાલા બાંહેમાં મધ્ય મણી રાજે; વાહાલા રાસ મંડળી રસ સાજે, રાસ૦ ૬ વાહાલા શ્રમ કણુ મુખપર અલકે, વાલા ભ્રુવીલાસ ભ્રુવી લળકે. વાલા લલીત મેઘ જળ ઝળકે, રાસ૦ ૭ વાલા ઉંચે સ્વરતે ગાય, વાલા

રાગ રંગ ત્યાં થાય; વાલા તે રસનું શું કહેવાય. રાસ૦
૮ વાલા અધીક સરવકો નીરખી, વાહા રૂડું કેહેતાં હર-
ખી; વાલા સંગ સખી સહુ સરખી. રાસ૦ ૯ વાલાને રા
સ અમીત કોઈ કહીએ, વાલાને બાહુ કંઠકર ગ્રહીએ; વા
લાને મળી અમે લીલા લહીએ. રાસ૦ ૧૦ વાહાલા ચં-
દન ભુજને દીધુ, વાલા અતિ સુબાસ મન લીધું; વાલા
પુલકીત ચુંબન કીધું. રાસ૦ ૧૧ વાલા નિત્યે વિહકલ
સરશે, વાલા મુખ કપોળ કર પરશે; વાલા ચર્ચિત બિં
દુ દરશે. રાસ૦ ૧૨ વાલા નરૂત્યગ્યાન મન ઠરચું, વાલા
નેપુર કિંકીણી રસીયું; વાલા હસ્ત ડ્રુહેપર ધરયું. રાસ૦
૧૩ વાલા એકલા પામ્યા ગોપી; વાલા કંઠ બાહુ આરો-
પી; વાલા રંગરેલી મન સોંપી, રાસ૦ ૧૪ વાલા ચરણ
કમળ બિરાજે, વાલા કરૂમ અલક મુખ ભાજે; વાલા ભ્ર
મર રસ ગુણ ગાજે. રાસ૦ ૧૫ વાલા માંગ મોતી કેલી,
વાલા તેમ ગોપી રંગ રેલી; વાલા બાળક દરપણ ખેલી.
રાસ૦ ૧૬ વાલા વ્યાકુળ રસ આનંદ, વાહાલા કેહેતાં ન
આવે છંદ; વાલા એ વંદ્રાવનચંદ. રાસ૦ ૧૭ વાલા ખે-
ચર સ્ત્રી રશ જોયું, વાલા કામ દ્રષ્ટ મન મોહ્યું; વાલા વ-
નદ્દાને રસ સોહ્યું. રાસ૦ ૧૮ વાલા અતી વિરહેથી આ-
ણો, વાલા પ્રેમ અમરીત સુખ જાણો; વાલા પુછ ન કીધું
પાણે.રાસ૦ ૧૯ વાલા સ્પર્શે આનંદ થાએ, વાલા લીલા થઈ
તે ગાવાએ; વાલા અમરત દ્રષ્ટી જોવાએ. રાસ૦ ૨૦ વા-
હાલા અમરિત સરવે જાણો, વાહાલા ક્રીડા કરીને વખા-

ણો; વાલા જળ પ્રવેશ મન આંણો. રાસ૦ ૨૧ વાલા જળ ક્રીડાની રીત, વાલા કહે ન આવે પ્રીત; વાલા પરસ્પર થઇ જીત્ય રાસ૦ ૨૨ વાલા જળથી ગમન કરયું, વાલા પુષ્પીત વન સંચર્યું; વાલા તે જોઈ મન ઠર્યું. રાસ૦ ૨૩ વાલા નવરંગ નાટક સાજે, વાલા ચંદ્ર નીશા અતી રાજે; વાલા મદન જોઇને લાજે. રાસ૦ ૨૪ વાહાલા રાજાએ પુછ્યું એમ, વાહાલા ધર્મ રીત્ય તે તેમ, વાહાલા અધર્મ પ્રવેશ તે કેમ. રાસ૦ ૨૫ વાહાલા ધર્મ સત્ય કરી સ્થાપો, વાહાલા વ્યકતા કરતાં રાખ્યો; વાહાલા પરદારા કેમ જાપો. રાસ૦ ૨૬ વાહાલા પોતે પુરણ કામ, વાહાલા ઇચ્છિત કીધું તેમ; વાહાલા અભિપ્રાય કો એમ. રાસ૦ ૨૭ વાહાલા શું કીજીએ કહો વિચાર, વાહાલા પુરણ એ અવતાર; વાહાલાં અનલ પડે સર્વ સારુ. રાસ૦ ૨૮ વાહાલા ઇશ્વર વચન પ્રમાણ, વાહાલા આ ત્રણે કરે અજાણ; વાહાલા બુદ્ધિવાન તે અજાણ. રાસ૦ ૨૯ વાહાલા હરીરસની ગમ વખાણે, વાહાલા તવન કરે અજાણે: વાહાલા જેમ રૂડું વિખ ખાણે. રાસ૦ ૩૦ વાહાલા ઉચિત કરે વાણી, વાહાલા ઉચિત વગર સુહાણી; વાહાની હુંકારી જાણી. રાસ૦ ૩૧ વાહાલા એવું કરયું પ્રતાપે, વાહાલા ઇશ્વર કરી સઉ જાપે; વાહાલા ભક્ત મનોરથ આપે. રાસ૦ ૩૨ વાહાલા જેહી પદ રજ માગે, વાહાલા બ્રહ્માદિક અનુરાગે; વાહાલા કરમ બંધશું લાગે. રાસ૦ ૩૩ વાહાલા ગુલાબી પ્રીત જાણો, વાહાલા અંતરજામી માણો, વાહાલા બાંધ કુકર્મ

વખાણ્યો. રાશ૦ ૩૪ વાહાલા મનુષ્ય દેહ ધરયું, વાહાલા તે ક્રિડા આચર્યું; વાહાલા ગુણ ગાઇ ભક્તિ વર્યુ. રાસ૦ ૩૫ વાહાલા ગોપ મન કાંઈ નાખ્યું, વાહાલા યોગ માયા કરી છાયું; વાહાલા પાશે દારા દેખાયું. રાસ૦ ૩૬ વાહાલા બ્રહ્મ રાત્રી તે જાણી, વાહાલા તેઓએ તૃપ્ત ન માણી; વાહાલા ઘેર ગયાં સહુ રાણી. રાસ૦ ૩૭ વાહાલા એ લીલા જે ગાવે, વાહાલા શ્રવણ રૂદે રસ લાવે; વાહાલા ભક્તિ માહા ફળ પાવે. રાસ૦ ૩૮ વાહાલા ધન્ય વ્રજવંતી ગોપી, વાહાલા મન કરી સરવ સોંપી; વાહાલા ધન્ય જમુના રસ ઓપી. રાસ૦ ૩૯ વાહાલા શ્રીમદ વલ્લભ ચરણે, વાહાલા શ્રી વિઠલેશને વરણે; વાહાલા દ્વારકેશ છે શર્ણે. રાસ રમીશું શ્રી ગોકુળચંદ્રશુંરે લોલ. સંપુર્ણ.

## ધોળ ૯૪

### પંચદી પદ ૬ રાગ ચરબી.

સરખી સાહેલી સહુ મળીને, નવ સત આભ્રણ સજી આંરે; સાન કરીને વાહાલાને તેડો, લટકે ગરબે રમીએ, ચાલો જોઇએરે, ૧ સ્યામા શ્યામને મધ્ય બેસારી, તાળી બાહે હાથેરે, નિર્ખતાં વાહાલે રીઝીજી. જુવે કટાક્ષ સાથે; ચાલો. ૨ સત્પ સ્વર એકવીસસું રચના, ગ્રામ ત્રણ્યને ભેદે રે. રાગણીઓ છત્રીસે મેળવી, ગાઓ પ્રબંધ ભેદ; ચાલો. ૩ લાગ દાટતે ઉર પતી રસ, સંગીત નરત્ય ગતિ લીકરે; મુશકાઇ વાહાલારે જોયું, સરવે રસમાં ભીજાં, ચાલો. ૪ શામળીએ ત્યારે ઉભા થઇને, બેણું વાઇ કાંઇ કીધુંરે, વિહ્વળ

થયાં સાંભળો સરવે, મન આકરશીને લીધુ. ચાલો. ૫ છુ ટા કેશ સ્વેત શ્રમ શ્રી કરભુજા બ્રાહુડી લટકેરે, કરણફુલ નકએસર ટીલડી, કંકણ પહોચી મટકે, ચાલો. ૬ બ્રહ્માનંદ થ કી ઉગાર્યા બ્રજનાનંદે લીધારે, રાસ રમી જળ ક્રિડા કીન્ધી, સરવ મનોરથ શીધાં. ચાલો. ૭ બ્રહ્માદીક સનકાદિક શંકર, ચઢી વમાને જોયરે; ગુણગાંધરવ અપસરા કીનર, પુસ્પ વરસી ત્યાં હોએ. ચાલો. ૮ ધન્ય વિદ્યુતની પેરે સ હુને દરશન એણી રીતેરે, બ્રહ્મગત્રીને લેખે કીધું, એણીપેરે સરવે જીતે. ચાલો ૯ ધન્ય ગોપી વ્રજ શ્રી જમુનાં ત્રઠ જયાં કૃશ્ન રસ પાયરે; શ્રી વલભને ચરણ પ્રતાપે, દ્વારકેશ નીજ ગાએ, ચાલો જોઇએરે. ૧૦

ધોળ ૭૫

અથ શ્રી પંચધ્યા ૭

દીઠી શરદની રાત સોહામણીજો, વહાલે રાસ રમવા ની ઇચ્છા કરીજો; ૧ વાહાલે વેણુ વગાડી વનમાંજો, સ્વર પુરો સખીના કણ રહ્દયમાંજો. ૨ નારી શ્રવણે સુણી સહુ ની સરયાંજો. કુળની મર્યાદા વીસરયાંજો, ૩ તેહને તતક્ષણ ગ્રહ કાજ મેલીઆંજો. અંગે અટપટાં આભુષણ પહેરીઆંજો, ૪ એમ આવતાં તે દીઠાં સુંદરીજો, ત્યારે ગમન વાયક બોલ્યાં હરીજો. ૫ તમે શાને તે આવ્યાં સહુ મળીજો. તમો કુળવંત આવો કામનીજો. ૬ એમ લોકમાં તે લાંછન લાગશેજો. તમારે પતિવ્રતા વ્રત ભાગશેજો. ૭ પતિવ્રતા પતીને છોડે નહીજો, પરપુરૂષ શું પ્રિત જોડે નહીજો. ૮ શ્રીમદન મોહન

જી રૂપે ધરીજો, બે પાસે તે શોહે કામનીજો. ૯ મધ્યરા તેશ્રી ગીરધર રાજીઆજો. પ્રભુ સાતે સ્વરૂપ બીરાજીઆજો. ૧૦ પ્રભુ સાતે સ્વરૂપ લીલા કરેજો; એણીપેરે તે વ્રજમાં વીચરેજો. ૧૧ ત્યારે શુંદરીને અભિમાંન આવીયુંજો, ભાગ્ય પોતાનુ સરાવીયું. ૧૨ ત્યારે અંતરધ્યાંન હુઆ હરીજો, ઘ ણા વિલાપ કરેછે સુંદરીજો ૧૩ શ્રી જીમનાંજી પુલીન આ વી રહ્યાજો. ત્યારે નાથજીને મન કરૂણા લાવીયાજો. ૧૪ શ્રી ગોકુલચંદ્ર માજી રૂપે ધરીજો, ત્યારે શુંદરીને દરસન આપ્યાં હરીજો. ૧૫ દ્વારકેશ પ્રભુને જાઉ વારણેજો ફરી, વ્રજ પ્રગ ટયા હમ કારણેજો, ૧૬

## ધોળ ૯૬

માહારા વાહાલા વન માંહ્ય, વાગે રૂડી વાંસલડી, હુ તો ઘેલી ફરૂ ઘરમાંહ્ય કોણે દીધી સાંકલડી. ૧ કુંભ વિનાજ ળ ભરવા ચાલી; શીરપર મેલી ઉઢાણીરે; ગયણુંરે લઇ જ ળ ગળવારે બેઠી, કુંભની શુધબુધ ભુલી, વાગે. ૨ ગુણીયા વીના ગઉ દોવારે બેઠી, સાડી ભીજાઇ નવ જાણીરે, વાછરૂ વાળતાં ગોપીયુંરે, બાળક બાંધયાં તાણીરે. વાગે૦ ૩ ઘી તા વીને છાસમાં રેડયાં, ને દુધમાં રેડયાં પાણીરે; નેતરૂ લઈ ના વલીઆ બાંધ્યો, ઘરનો ધણી નવ જાણ્યોરે, વાગે૦ ૪ પતી વીના મેં ભોજન પીરસ્યા મોદક મરચાં ભેળીરે, સાકર વ ડીનાં શાક વગારયાં, સેવમાં સુઠ ભેળીરે, વાગે. ૫ સાશુ કહે વહુને વ્યંતર વળગ્યાં, અવચળીઆ ઉતરાવોરે, દીયર કહે ભોજાઇને બાંધે, સાન કરી સમજાવોરે, વાગે૦ ૬ તનમ

ન મારા પ્રાણ હરીરે, મારા વાહાજી મથુરાં જાયરે; રામકસ ન મખુએ રસ પીતાં, વારે વારે સમજાવુંરે. વાગે રૂડી વાંસલડી, ૭

## ઘોળ ૯૭

### શ્રીવીઠલનાથજી માહારાજનુ ઘોળ

માગશાર વદી ચતુરદશી સહેલીરે, શુભવેળા સુભવાર શ્રીવઠલપર ભુતળ પ્રગટયા સાહેલીરે, ૧ ધન્ય ધન્ય માત અ રોમતી સાહેલીરે, પુરસોતમ અવતાર, શ્રી વીઠલ ૨ ઘેર ઘેર પોતી વધામણી સાહેલીરે. હરખ્યા છે વસુ તાત શ્રી વીઠલ ૩ તોરણ બાંધાં બારણે સાહેલીરે, ઘેર ઘેર ઓછવ થાય શ્રી વીઠલ ૪. ધન્ય ધન્ય એ કાંકરોલીએ સાહેલીરે; માનુની મંગળ ગાય. શ્રી વિઠલ. ૫ જાચક સહુ ટોળે મળ્યા સાહેલીરે, સુણી અનોપમ વાત, શ્રી વિઠલ૦ ૬ વીપ્રશું વેદ સ્નાન કરે સાહેલીરે, દાન આપે વરજનાથ શ્રી વિઠલ ૭ થાળ ભરયો સગ મોતીએ સાહેલીરે. આવ્યાં શ્રી વરજની નાર શ્રી વિઠલ ૮ વિપ્ર વેદ ધુની ઓચરે સાહેલીરે, દેછે સઉ આશાસ્ય શ્રી વિઠલ ૯ વધાવા આવે સહુ લાલને સાહેલીરે, હઇડે હરખ ન માય. શ્રી વિઠલ ૧૦ દાદીજીએ લીધો ગોદમાં સાહેલીરે, નિરખે સઘળો સાથ શ્રી વિઠલ ૧૧ વધઇશનવ ગાય આનંદસું સાહેલીરે, આજ શ્રી જીગદીશ શ્રી વિઠલ ૧૨ દેવના દુંદભી વાગીયાં સાહેલીરે, પૂસ્પની વસ્ટી થાય. શ્રી વિઠલ ૧૩ દઇવી જીવને કારણે સાહેલીરે, ફરી લીધો અવતાર શ્રી વિઠલ ૧૪ શરણે લીધા જીવને શા

હેલીરે, લીલાનો નહી પાર. શ્રી વિઠલ ૧૫ દાશ વલભ જાયે વારણે શાહેલીરે પુરસોતમ અવતાર. શ્રી વિઠલ ભુતળ પ્રગટીયા શાહેલીરે ૧૬

## ધોળ ૯૮

કોઇ મને કૃશ્ન દેખાડોરે શ્રી ગોકુળમાં કોઇ મને પ્રભુજી મેળાવોરે મધુવનમાં, મેરી મતા હેરી તરો મરમ ન જાણે. વનમાં ફરે વાહાલો તનમાંરે. મધુવનમાં કોઇ મને. ૧ સફળ બન ઢુંઢયાં સકળ વરજ ઘેરયાં, અતીશે ઉદાશી મારા તનમાં. મધુવનમાં કોઇ મને ૨ અમર ચીર પેહેરયાં મેઘાડંમર ઓઢયાં, ફુલડાં બેનનતી બાગનમાંરે. મધુ બનમાં કોઇ મને ૩ ફાટતાં ચોરને હાર માહરા ટુટયા નીર ભરાયાં લોચનમાંરે. મધુબનમાં કોઇમને, ૪ સુરદાસ કહે પ્રભુ તીહારે મીલન કુ અતારે ઉલટ માહારા તનમાંરે મધુબનમાં, કોઇ મને કૃષ્ણ દેખાડોરે શ્રી ગોકુલમાં. ૫

## ધોળ ૯૯

માહારે મંદીર પધારો શ્રી નાથજી, હું તો જોઉ તમારી વાટ; માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧ હું તો શેરી વળાવીને સજ કરૂં, હુતો પથરાવું લીલા પીળા પાટ. મારે. ૨ હું તો કંકુ કેસરના ગારા ઘાલું, હું તો મોટી કસ્તુરી પડાવું ભાત, મારે. ૩ હું તો ઓખે ગોખેરે દીવા કરૂ, હરખે બંધાવુ હીંચોળાખાટ, માહારે. ૫ હું તો શણગાર સજુરે શોભીતા, ચરણા ચોળી ગરચોળાંને ઘાટ, મારે. ૬ હુતો આડ કરૂરે કેસર તણી, હુંતો ચોખલીયા ચોક લેલાટ. મારે

૭ હું તો મંદીર મંગાવુરે સુખડી જીવણ જમવા તમારે કાજ મારે. ૮ હું તો બીડી વાળુરે બાસઠ પાનની. આરોગાવું શ્રી વલભરાય. મારે. ૯ હું તો થાળ ભરૂરે સગમોતીએ; વધાવું શ્રી વલભનો પરીવાર. મારે ૧૦ હું તો કરજોડી કરૂ વીનતી, બલીહારી જાય માધવદાસ. મારે મંદીર પધારો શ્રી નાથજી. ૧૧

## ધોળ ૧૦૦

જીરે વઈશાકવદી એકાદશીએ, શ્રી વલભજી પધારવાની પેરરે, શ્રી લક્ષમણ ઘેર સોહલો, જીરે અલંમાજીએ મનમાં વિચાર્યુંરે, જીરે સુત તે પધનાર્વીએ ઘેરરે, શ્રી લક્ષમણ. ૨ જીરે અંગ્નાકુંડે માગજ આપાઓરે; જી બેહુ સ્તને વહે છે પય નીધારરે, શ્રી લક્ષમણ. ૩ જીરે નિરજન સરવે ઉધારવારે, જીરે ભક્તીનો કીધો ઉપદેશ શ્રી લક્ષમણ. ૪ જીરે બ્રહ્મ સમંધ કરાવાયરે, જીરે શેવા કરાવી પ્રીત્યરે. શ્રી લક્ષમણ ૫ જીરે પુષ્ટી મારગની વીધી ગતીરે, જીરે કોને તે ન વ કહેવાયરે; શ્રી લક્ષમણ. ૬ જીરે હેવાના કુળમાં શ્રી ક્રસ્ન પ્રગટીઆરે જીરે, અઢળક શ્રી વલભરાયરે. શ્રી લક્ષમણ ૭ જીરે નિશાધન જનને તે એ પ્રભુરે, જીરે પ્રગટ દેખાડી છે રીતરે. શ્રી લક્ષમણ ૮ જીરે એને કારણ હરી દેહ ધરીરે, જીરે તેમાં સંસય નહી લગારરે શ્રી લક્ષમણ. ૯ જીરે અધર્મ તે જીવ ઓધારવારે, જીરે શ્રી વલભ વિઠલેશરે. શ્રી લક્ષમણ ૧૦ જીરે એહુના ચરણ કમળ નીત શેવીએરે. જીરે છાડીએ સકળ કલેશરે. શ્રી લક્ષમણ. ૧૧ જીરે હરીદાસ શોભા પ્રભુ

નીરખાતરે, જીરે ચરણ કમળ ધોરી ધારરે; શ્રી લક્ષમણ ઘેર સોહીલોરે. ૧૨

## ધોળ ૧૦૧.

અથ શ્રી પુષ્ટી મારગના દસ મરમ ધોળ લખ્યુ છે.

પુષ્ટિ મારગ તણાં મરમ દસ જાણીને; નિત્ય આચરણ કરીને રૂદે વિચારે, તો તેહને વશ થાયરે શ્રી હરી પ્રેમની વેલડી ત્યાંહાં વિસ્તારે. ૧ પ્રથમ એક મરમ શ્રી મહાપ્રભુ જાણીને. વિશ્વાસ દ્રઢ કરી વચન પાળે; અવર સાધન સરવ લાૈકીક કામના, એહુની કૃપા વિના ફળ નવ ભાળે. ૨ બીજા મરમ તે કેવળ શ્રી ગુરૂ, વાક વિશ્વાસ આચરણે કરવુ; જે જે વાણી શ્રી વલ્લભ આચરે, તે તે વીચારીને મન ધરવુ. ૩ ત્રીજો મરમ તે શ્રી કૃશનના નામનો, માહાત્મ હરદે થાય સફળ સારરે; અનેક પ્રકારના ધરમ કો ઉચરે, કોટીને અંસે નહીરે ભારે ૪ ચોથો તે મરમ વિસ્વાસ આણી કરી, પ્રભુજી કરસે તે અતિ રૂડુ, રાધીકા રમણ શ્રી વરજ બીહારી હરી, ભજન કરવુ અન્ય જાણી કુડુ. ૫ અવર લીલા સહુ અનંત રૂપે કરી, અંતરશામક સદારે જાણો; શ્રી હરી સામળો અનત રૂપે કરી નિત્ય લીલા પ્રભુ નિત્ય માણો ૬ પાંચમો મરમ શ્રી કૃસ્ન શરણાંગત; લોક વાદ સરવ પરીત્યાગ ભાવે, નિરપેક્ષભાવ તે સરવત્ર પરીપીએ, ત્યારે શ્રી કૃષ્નને દયારે આવે, ૭ છઠો મરમ તે કેવળ નાથનો; સરવ પરિત્યાગ ગુણ ગ્યાન કરીએ; ગ્યાના દ્વારા કરી સરવ લીલા ખરી, શ્રી વરજનાથને રૂદે ધરીએ ૮ સાતમો મરમ તે અંત

રી સેવા, વરણાત્મક વરજ માંહે ફરીએ, ભાવાત્મક ત્યાંહાં વિપુરે પોતા તણુ સખી ભાવે થઇ સહુ વરીએ. ૯ આઠમો મરમ તે ક્રિડા રસ ભાવના, અંતરમાં અનુભવ કરવો જેમ જેમ સખા સંગ કોડેરે, તેમ તેમ તે આચરવો. ૧૦ નવમો મરમ તે ક્વઇત ફલ ભાવનાં, તાપ કલેશ રૂદેમાં લાવે; જોષ્ળ દશા વરજ સુંદરી ભોગવે, ત્યમ ત્યમ એહને અનુભવ કરાવે; ૧૧ દસમો મરમ તે દીન્તા ભાવના સરવ પ્રકાર કરી રૂદે દુ:ખ આણો; અવર સાધન નાના વીધી છે ઘણા કરી કૃપા વિના કાંઇએ ન માને. એ અર્‍થ દસ જે કોઇ ગાય ને અનુભવે, તેને શ્રી કૃષ્ન આધીન થાય; શ્રીમદ વલભ નીકટ કરૂણા કરે, આપણા દાસની બાંહ્ય સાહ્ય. ૧૩

## ધોળ. ૧૦૨ પદ. ૯

### અથ શ્રી પુષ્ટી માર્ગના સિદ્ધાંતનું ધોળ પવિત્ર એકાદશીનું લખ્યું છે.

પુષ્ટી મારગ સિદ્ધાંતની, કહું એક વાત; શ્રાવણ સુદ એકાદશી, વચન કહ્યા જે રાત. ૧ શ્રીમદ વલ્લભને મન ઇચ્છા ઉપની એહ, આજ્ઞા બ્રહ્મ સબંધની પ્રભુજીએ કીધી તેહ; પોતાના જન જાણીને ચીંતા ધરી મન માંહ્ય, આતુરતા કીધી ઘણી, શ્રીજી પધારયા ત્યાંય. ૨ પુરણ પુરૂષોત્તમ તમે છો, જીવ છે દોષ સહીત; આધારણ કારણ પ્રભુ, કહેજો ધરા મન ચિત્ત. ૩ ત્યારે શ્રીજી એમ બોલીયા, સાંભળો વલ્લભરાય; નામ સમર્પણ જે કરે, તેહના પ્રાયશ્ચિત જાય. ૪ જીવ જંત જે કોઇ આવે, તમારે શરણ; તે ઉપર

કરૂણા કરી, રાખીશ માહારે ચરણ. ૫ પવિત્ર કરીને સુત્રનું, પહેરાવું શ્રી જુગદીશ; કેશરી રંગે રંગીયું, તાર ત્રણશેંહને પ્રણવીશ. ૬ મીશ્રી ભોગ ધરાવીઓ, વસ્ત્ર ધરૂં તત્કાળ; કોર છેડા કરી કેશરી, ધોતી ઉપરણા સાર. ૭ શેવક ને સુખ કારણે, શ્રીજીએ કીધો શ્રમ; નામ સમર્પણ આપીને, રાખો વૈશ્નવ ધર્મ. ૮ શ્રી ગીરધારીજી મંદીર પધારીઆ, એ સુખ કહ્યાં નવ જાય; હરીદાસ શોભા જોઇને, અનેક મંગળ ગાય. ૯

## ધોળ ૧૦૩

ધન્ય શ્રી વલભ અઢેળમાં પ્રભુ વશીઆ જુમનાં તીરે, ધન્ય વઇશ્નવ જન વંદે એ પદ રજને ત્રવેણી તીરે. ૧ ધન્ય જુમનાજીનો સંગમ છે, હેની લેહેર રંગ તોરંગ છે; પાવન થાવ સ્થાવર જંગમ છે, ધન્ય૦ ૨ ધન્ય પ્રયાગ વારી નિરખીએ, ધન્ય તીરથ સઘળાં પરખીએ; ધન્ય૦ ૩ ધન્ય વેણી માધવ મુખપર વારી, એનો છબી નિરખી જાઉં બલીહારી; ધન્ય ધન્ય સર્વ જનના સુખકારી. ધન્ય૦ ૪ ધન્ય પ્રયાગ તીર્થ રાજ્ય છે, ત્રવેણી તીરે દરવાજા છે; તે તો સારે સરવનાં કાજ છે. ધન્ય૦ ૫ ધન્ય દશાસ્મેધઆરે જાતાં, ધન્ય નિરમળ ગંગાજી નાહાતાં; ધન્ય ધન હરખે હરી ગુણ ગાતાં. ધન્ય૦ ૬ ધન્ય એ માધવરો નાહાતાં, ધન્ય નિર્મળ તેહેનાં તન થાતાં; ધન્ય સેહેજે તે વૈકુંઠ જાતાં. ધન્ય૦ ૭ ધન્ય અઢિએળ રાજે છે, ધન્ય પેલી તીરે ઝાંગ બીરાજે છે; મધ્ય ત્રવેણી ગાજે છે. ધન્ય૦ ૮ જેણે એ બેઠકને ભોગ

ધરીયા, ધન્ય ભવ સાગર ફેરો ટળીયા; ધન્ય પ્રેમ સુધારસમાં ભળીઆ. ધન્ય૦ ૯ ધન્ય જુમનાજીમાં વાસ છે, ધન્ય વલ્લભ કુળની પાસ છે; ધન્ય શોભા જોઇ હરીદાસ છે. ધન્ય શ્રી વલ્લભ અઢેળમાં, પ્રભુ વશીયા જુમનાં તીરે. ૧૦

## ધોળ ૧૦૪

ઘેર આવોરે ગોપીયુના વાલા, આનંદ વધારો નંદના લાલ; નાથ નથી કાંઇ નાના કાલા, તો પ્યાલા પીજે પ્રેમનારે ૧ આવો તો આલીંધન દીજે, પ્રેમતણા રસ પાઇને પીજે; દાશલડાને દરશન દીજે, તો નિરભે કેજો નામનીરે. ૨ જન્મો જન્મના સ્યામછો શંગી, મળે ગોપીયું એકજ રંગી; નાથ વિના નહી બીજા સંગી તોરહીએ તીભંગી ટેકમાંરે. ૩ આપ બળે ગોવરધનધરીયો, સુરપતી કેરો ગર્વજ હરીઓ; વરજવાશીના કારજ સરીઆં તો ગોકુળ રાખ્યું રેલ તુરે. ૪ માડી મહારે એ વર રૂડો; જોની બીકથી કંસરાય બુઢો, નહાનો એ પરાક્રમે પુરો, તો ચોઢો અવિચળ આંદલોરે ૫ કુમકુમ કેરા છડા દેવરાવો, મહીરે મોતીના ચોક પુરાવો; તરીયા તોરણ દ્વાર બંધાવો, તો વહાલાને વધાવો પ્રેમશું રે, ૬ જોશીડા તેડી જોશ જોવરાવો, ઘડીઆં લગ્ન ઠીક ઠરાવો, ખાતીલ ખુપની ચોપ કરાવો, તો તેજ જઇ સ્વદાન દઇનેરે. ૭ તમારા પીતાજી લખ્યા લેછે, વહારજો એના ત્રાગ ફળ્યા તમારે; પોકે તો પહોચ્યે કોડ અમારા, તો કેહે માધુ બ્હાલા કરગરૂ છું રે.

## ધોળ ૧૦૫

ઠુમરી

મુખડાનુ માંડણ મોતી; મહારાજા મહારા મુખડાનુ માં ડણ મોતી, મેં જળ જુમનાં ભરન ગઇતી; મુખકુ ધોતાં ખોયું મોતી, માહારાજા મહારા મુખડાનુ માંડણ મોતી. ૧ ગાગર ભર પનઘટપર મુકી, લાગી કુળ મોતી જોતી જોતી. માહારાજા ૨ ઘર જાઉ તો મોરી સાસ લડતહે નણંદી બોલે છે મેણા દેતી, મહારાજા ૩ પુરશોતમ પ્રભુ આએ અચાનક. મોતીકુ લીધુ છે મહારૂ ગોતી, મહારાજા મહારા મુખડાનુ માંડન મોતી.

## ધોળ ૧૦૬

ઠુમરી

બારેહી બાજી કાહાના તેરી બેસ બાસુરીયાં મેરાજી અરા ધરે નહી ધીર. ટેક ગોકુળ બાજી બંદ્રાવન બાજી, જુમનાજી કે તીર. મેરાજીઅરા ૧ મોર મુગટ મકરાકૃત કુંડળ સુંદીર સ્યામ શરીર મેરાજીઅરા. ૨ પુરશોતમ પ્રભુકી છબી નિરખત; ધન્ય મનવારૂ શરીર. મેરા જીઅરા, ૩ બોબા રેહી બાજી કહાના તેરા બેર બસુરીયા, મેહેરા જીઅરા ધરે નહી ધીર.

## ધોળ ૧૦૭

ઠુમરી

સામરો ન જાને મેરી પીર, કનાઇયો ન જાને મેરી પી, ટે પીર પીર પીર બોલી અરરરરરર; સામરો ન જાને મોરી

પીર. ૧ મોદધી બેચન ગઇતી બંદ્રાબન, શામશને ખેંચો મો રો ચીર; ચીર ચીર ચીર જયમ ફાટો જયમ અરરરરર, શામ રો ન જાને મારી પીર, ૨ મેહેજળ જુમનાં ભરન ગઇતી, સામરાને ડારો મોપે નીર, નીર નીર નીર છાંટો જયમ છર રરરરર, શામરો ન જાને મારી પીર. ૩ બંદ્રાબનમે રાશ ર ચ્યોહે; હરીયા હમારા જીવ જીવ જીવ જીવ ચાલ્યા જયમ ખરરર શામરો ન જાણે મારી પીડ. ૪ સુરદાશ પ્રભુ લીહા રે માહનકુ, બંશરીકો ફેંક્યો મોપે તીર; તીર તીર તીર કંપી જયમ થરરરરર; શામરો ન જાણે મોરી પીર. કનઇયો ન જાણે મારી પીર

## ધોળ ૧૦૮.

જીરે ફાગ્તગ માસ વદી અષ્ટમી, જીરે પ્રગટયા શ્રી ગીરધરલાલ; આનંદ મુને અતી ઘણો. ૧ જીરે ઘોઠ સકળ ગાજી રહ્યું, જીરે વાજે છેરે નીશાન, આનંદ૦ ૨ જીરે ઘેર ઘેર હરખ વધામણી, જીરે ઘેર ઘેર ઓછવ આજ. આનંદ૦ ૩ જીરે મઅળ રાજ કરો માનની, વરજ નારી વધાવા જાય; આનંદ૦ ૪ જીરે ગોકુળ ગુંડારે ઉછળે, જીરે તરીયા તોરણ બંધાય; આનંદ૦ ૫ જીરે દાન આપે કેશરીરાયજી, જીરે ગજરથ અશ્વને ગાય. આનંદ૦ ૬ જીરે ગોકુળ ગામ રળીયામણું, રળીયામણું શ્રી જુમના તીર. આનંદ૦ ૭ જીરે ક્રીડા કરે ગીરધરલાલજી, જીરે રતન ગંગાજીનાં નીર. આનંદ૦ ૮ જીરે એ પ્રભુને નવ ઓળખ્યા, તેહેનો ફેરો પડયો સંસાર; આનંદ૦ ૯ જીરે એ પ્રભુને જેણે ઓળખ્યા,

તેહેનો ભાગ્યતણો નહીં પાર. આનંદ૦ ૧૦ જીરે આશ પુરી વાહલે ભકતની, બલીહારી જાય માધવદાસ. આનંદ માહારે અતી ઘણો.

## ઘોળ ૧૦૯

શ્રી વલ્લભકુળ ભલે પ્રગટીયા, પ્રગટયા શ્રી વીઠલનાથરે; દાસને મનરે આનંદ ઘણોરે, વેદપુરાણે આવાતરરે ૧ ધન્ય માતાજી શ્રી અંકાજી, જેણે કર શ્રીનાથજી હુલરાવ્યારે; શુક શનકાદીક ગમ નહીં, પ્રગટયા શ્રી પુરૂષોતમ આચારે. ૨ ઘેર ઘેર ગુડી ઉછળે, તોરણ દ્વાર શોહાયરે; પરમ પનોતો સુંદરી હરજીને, નિરખવા જાયરે. ૩ સુંદરી સરવે ટોળે મળ્યા, મુખ જોઇ જોઇ મોહરે; આનંદ સાગર ઉલટયો, ત્રીભોવન જય જયકાર હોયરે. ૪ વાજીંત્ર વાગેશોભીતાં, ઘેર ઘેર ઓચ્છવ થાયરે; દુંદભી વાગે દેવતાનાં, શુકજી શ્રી ભાગવત ગાયરે. ૫ કેશર કુમ કુમ છાંટણાં, દેવની આશીશ થાયરે; દાન આપે શ્રી વલ્લભજી ઘણાં, ઉલટ અંગ ન માયરે. ૬ ભકતી મારગ સ્થીર સ્થાપવા, વઇશ્નવની કરવા સાહારે; આપને અનુંગ્રહ કરો, જોગી ન જાણે એ વાતરે. ૭ ભકતી કરો શ્રી વીઠલજીની, બીજી ફોકટ વાતરે; એરે લીલા જે કોઇ જાણસે, તે વ્રજવાસીનો સાથરે. ૮ માગશર વદી ને નોમી ભલી, ભલી ભલી આજુની રાતરે; શ્રી વીઠલવર રે રૂદય હુવા, પ્રગટયા શ્રી પુરણ બ્રહ્મરે. ૯ ધવળ મંગળ હોય ઘણાં, આ સુખ અંગે ન માયરે; ચીરણ જીવો માહારો વાલમો, બલીહારી માધવદાસરે. ૧૦ શ્રી વલભ કુળ

ભલે પ્રગટયા, પ્રગટીયા શ્રી વીઠલનાથરે.

## ધોળ ૧૧૦

સાંભળ સુજની વધામણી, શ્રી ગોકુળપતીને દરબાર; પારવતી માજીએ સુત જનમીઆ, શ્રી દવારકાંનાથજી અ વતાર; પ્રગટયા શ્રી પુરૂષોતમ લાલજીરે. ૧ વાજીંત્ર વા ગે સોહામણાં, ગુણીજન ગાય છે ગ્યાન; માગણ જાચક મ ળ્યા સહુ, તેમને આપ્યાં બહુ દાન. પ્રગટયા૦ ૨ ધન્ય ધન્ય વઇશાખ માસનો ધન્ય સુદી પડવેનો દીન; ધન્ય ઘડી શુભ વારનો, હરખ્યાં સરવનાં મન. પ્રગટયા. ૩ જુવતી જનરે ટો ળે મળી, નવ સપ્ત સજયા શણગાર; ચાલો પ્રભુને વધાવવા ને, કર ધરી મંગળચાર. પ્રગટયા. ૪ કંચન કળસ સુરત સોહાયે, ગાતા મંગલ ગીત; પ્રિતશું પોહોચ્યા દરબારમાં, જાણે આવા રાણાજીત પ્રગટયા. ૫ ભેટ ધરે મન ભાવતી, વળી વળી વારણે જાય: એ પ્રભુ ચરણ પ્રતાપથી, નીજદા સ આનંદ ગુણ ગાય. પ્રગટયા શ્રી પુરૂષોતમલાલજીરે.

## ધોળ ૧૧૧

સેનગોરી અમા શ્રીનાથજીને ખમા, ખમારે નંદરાય સાંજા; સેન૦ ગોખે ચડી નીહાલવારે, અમા૦ અમને આ શા વાસન ગોરી, અમા૦ કેશરીઓ બાંધો સોહીએરે. અમા૦ માથે સોહીએ પાગ ગોરા, અમા૦ બાંહે બાજુબંધ બેરખા રે. અમા૦ કુડળ જરકે છે ચાર ગોરી અમા૦ ગોરી કુંદન ઝ ળકે ચાર ગોરી, અમા૦ ઝુમક લટકે ચાર ગોરી, અમા૦ મીઠે લાલનકુ અમા૦ દુલરી અણુવટ પોહોચીએરે, અમા૦ ગળે

ગુજા કાહાર ગોરી, અમા૦ ભીમના ઠાકોર બેટીઓરે, અમા વરજના પ્રાણ આધાર ગોરી૦ અમા૦ સેન ગોરી અમા શ્રી નાથજી ખમા૦

## ઘોળ ૧૧૨

નાગર નંદજીના લાલ, માહારી ચુંદડીના ચોર; ચુંદડી ચોરી વાહાલો કદમ ચડી બેઠો, શાસરીયા સુનાથકે દુર થકી દીઠો નાગર૦ ૧ કાનડ કાળા મોરલીવાળા, મકર ધારારે; આથી રાત્ર મથુરાથી આવ્યોરે, કંસ કારણેરે. વાહાલા નંદના૦ ૨ લાખ ટકેકી ચુંદડી, અજભ રૂડો રંગ; સાસરે સંતાપસે; મેરો બુરો થશે અંગ. વાહાલા૦ ૩ નંદ કુંવર સ્યામ સુંદોર, મદન મોહનલાલ; નંદકે ગીરીધર જીવને મેરો નામ, વાહાલા વ્રજનારે મેરી ચુંદડીના ચોર. ૪

## ઘોળ ૧૧૩

શ્રી ગોકુળનાથજીના લાલરે, શ્રી પુરૂષોતમ વર રંગ રશિઆ; વાહાલે કીધા વર્ઇશ્વ નાહાલરે, જનમ જનમ મહારે મન વશીઆ. ૧ એમનું નખ શીખ અદભુત રૂપરે, શ્રી પુરૂષોતમ; વાહાલો શ્રી કાંકરોલીના ભુપરે- જનમો જનમ૦ ૨ તમારાં સુંદ્રિર નેણ વિશાળરે, શ્રી પુરૂષોતમ; તમો તીલક મુદ્રા ધરયા ભાળરે. જનમો જનમ૦ ૩ શ્રી મુખ છે પુનમ ચંદરે, શ્રી પુરૂષોતમ; જોતાં ભાગ્યાં ભવ દુઃખ દુરરે. જનમો જનમ૦ ૪ તમો શ્રી વરજભુખણના ભ્રાતરે, શ્રી પુરૂષોતમ; તમો શ્રી જીમનાજીના તાતરે. જનમો જનમ૦ ૫ તમો વરજકોર બેટીજીના તાતરે, શ્રીપુરૂષોતમ; શ્રી

ચારોમતી વહુજીના નાથરે. જનમો જનમ૦ ૬ શ્રી પદમા વમની વહુજીના કંથરે, શ્રી પુરૂષોતમ; સુત શ્રી ગીરધરજી ગુણવંતરે. જમમો જનમ૦ ૭ તમો ગજનગર સુખ આપ્યુરે. શ્રી પુરૂષોતમ; મહા પતીત વાઅળ દઃખ કાપ્યુંરે. જનમો જનમ૦ ૮ છોટી કાંકરોલી જનમ દીન કીધોરે,શ્રી પુરૂષોતમ; નિજ દાસને શરણે લીધોરે. જનમો જનમ માહારે મન વશીયારે. ૯

## ધોળ ૧૧૪

આ કળીમાં કારણ એક, અષ્ટાક્ષર ભારી; શ્રી વલ્લભ શ્રી મુખથી, પ્રગટોયા શ્રષ્ટી તારી; શ્રી વલ્લભ વંશની કૃપા થકી, કરૂં અષ્ટાક્ષર વરણુરે; શ્રીમુખ પ્રગટયા એ શ્રી વલ્લભ, એ વેળાને કરૂં પ્રણામ; અષ્ટાક્ષર ભારી૦ ૧ આ દઈવી જીવપર દયા વિચારી, રસ વરસાવા ભારીરે; શ્રી વીઠલ પ્રભુજીએ કીરપા કરીને, ગ્રંથ પ્રગટયા જઉ બલીહારી. અષ્ટાક્ષર ભારી૦ ૨ અષ્ટાદસ કરયા શ્લોક, પ્રગટયા શ્રી વલ્લભ રાજ કુમારરે; સાહા ગુઠ રસ પ્રગટ કરયા, જાઉ વંશ સહીત બલીહારીરે. અષ્ટાક્ષર ભારી૦ ૩ પ્રથમ શ્લોકમાં પ્રગટ બતાવ્યું, શ્રી ક્રશ્ન ચંદ્રનું રૂપરે; ક્રશ્ન ક્રશ્ન ક્રશ્ન નેતી કરીને, સદા જપો રસ રૂપ. અષ્ટાક્ષર ભારી૦ ૪ આનંદને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહીરે; નિશ્ચંત ને વળી નિશફળ થઇને, ભજે મળે વ્રજરાય. અષ્ટાક્ષર ભારી૦ ૫ શ્રી માહા પ્રભુજીએ સાત ભક્તીના, દાન કરયાં આમંત્રરે; માહા અઘોર કળી જીવ ઓધારવા, સાતે ભકતીનો એ મં

ત્ર. અષ્ટાક્ષર ભારી૦ ૬ સાત ભકતીના નામ વખાણું, શ્રવણ વળી કીરતનરે; સ્મરણને વળી અવણ ભકતી, પાંચમી છે અરચન. અષ્ટાક્ષર ભારી૦ ૭ પાદ શ્રી વંદન વંદના વાસ તવ, એ સરવ મળીને સાતરે; માહા પ્રાહમાં સાતો જણને, એક એક મળી વિક્ષાત. અષ્ટાક્ષર ભારી૦ ૮ શુક પરીક્ષક પ્રહલાદ શેશજી, લક્ષ્મીને પ્રથુરાજરે; હનુમાન આદે સાતે જણને. એક એક ભક્તીએ કીધાં કાજ. અષ્ટાક્ષર ભારી૦ ૯ એવા મોટાને બહુ પરા કષ્ટથી, પ્રાપ્ત થયું રત્ન રે; આ દઈવી જીવ પર દયા વિચારી, અષ્ટાક્ષત ધન્ય ધન્ય. અષ્ટાક્ષર ભારી૦ ૧૦ આ સાતેમાંથી એક સાધન, આ કળીના જીવ શું કરશેરે; અષ્ટાક્ષર માહા મંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે. અષ્ટાક્ષર ભારી૦ ૧૧ જે દીવશથી શ્રી ગુરૂ કૃપાથી, અષ્ટાક્ષર મળ્યું દાનરે; તે દીવસથી જીવત, પર્યાન રૂડું રાખ્યું ધ્યાન. અષ્ટાક્ષર ભારી૦ ૧૨ સ્વાસો સ્વાસને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખે ગાયરે; નિંદ્રા જાગ્રણ રસ્તે ચાલતાં, અહરનીશ ચાલ્યા જાય. અષ્ટાક્ષર ભારી૦ ૧૩ આનંદ ને વળી પરમાનંદનું, સુખ મળે સુખ થાય; માહા અલૌકીક લીલાનો અનુભવ, કરી લીલામાં જાય. અષ્ટાક્ષર ભારી૦ ૧૪ પરથમ શ્લોકમાં શ્રી વલ્લભ શ્રી વિઠલ, કૃપા બહુ ગુઢ કીધીરે; નિશ્રણીને દાન આપીને, સકળ કામના સીધી. અષ્ટાક્ષર ભારી૦ ૧૫ બીજા શ્લોકમાં સદા સર્વદા, શ્રી કૃષ્ણ સ્મરણ કરવુંરે; જમના દુતનું કાંઇ ન ચાલે, લેશ માત્ર નહીં ડરવું. અષ્ટાક્ષર ભારી૦

૧૬ અધાત ભકતો અષ્ટાક્ષરની; માહા પાતક સહુ નાસેરે, ગો બ્રાહ્મણ સ્ત્રી બાળકની હત્યા તે સહુ ત્યારે નાશે. અષ્ટાક્ષર ભારી ૧૭ ત્રીજા સ્લોકમાં મહાત્મ જાણી અસ્ટાક્ષર નીત્ય જપાવોરે, જમનાદુત પડે નહી દ્રષ્ટે; એવો અસ્ટાક્ષર ઓળખવે. અષ્ટાક્ષર ભારી. ૧૮ કાળ કર્મ તેને નહી બાંધે ઉલટો અનુકુળ થાયરે; માયા મોહના આપે તેને જે અષ્ટાક્ષર નીત્ય ગાય. અષ્ટાક્ષર ભારી. ૧૯ જ્ઞાન અજ્ઞાને શ્રી ક્રશન ભજનથી અગણીત પાપ સઉ જાયરે; અજામેળની વાત વિચારો માહા પાપી પાવન થાય, અષ્ટાક્ષર ભારી. ૨૦ ચોથામાં શ્રી સહીત અષ્ટાક્ષર વરણવુ શ્રી વિઠલેશરે. નિજ શ્રસ્ટી ઉપર હેત વીચારી, ગુરૂરૂપે ઇનશાઇશ. અષ્ટાક્ષર ભારી. ૨૧ નિર પક્ષવડે નીરાધાર કરીને, પ્રગટ કરયા માહારાજરે: પાંચમા શ્રી મુખ કહીથી, શ્રી વલ્લભે કીધાં કાજ. અષ્ટાક્ષર ભારી. ૨૨ શ્રી ગીરીરાજ ધરણ ચીતા મટાવા, મારામંત્ર પ્રગટાઓરે; જયમ રૂઇ ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોશ મટાવો. અષ્ટાક્ષર ભારી. ૨૩ દ્વાપરમાં પ્રભુ પ્રગટ થઇ; પ્રથ્વીનો ભાર ઉતારયોરે; તેમ કળીમાં આ અષ્ટાક્ષરથી, વાહાલે સકળ શ્રષ્ટિને તારયા. અષ્ટાક્ષર ભારી. ૨૪ શ્રી વલભ શ્રી વીઠલેશ ક્રપા કરીને, પુષ્ટીરસ પ્રગટાવોરે; માળા તીલક છાપ અષ્ટાક્ષર, પંચાક્ષર ઘણા ભાવ્યા. અષ્ટાક્ષર ભારી ૦ ૨૫ છઠા સ્લોકમાં અષ્ટાક્ષરના, અક્ષર વરણવ્યા ત્રણરે; શ્રી ક્રશન નામને સુભાગ્ય સાથે. દ્રઢ કરી મનનુ પરણમતા. અષ્ટાક્ષર ભારી ૦ ૨૬ શ્રીથી અખંડ શોભાગ્યની પ્રાપ્તી. મળે

અલઉકીક ધન્યરે; કુશબ્દ પાપ તાપને ટાળે, ક્ષશબ્દ ફળા અન્ય સાધન, અષ્ટાક્ષર ભારી૦ ૨૭ સાતમા સ્લોકમાં શરણ ત્રણ એ, અક્ષર વરણવ્યા આપરે; પ્રથમ શબ્દથી લ ક્ષ ચોરાશી ટાળી મટાડ્યાતપ અષ્ટાક્ષર ભારી ૦ ૨૮ રકાર શબ્દથી મહા અલઉકીક લીલાનુ થાય જ્ઞાનરે; અણકારથી અન્ય આશરો છુટે, દ્રઢ ભક્તીમાં રહે ધ્યાન; અષ્ટાક્ષર ભા રી૦૨૯ આઠમા સ્લોકમાં બે મમાએ કૃપા ગુઢ બહુ કીત્રીરે; પ્રથમ મે દ્રઢ પ્રીત બતાવી, બીજે સઉજન સીધી અષ્ટાક્ષર ભારી૦ ૩૦ નવમા સ્લોકમાં માહાત્મ જાણી, અષ્ટાક્ષર નિ ત્ય ગાયરે; શ્રીજી શ્રીવલભના ચરણ પરતીત, સદે દ્રઢ થાય. અષ્ટાક્ષર ભારી૦ ૩૧ દસમાં સ્લોકમાં માહા મંત્રથી, રોગ પાપ સઉ જાયરે રીધી સીધ્ધી સહુ ઘરમાં આવે, પરમાનંદ સુખ થાય. અષ્ટાક્ષર ભારી૦ ૩૨ એકાદસમો આણંદને, વળી પરમાનંદ પુરણરે; સ્નેહ કરી અષ્ટાક્ષર જાપે- તેહેને રોગ જ વરનું ચુરણ, અષ્ટાક્ષર ભારી૦ ૩૩ દ્વાદશમો વળી પ્રેતભુ ત, પિસાચ સરવેને શીધેરે; ચારે શતરૂનો ડર નહી તેને, અ ષ્ટાક્ષાર રાખો ઢીગ. અષ્ટાક્ષર ભારી૦૩૪ ત્રોદશમાં કુક્રિયા, ક્રરૂધ અષ્ટાક્ષરથી ત્રાસેરે, આનંદ સુરતી શ્રી કૃશનચંદ્ર; નિજ ભકતને રાખો પાસે. અષ્ટાક્ષર ભારી૦ ચતુર દસમાં સરવે પ્રકારનુ, દુખ મટે સુખ થાયરે; અહોરાત્રી શ્રી ક્રસ્ણ ભજનથી; ઉભય લોક સુખ ગાય. અસ્ટાક્ષર ભારી; ૩૬ પંચદશામાં વલભ પ્રભુને, શરણ થઇ સુખ ગાયરે; સર્વ મી ત્રનો રાજ શીરોમણી, ભજે સ્વર્ગ મટે વરજ થાયે. અસ્ટા

ક્ષર ભારી. ૩૭ ખટ દશમો અસ્ટાક્ષરનો, ગુપ્ત તે જપ થા યરે; મહાત્મ જાણી શ્રધા પુરવક, ભજે તાપ ક્લેશ સહુ જાય. અસ્ટાક્ષર ભારી. ૩૮ સતરમો સહુ અસ્ટ'ના ઉપર હે ત કરી પ્રગટયારે; વેદશાસ્ત્ર પુરાણ આદયનો; સાર સહુ મન પોવે અસ્ટાક્ષર ભારી ૩૯ અશટાદશમો સ્લોક શ્રી વીઠલ, પ્રભુજીએ પુરણ કીધોરે, અસ્ટાક્ષરમાં નીધી જાણી, સકળ મનોરથ સીધો, અસ્ટાક્ષર ભારી ૪૦ એવે વાહાલે નીજ શ્ર સ્ટીપર દયા વિચારી ભારીરે; શ્રીગુરૂકૃપાથી વરણવ કીધો; જાયદાસનો દાસ બલીહારી અસ્ટાક્ષર ભારી ૪૧

## ધોળ ૧૧૫.

ચાલો જળ જુમનારે નાહાવા ગીરધર આવશો આપો પાવા. ૧ ગોવાળની મંડળી લેઇનેરે; વાહાલો મારો નાચે તાતા થેઇરે ૨ સુખની શી કહુરે શુજની, વાત કંઇ વરણ વી ન જાય વરજની. ૩ વરજ વરણવામાંરે ન આવે. એ શુખ અનુભવીયાથી ન આવે ૪ અનુભવમાં છેરે એહને, એ ક્યાંથી જેહુને તેહને. ૫ એ સુખ પાંડવા રેહા પાસે, એ શુખ અરજુનને અભીલાસે દાસ વલભનારે સ્વામી, વાહાલા મારાછો અંતરજામી; ચાલો જળ જુમનારે નાહાવા.

## ધોળ ૧૧૬

હરી તને પ્રસન તે કયમ થાશે તાહારા દીલનુ કપટ ન જાય. પ્રભુ તને પ્રસન તે કેમ થાશે. ટેક બે પઇશાની ગુરૂ શેવા બતાવે ત્યારે ત્યાં ગણગણતુ બોલે, ઘરનો સ્ત્રી જયારે માગે ઘરાણું, ત્યારે હર્ષ મગન થઇ ડોલે, હરી ૧ હુ

રીના ભકતને લુખ્ખુશુકુ વેઠ વળગી હોય જાણે, સગા સમં ધી જયારે પરૂણા આવે; ત્યારે મીસ્ટાન પીરસે પરાણે, હ રી. ૨ એકાદશી ઉછવ જાગ્રણમાં, ત્યાં તને નીંદ્રા લાગે; ભાંડ ભવઇયા નત્યભ નારી સંગ, આખી રાત તું જાગે. હ રી. ૩ હરીની શેવા કરતી વેળા કાયા તારી કંપે; ગંજીફો શોગટાં રમતાં, આખો દિવશ ના જંપે, હરી ૪ હરીનુ ચંદ ન ઘસ્તી વેળા, શ્રમે શરીર બગડે, કુંડી કતકુ મગી મશા લો, ભેળી ભાવે ભાંગ રગડે. હરી ૫ ખોટાં મોતી કાચ કી ડીયાં ભગવત ભુષણ ઘાલે, સોનુ રૂપુ મણી મુગતાફળ; ઘ રની સ્રીને નવ ચાલે. હરી. આ કરવુ આ ના કરવું; એમ સહુને શીક્ષા દેછે, કહ્યા પ્રમાણે કશું કરતો નથી, અનુચિત કરમ કરેછે, હરી૦ ૭ જગત દેખતાં જપને બેસે બાકી નવ નહાય ખાવા ગળું કાપતાં થાય ગરગળો; એ વઈશનવના ભાવ, હરી. ૮ નર હરી નામ રટણમાં અતી આળસ તાહા રે, ડાંચાં કુટણું પરનિંદયામાં આખો દીવશ ન હારે; હરી ૯ અંતરની ગત્ય કોય ન જાણે, જાણે અંતર જામી; સાચો સબંધી સામળીઆ, દાસ દયાનો શ્વામી. હરી૦ ૧૦

સંપુર્ણ.

## ધોળ ૧૧૭

### વ્રજ ચોરાશી કોસની વન યાત્રાની પરીક્રમા.

જીરે પ્રથમ પ્રણામ શ્રી વિઠલ નાથ, એમના શેવક જ નનો મળીએ સાથ. ૧ ચાલો ચાલોરે વૈશ્નવ વ્રજમાં જ ઇએ, શ્રી ગીરધારીજી નીરખી ધણીઆતાં થઈએ. ૨ પેહેલા

શ્રી જુમનાજી વિશ્રામ ઘાટે નાહીએ, પરિક્રમા કરતાં હરીના ગુણ ગાઇએ. ૩ સરવે ભગવદી મળી મધુવન જઇએ. તાલ વન કમોદ વન જઈ નાહીએ ૪ સતુ વાર્ધ મૈશરીને બોહોળાં વન, ત્યાંહાં તો શ્રી કુંડ નાહી થઇએ પાવન. ૫ નાહાઇએ રાધા ક્રશ્ન કુંડ પ્રભુને ભજીએ, શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલની બેઠકે નમીએ. ૬ નારદ કુંડને કુસ ગોખરજે, શ્રી પ્રભુનું ભજન મનશું કરજે. ૭ જીરે ગ્વાલ પોખર નાહીએ તેહ, શ્રી ગીરધારીજીની ટલેટીમાં લોટીએ દેહ. ૮ ગીરીધરણ ધીરજ મંદીર જોતાં, ત્યાં તો જન્મ મરણનાં દુઃખ ખોવાં. ૯ નાહીએ માનશી ગંગાને બ્રમ કુંડના સ્નાન, માહા પ્રભુની બેઠકે કરીએ પ્રણામ. ૧૦ દાન ઘાંટીથા બીલ છું જાવું, ત્યાં તો ચક્ર તીરથ શાહોટું નાહાવું. ૧૧ પાપ મોચન રણમોચન વંદન, લીલ ના સ્થળ તે તો નંદનંદન. ૧૨ ચંદ કુપ સરોવર બટ મુલ, માહા પ્રભુની બેઠકે થઇએ અનુંકુળ ૧૩ શંકર ખટ કુંડ ગંધ્રવ કુંડમાં નાહીએ ગોવીંદ કુંડ નાહી કરતાર્થ થઇએ. ૧૪ માહા પ્રભુ બેઠકે ત્યાં ભોગ ધરીએ; હેતે મળી હરી કીરતન કરીએ. ૧૫જીરે અપ્સરા કુંડને પુજરીજે; જીણી શીળાન લાગ ઉદેરણીજે. ૧૬ હરી હાથી ગાયોનાઇગલાં એક મુગટ શીળાના દરશન કરવાં ૧૭ રામ ઢોક બેઠક શ્રીજીની, એક ગદ્દા ગોવીંદ સ્વામીની ૧૮ બાંધ બાંધણે સીધુરા શીલાર ભલી, હરજી પોખરસુર કુંડ ચરણે રૂદ્રકુંડળી. ૧૯ શાળાદંડવતીને નમાવા શીશ, શ્રી ગોવરધન સ્થળની શોભા અતીશ ૨૦ પુજણી શીળાને ભોગ ધર

મા, નિત્ય આવે લોક બહુ દરશન કરવા ૨૧ ગુલાલ કુંડ કહે
ડી પરમંદરના સરણ, જીરે અલકનંદાને બદ્રીનારાયણ. ૨૨ ક
દમખંડીને ઈંદ્રોલી કામવન નાહીયે પ્રેમ કુંડ વિમળકુંડ નિ
રમળ વન. ૨૩ બીજા કુંડ ઘણેરા છે ત્યાંહાં, આંખ્યમીચામ
ણીની ગુફા ત્યાંહાં, ૨૪ ચરણ પાહાડીને ધસ સીલા, ભા
જન ઠારીને ભોગ કટોરા ભલા, ૨૫ જીરે ગફા એક વછાસુર
ની, સુરભી કુંડ બેઠક વર વલ્લભની. ૨૬ સોનેરી કદમ બટી
ધામ, ત્યાંતો ચીત્રામણી શલાને ચીંત્ર સમાન ૨૭ તેતો દેહ
કુંડ નાહાવુ ઉંચે ગામ, ત્યાંતો દરશન કરવા રેવંતીને બળ
રામ. ૨૮ ભાનુક્ષેત્ર ને બરશાના ગામ ત્યાતો રાજ કરે રૂડા
બ્રખુભાન. ૨૯ શ્રી રાધિકાની સંગે અસ્ટ સખીઓ જાણ, જી
રે સાંકડી ખોહુ ને ઘાંટી દાણ ૩૦ જીરે દાન મનઘઠમાં કદમન જી
રે દાણી કુંડ રતન કુંડને ઘેબરવન. ૩૧ મોલા પ્રભુની બેઠકે
મોર, જીરે નોબારી ચોબારી ભાનુનુ વન ડર પીરી પોખર
સંકેત બટમુસ, બીચલા કશન કુંડને રૂપિ કુંડ ૩૩ નંદ ગા
મને નંદ જસોદા માત. શ્રી કૃશનની સાથે વલભજી ભ્રાત.
૩૪ શુરજકુંડ મધુસુન કુંડ સઘળા, આવું જોઇને મન થયું વિ
મળા. ૩૫ ચરણ પાહાડી ચરણ અંકુશ શીલા, દરશન કરી
ને ગાવી લીલા ૩૬ દધી ગાળુંસેકુંડને કોટીકવન, ક્ષીર શાગ
ર સગેસાઇ નેઇલવન ૩૭ શ્રી જુમનાંજી કીધાં શ્રી બળરામ
અખેબટ કાત્યાયની વરતના દામ. ૩૮ ગોપાઘાટ ઘાટ ચીર
હરવાનાં જીરે નંદ ઘાટ ઉતરવાનાં, ભાંડવન જાઉ નાઉની
વાટે. ભાંડીર કુવોને બટ બીજોરી ઘાટે ૪૦ વેલવનમે માન

સરોવર શુખધામ, આકાશાંહ્વા પીપરોલીને માટમાન ૪૧ લો વનરાવન પરગટયાં રાધા. મહાવન બ્રહ્માનુઘાટ માટી ખાતા, ૪૨ શ્રી ગોકુળ મંદીર પ્રભુના સાત, ત્યાંહાં તે રમણ સ્થળ ની શી કહુ, વાત. ૪૩ શ્રી મહા પ્રભુની બેઠક છે જયાંહાં, જીરે બ્રહ્મ સબંધની આજ્ઞા ત્યાંહાં ૪૪ પેહેલા છોકર હુક રાણી ઘાટ નાહીએ ગોપ કુવો નહી બળદેવ જઈએ પછે વંદ્રાવન બનશીબટ જેહ, પરિક્રમાના સ્થળ આવ્યાં તેહ. ૪૬ જીરે મથુરાં જન્મ ભુમી શ્રીનાથજીરે સ્થળ સઘળાં જોવાની હામ. ૪૭ ચોરાશી કોશની પરિક્રમા કરી, સરવે ભગવદી મળી ગુણ ગાઓ હરી ૪૮ જે કોઈ પાઠ ભણેને નિત્ય ગાય, તે હેતે વનયાત્રા ફળ અધિકજ થાય. ૪૯ એ કોઈને પાઠ કરે નિત્યે નેમ તેહને હરીસું બાડે અતિ ઘણો. પરેમ ૫૦ જીરે વન ઉપવન કીધો કરી જોડ; શ્રીવરજભુખણજીરે પુરયા કોડ ૫૧ જીરે હરીગુણ ગાએ વલભદાસ; તેહના મન તણી તો પુરજો આશા, ૫૨ જીરે પ્રથમ પ્રણામ શ્રી વિઠલનાથ

## ધોળ ૧૧૮

### દયારામ કૃત લખિછે

હુ સું જાણું જે વાહાલે મુજમાં સું દીઠું વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠુ હું સું જાણું જે વાહાલે મુજમાં સું દીઠું. ૧ જળ ભરવા જાઉં ત્યારે પુંઠળ પુંઠળ આવે, વગર બોલાવ્યો વાલો બેહેડલું ચઢાવે. હું શુ જાણું. ૨ લકુ ને તરછોડું તોયે રીસ ન લાવે, કોઈ મીસે મારે ઘેર આવીને બોલાવે, હું શું જાણું. ૩ એકલી જાણીને

વાહાલો પાવલે લાગે, રંક થઇ વાહાલો કંઇ કંઇ માગે. હું શું જાણું. ૪ મન જાતાં જાણી વાહાલો દોડયો આવે દોટે, પોતાનીમાળા લેઇપેહેરાવે માહારી કોટે. હું શું જાણું. ૫ મને જાતાં જાણી આગળ આવી રોકે, દયાનો પ્રિતમ એહેની કેડા ન મુકે, હું શું જાણું વાહાલે મુજમાં શું દીઠું.

## ઘોળ ૧૧૯

શ્રી ગોકુળીયું મુકીને કાંઇ જઈએ નહીં. ટેક. વાસો વસીએ ચરણ કમળની છાંય જો, શ્રી જમુનાજીના સુંદીર ત્રટ રળીઆમણું; જ્યાંહાં માહારા વાહાલાજીના પરમ રમણ સુખ ધારજો, શ્રી ગોકુળીયું. ૧ જસોદા ઘાટે આનંદ સાગર ઉલટયો, સુખસાગર માજની લે ભકત સમાનજો; શ્રી ઠકરાણી ઘાટે સુદર બેઠક શોભીતી સદા બીરાજે શ્રી વલભ પ્રાણ આધારજો. શ્રી ગોકુળીયું ૨ શ્રી ગોકુળિયાની ત્રક્ષલતા સહુ નમી રહયા, ચરણ પરશવા શ્રી ગોકુળ અષ્ટરીધામ જો; શ્રીગીરી ગોવરધન રત્ન ખચીત શોહીએ ઘણાં, આઘ વંદ્રાવંન નિત્ય રમણનુ ધામજો શ્રી ગોકુળીઉં. ૩ આનંદ મંગળ મારગ સીંધુ ઉલટયો, કુંજની કુજમાં બેસે શ્રી નંદકુમારજો, આ નરણે શ્રી ગોકુળીયુ નિરખ્યુ સહી, આ નરણાના ભાગ્ય તણો નહી પારજો, શ્રી ગોકુળીયું ૪ શ્રી વલભજી ઘાટે પ્રીતમજી બેસે ઘણા; આનંદ ગલીમાં ભીડ તણો નહી પારજો; રંગીલી ગલી શ્રી ગોકુળપતી મંદીર જાતાં ત્યાં કંઇ વાશો વળી લેછે દાનજો શ્રી ગોકુળીયુ. ૫ જગમોહનમાં બેઠ

ક સુસોભીતો, મનોર્થ પુરે શ્રી ગોકુળ નાથજો, રમણ રેતીમાં રાસમંડળ રચના કરી, હરખા નીરખી જન્મક્રતાર્થ થઇએજો; શ્રી ગોકુળીયુ ૬ ભેઠ પેહેરામણી ભાવ સહીત સહુકો કરે, વઇસ્નવ કેહે અમને આપો વ્રજમાં વાસજી; શ્રી જુમનાજી કેરાં નીર અતી શોભીતાં, હેવી રીતે કહે છે શ્રી વલભદાસજો શ્રી ગોકુળીયુ મુકીને કંઇ જઇએ નહી ૭ સંપુરણ

## ધોળ. ૧૨૦

વારી વારી શ્રી ગોકુળ નાથ, તમારા લટકાને. રે લટકે શ્રી ગોકુળ ગામ વસાવ્યુને મોહોટા મંદીરનુ રાજયરે સહુ શેવકને ચરણે રાખો, ચઉદ ભોવનના નાથ દરશન જઇએ, વારી વારી. ૧ પીળા પીતાંબર પરવટ વાળી, હોડયા ઉપરના સારરે; કેશરી કેરાં તીલક બીરાજે, સીરપર કેશરી પાઘ; દરશન જઇએરે; વારી વારી૦ ૨ કંઠે શોહીએ હુગડુગી ને હીરા કંઠી અતી સારીરે; કંઠે મોતનકી માળા બિરાજે; કુડળ ઝળકે કાન; દરશન જઈએરે, વારી વારી. ૩ સુદર સારા કડાં બિરાજે, ને પોહોચી રત્ન જડાવરે; બાંહે બાજુબંધ બેરખા બીરાજે, એવા વાહાલાને શણગાર, દરશન જઈએરે; વારી વારી. ૪ મદન મોહનજી આપે બીરાજે, બાળક્રસ્ન નહાની જોડરે; નવ નિત્ય પ્રીયાજી આપે બીરાજે; બડાં વઇસ્નવનાં ભાગ્ય, દરશન જઈએરે, વારી વારી. ૫ સાતે સ્વરૂપ શ્રી ગોકુળમાં બીરાજે, તે જાણીએ ગઉલોક પુરીરે મોહોટે મંદીર ગોકુળનાથજી બીરાજે, સામા વિઠલનાથના લાલ; દરશન જઇએરે, વારી વારી. ૬ ગોકુળનાથજીને પારવતી, વહુજી નિ

ત્યં નવી આરતી પુરેરે, લટકે શ્રી ગોકુળનાથ આરતી ઉતા રે; શેવકને સુખ આપે દરશન જઇએરે; વારી વારી. શ્રી ગો કુળનાથજી તમારા લટકાને. ૭ સંપુરણ.

## ધોળ ૪૨૧

પ્રગટયા પુરૂષોતમ લાલરે, સાંભળ મારી સાહેલી; વ્હા હાલા છે આનંદકારીરે, વાત કરે હશી હશી. ૧ હેવા વૈશ્ન વ જનના જુથરે, નિરખું છું નઇણાં ભરી; એવા પુરૂષોતમ પાતળીઆરે, લીધું છે સરવસ હરી. ૨ એવા ચતુર શીરો મણ જાણુંરે, સાન કરી સમજાવે છે; રશીઓ છે રસનો ભો ગીરે, પ્રેમાં પ્રિત્ય ઉપજાવે છે. ૩ પેલા દુર્જનીઆના દિલમાં, દાઝ ઘણેરી આવે છે; તમારૂં શ્રી મુખ જોવા આવ તારે, પ્રભુ ઘણા સંતાપે છે. ૪ ઘરમાં તો નથી ગમતારે, આંગણીએ નથી રેહેવાતાં; વાહાલા તમ વિના માહારાજરે, અળગાં નથી રેહેવાતાં. ૫ માહારા કામણગારા કાનરે, વારે વારે શું કહીએ; માહારૂ અબળાનું શું જોરરે, રૂદન કરી થાકી રહીએ. ૬ મરકડે મોહ પામી છુંરે, અંગે આતુ રતા હળે; મને બીજું ના આવે નજરેરે, સાંભળ મારી સા હેલી. ૭ સહીઅરરે સંદેશા કહેજોરે, વિનતી માહારા વા હાલાની; સહીયર સમજાવી કહેજોરે, શ્રી ગોકુળનાથજીના લાલાને. ૮ પ્રભુ દયાના માહારા દયાળરે, કાંકરોલીના છો વાશી; પ્રભુ પ્રીત કરી પધારોરે, ચરણ કમળની છું દાશી. ૯ પ્રગટયા પુરૂષો લાલરે, સાંભળ મારી સાહેલી. સંપુર્ણ.

## ધોળ ૧૨૨

લાલ તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમતણી;
શ્રી દાઉદજી તમારો લટકો જોઇ મને ચટકી લાગી પ્રેમતણી. ટેક. લટપટી પાઘ કેશરીઆ વાઘા, જડાબ તીલકની શોભા બની. લાલ૦ દાઉદ. ૧ રસીક કુંડળ લોલકક લળકે, જડાવ જડયાંરે મહી હીરામણી; લાલ દાઉદ૦ ૨ બાહે બાજુબંધ બેરખા શોહીએ, જડાવ પહોંચીની શોભા ઘણી. લાલ દાઉદ૦ ૩ ઈત ગોકુળ ઈત મથુરાં નગરી, બીચ જુમનાજી નીર વહે. લાલ દાઉદ૦ ૪ વંદ્રાવનમાં રાસ રચ્યો હે, સહસ્ત્ર ગોપીને વચ્ચે ગીરધારો. લાલ દાઉદ૦ ૫ વંદ્રાવનની કુંજ ગલનમાં, જુગ જુગ રહીઓ એ જોડી. લાલ દાઉદ૦ ૬ જુમનાજીની નીરેતીરે ઘેન ચરાવે, વાહાલો બંસી બજાવે વાહાલો કદમ ચઢી. લાલ દાઉદ૦ ૭ સુરદાસ પ્રભુ તોહારે મીલનકુ, રંગ તણા માહારાજ તણી. લાલ તમારો લટકો જોઈ, મને ચટકી લાગી પ્રેમતણી. ૮ સંપુરણ.

## ધોળ ૧૨૩

ચાલો ચાલો કાળીંદ્રને કાંઠડે, ગીરધારી ચારે ગાયો;
શ્રી નાથજીને નિરખીએ. ૧ હરીના શીર ફુલની શોભા ઘણી ,એમને છોગલડે શણુગાર, શ્રી નાથજી૦ ૨ હરીને ભાલે તીલક સોહી કેશરી, એમના ખીટીઆળા છે .કેશ. શ્રી નાથજી૦ ૩ હરીને બોલ સદારસ .મીઠડાં, એમની આંખલડી અમરીત, શ્રી નાથજી૦ ૪ હરીને કાંને કણીફુલ શોભીતાં, એમનાં કુંડળ રત્ન જડાવ. શ્રી નાથજી૦ .૫ હરીને

હુડપચીએ હીરલા ઝગમગે, એમના તેજ તણો નહીં પાર. શ્રી નાથજી૦ ૬ હરીને કંઠે તે માળા શોભીતિ એમને ઉર ગજ મોતીના હાર. શ્રીનાથજી ૭ હરીને બાંહે બાજુબંધ બેરખા, એમની પોહોચી છે રત્ન જડાવ. શ્રીનાથજી. ૮ હરીને પીળાં પીતાંબર શોભતાં. વાહાલે ઓઢ્યા ઉપરણા સાર. શ્રીનાથજી. ૯ હરીને કેહેડે શોહીએ કટી મેખળા, એમને ઝાંઝરનો ઝમકાર. શ્રીનાથજી. ૧૦ હરીને ચરણે આંખડી સોભતી, એમની ચતુરાઈની ચાલ. શ્રીનાથજી ૧૧ હરીને હાથે સોહીએ લાલ લાકડી એતો ધેનુ ચરાવાને જાય. શ્રીનાથજી. ૧૨ હરીને શંગે તે સરખા ગોવાળીયા. ત્યાંહાં વાહાલો મધુ રોશી મોરલી વાય. 'શ્રીનાથજી ૧૩ વાહાલો તે શ્રીવંદ્રાવનની કુંજમાં ત્યાં ખેલે શ્રી નંદકુંમાર. શ્રીનાથજી ૧૪ એ સ્વરૂપનાં શોભા જોઇને, બલીહારી જાઓ માધવદાસ. શ્રી નાથજીને નીરખીએ. ૧૫ ચાલો ચાલો કાળંદ્રીને કાંઠડે, ગીરધારી ચારે ગાયો.

## ધોળ ૧૨૪

### અથશ્રી ગોશાઇજીનો વિવાહ ખેલ.

શ્રી ગોવરધન ધારીજી, વારીશ્રી મુખપર જાઉજી; કરોરે કૃપા પ્રભુજી તમે શ્રીવિઠલ વિવાહ તે ગાઉજી. ૧ એરે વિવાહ વિસ્તારતાં. જો મુખ કાંઇયે કહેવાયજી; એમ કરતાં કાંઇ હેતથી, દાસલડાને સુખ થાયજી. ૨ એવા કૃપાળ કૃપા નાથજી, કૃપા કરી અમ તણી જાણીજી; આપણી આરત જાણીને એ વાત ચીતડામાં આણીજી. ૩ હરખ્યા તે હરીવંશ અતી

ઘણું, માગ્યું. તે અમતણું દીજેજી; વેહેલા થાઓરે વિવાહ કરો, વેદ પુરાણે એ થાપ્યું જી. ૪ આપણી ઈચ્છાએ ઓચ રયા, શીખ હરીવંશને દીધીજી. જાણ કરો સહુ ન્યાતમાં, વાત વિવાહ તણી કીધીજી. ૫ ઘણારે ઘણા ઘેર આવજો, એરે વીવાહ તણી વાતજી; પરમ પનોતુ છે એ કુળ, પનોતી છે કન્યાની માડીજી. ૬ પીતારે પનોતો છે જેહનો,જેણે લીધી મા હા મોટી પેરજી, પ્રગટયા પુરસોતમ નાથજી, આદર આવશે ઘેરજી; ૭ કુમકુમ છડા દેવરાવીયા, મોતીના ચોક પુરયાજી; પાટ ઢાળોરે પ્રકાશશું, સોહાશણ ગાવાને આવેજી. એ રીતે ગીત ગાઈશું, પનોતો ભલોરે વેહવાઇજી; તાહારૂ તે પુન્ય છે અતી ઘણું, પામ્યો તે શ્રીવિઠલ વરજમાઇજી ૯ સકળ શાસ્ત્રની રીતશુ, નિત્ય તે ભલી પેરે ગાયજી; વિવાહ રે ભલો શ્રીવિઠલવરનો, માધવદાસ બલીહારીજી. ૧૦

## ઘોળ ૧૨૫

પદ ૨.

વિવાહ મળીયો શ્રવણ સુણી, હુવો જય જયકાર; આનંદ વાધ્યો અતી ઘણો, મન કુળનો નહીં પાર. ૧ ઘેર આવ્યા ભલે ભાવ્યા, સગાં સહુ સંગીત; આપણ અતી બડભાગીઆં, આનંદ અતી ઘણો ગાત. ૨ વહુજી વ્રજનાથજીને પુછી પુછી ઘણી ગાત; આચારજ બોલાવીએ, હઇડે હરખ અપાર. ૩ તમારી પ્રીત જોઇ જોઈ; મેહે જાણ્યું મન માં એમ; વિજોગ તમો કમળ હાથ, આવડું જાણ્યું કેમ. ૪ મુખે બોલ્યાં મરગાનેણી, વાણી વેદ તે સત્ય, ગુરૂજી ત

ને છો અતી ભલેરા પ્રાણનાથ સુરત. ૫ એજ માગુ માવ ડી. મુને આપો મુકે આજ; માયા કરજો મુજને, જયમ સરે અમારાં કાજ ૬ ગુરૂજી શું ગોઠ પુછી, તેતો પ્રભુજીની પેર; સમાધાન કીધાં ભલા; પછી વિપ્ર વળીયા ઘેર. ૭ વાત જાણી ચિત આણી, માનની મન માંહ્ય; વિવાહ આદર અતી ઘણો, શ્રીનાથજી છે જેહ. ૮ એક હમારી વિનંતી, તમો આવી ધરજો નાથ; માધવદાસ બલીહારરે આવે, સેજ સ્થાપો સરવ સાથ. ૯

## ધોળ ૧૨૬

પદ ૨ જુ

પનોતીએ દીધી છે આશીશજી, વિવાહ તે કીધો આણેલ માસજી, ૧ હુંએ તમને પુછુંછુ ગીરધરજી. જઇ પુછો ગોવીંદ જુઓ. વરજી. ૨ જોશીડા તેડાવો મહારાજજી, એમ કીજે સેવકજનનાં કાજજી, ૩ જોશીડા ઉતાવળો આવેજી, જયોતીસ સઘળે ડાહ્યાવેજી. ૪ આવીને દંડવત કીધોજી, હસ્તકમળ શીરપર દીધોજી. ૫ જોશીએ વિચાર્યું છે મનજી જોશી ભણેલો ધન્ય ધન્યજી ૬ જોશીએ જોયું છે વિચારીજી. પુછેછે સઘળેરી નારીજી. ૭ જોશીએ જોયું એ રૂડુજી, નથી કંઇ આણે માસ કુંડુજી. ૮ સમત સોળ રૂડા વીસજી, વઇશાખ સુદી રૂડીછે આજજી. ૯ લગન મોકલ્યું છે મન રળીજી માધવદાસ બલજાયે વળી વળીજી. ૧૦



## ધોળ ૧૨૭

પદ ૩ જુ

લગન મોકલ્યું છે શ્રી વિઠ્ઠલનાથજી, રૂડા શ્રી વલ્લભનો સાથજી, કૃપા કરો પ્રભુ તમો તણી, કૃપાનાથ મોહોટા મહારાજજી. એમ કીજે દાસલડાંના કાજજી. ૧ હરખેતે સુરીનર રાજીઆ, માંડવે ગાંધ્રવ નાચેજી, માંડવે આદર ઝાઝોજી, દુંદભી મધુરી વાજેજી, ૨ માંડવે મહુલ રચાયજી; વસ્ત્ર અમુલખ રચાયજી. માંડવ અતી ઘણો મરમજી. એ સરવે વિદયોગત કરમજી, છેહુ પાસે ગોવીંદજીની નારીજી; માધવદાસ શ્રીમુખપર વારીજી.

## ધોળ ૧૨૮

પદ ૫

વેહુસા થાઓ વરજનાથજી. કાજ સહુ મોટેરા કીજેજી એણીપેરે કારજ કીજેજી, પ્રભુ બોલ્યા વાણી એ સત્યજી, ૧ સમરથ સહીત જદુનાથજી, કરોડ તેત્રાસને ત્યાં જોયજી. કુળ ધરમ કરેમ સઘળું કર્યું તુ પ્રભુજીએ જાણ્યું એ મનજી, ૨ નવલ તે જોબન નાથજી; ચઢીઆ તે શ્રી વલભ સુત ધન્ય ધન્યજી; સમીરે સાંજનો સમો થયો, ખાડકા ભલુ રૂડુ ગામજી, ૩ તુરે ભલી ધુરગાવતી, સુતી આવી લેતી એ નામજી. ખાત કરી ઘણી રાણીએ વાણીએ હરીરસ ગાએજી, ૪ આદર અતી ઘણા કુળજી, તોરણ આવ્યો છે અસ્વજી, નવલ કીશોર તોરણ ચઢયા, જીવો વરમોહન વિશ્વજી. ૫ કંદ્રપ કોટી સ્વરૂપજી ભુતળ ભલીપેરે ભાવ્યાજી, જાણ કરો વ

હુજીને ગેર; કોટી બ્રહ્માંડ આવ્યાજી ૬ વહુજીએ વાત સઇ
ને કહી, નાકહી કોણે પેરજી; અણચીતવ્યાંરે ઉતાવળા પ્રભુ
જી પધાર્યા છે ઘેરજી, ૭ વચન સમરથ અન્યોઅન્ય, મન
જાણીજે એમ કાજેજી: વસ્ત્ર અમુલખ, નિત્ય તે નવરંગી
લીલાજી, ૮ આભ્રણ તે અતી સોભીતાં આભ્રણ અંગે મો
તીજી; બીચ બીચ ચીત્ર અમુલખ, સખી ઘણી ઘણી પેરે
જોતીજી ૯ નાગ નાગોદર ગુમગુ, લીલાવટી તિલક તે સો
યજી; નાકે ફુલીનથ વેસરી, હઇડે હરખ તે અતુલ્યજી. ૧૦
સખી તણો સ્નેહ, અબળા તે એણીપેરે બોલ્યાંજી, ઘર સહુ
જાશે શ્રી વિઠલવરનો, ત્રઇલોક નહી કો તોલજી ૧૧ તમો
એતે એમ મન જાણજો, કહી લહી વાત એ રૂડીજી; પાવલે
નેપુર વાજીયાં, પાટડીએ જડીઓછે ચુનીજી. ૧૨ કાને તે ઝાં
ઝર ઝબુકતી, ગલે તે કોટી પ્રકાશજી, નેત્ર અંજન ભરગા
નેણજી, શજ થઇ નીરખી હ્યો વરજી ૧૩ માંહો માંહે શઉ
એમ કહે. શખી શઉ શોભીતા શાથજી, માનનીયે મનમાં
જાણીયું એ આવે સુંદોર નાથજી ૧૪ ત્યાં થકી ચઢયા સુણી
નાથજી કામ તે આવડુ શું વહેજી. એટલે આવી વધામણી,
સોહાવાની તોરણ ટોડેજી ૧૫ શ્રી વિઠલનાથજી આવીયા,
ભાવીયા, ભલીપેરે કાનજી; પુસ્પ વ્રસ્ટી કરે દેવતા, જોગી
એ મુકયાંછે ધ્યાનજી, ૧૬ ગ્યાન કરે શરવે અનંગ, બેઠી ચ
કડોળની પાંતીજી; અસ્વ હસ્તી કહુ કેટલા. ના લહુ ગોડલી
જન લીલાજી. ૧૭ શ્રી વિઠલનાથજી, પહેરયાં પીતાંબર પીળાં
જી. કનકમે પાટ ઠળાવીએ, ઓઢયાં પીતાંબર લીલાંજી, ૧૮

ગોવંદજીએ વહુજીને કહયું એ શહુને અહીંઆં તે તેડયાંજી, માધવદાશ જાય બલીહારડે, બીજો શહુ શાથ છે કેડેજી ૧૯

## ધોળ ૧૨૯

પદ ૫

આવો પનોતી મૃગાનેણી, બહુ ગુણવંતી નાર; આવો સોહાસણ સુંદરી, સોહાગી ઉભાછે બહાર ૧ એક લેઇ મોતીનો થાળ ભરીને, બીજી લે પુશપની છાબ ત્રીજીએ તોરણ આવીયાં, ચોથીયે ચંદન લાવ ૨ એણી પેરે આનંદ ઉલટયો, ચાલે ચંદ્રાવળીને શાથ; ગજ ગતી ચાલે હરખે ભરયાં, ઉલટ અંગ ન માય ૩ પ્રભુજીનો પરેમ જણાવીયો, તેહને આપો ઊર કેરો હાર; જયારે દીઠા શ્રીવિઠલ વરને, જાણે ફુટી ચાલ્યા ગજ રાજ. ૪ ભેરભુંગળ તાળ મ્રદંગશુ ગાયે, શ્રીવિઠલવરનો દાશ, પરેમ શબ્દ વાજે ઘણા; નાથ નફેરીના નાદ ૫ આવ્યાં સુંદીર સોહામણા, માંડવે હુવો જયજયકાર; શ્રીવિઠલનાથ પધારીઆ, જોવા તેત્રીશકોડ. ૬ પદમની પરેમ કરે ઘણો, શરીઆં તે વહુનાં કાજ, ભકતતણાં મન ફુલીયાં શ્રી વિઠલ સુખની રાશ. ૭ પોખીને પધરાવીઆ, આવીઓ શુંદીર જોડ. વેદધુની ત્યાં હોય ઘણી દેવ વૈમાન ચડી જોય. ૮ શ્રીપુરૂશોતમજી પધારીયા. માહારે મોટી લાજ માધવદાશ બલીહારડે. શરીઆં વઇશ્નવનાં કાજ. ૯

## ધોળ ૧૩૦

પદ ૬,

પ્રભુજીને પાટે તે પધરાવોજી, વહુજીને જોઇ જોઈ તન

મન વારેજી. ૧ વર કન્યાજીને આવેજી, કન્યાજીને વેગે તે પધરાવેજી. ૨ સંભઇયાજી સંભઇયાજી સંભઇયાજી, વીલમ ના કીજે એક મૈયાજી. ૩ ત્રૈલોકના નાથજી તેડેજી, આવું એમ કીજીએ જોડજી. ૪ પરમ પનોતીજી આવ્યાંજી, માંહ્યરામાં રૂડેલાં લાવ્યાંજી. ૫ વહુજીએ જાણ્યું એ ચીતજી, પુરસોતમ પામી તે સત્યજી. ૬ શેવા સુખ દઇ કહેવાયજી, સેવક સુખ દુખ દેય દેખાડજી. ૭ માંહ્યરામાં શી શી પેર હોયજી, શાસ્ત્ર મરજાદા સહુ હોયજી. ૮ વેહેલા થાઓ વર માળા પહેરાવોજી, માધવદાસ બલીહારી જાય કરજોડીજી. ૧૦

## ધોળ ૧૩૧

### પદ ૭.

ચીરણજીવી ચોરીએ આવ્યાંજી, સહીયર વહુંજીને કાહાવેજી.૧ બાઇ તમ એટલું ત્યાં કરજોજી, અમને તે ચીતડાંમાં વરજોજી. ૨ આપની કુળ ચાલ તે કીજેજી, બીડી કરી હસ્ત કમળમાં દીજેજી ૩ મધુરેસ્વરે માંડયું છે ગ્યાનજી. જોઉ તમને કેટલી છે સાનજી. ૪ સુંદીર સરોવર છે સાધજી; એડુ પાસે ધવળના છે નાદજી. તે જોતાં રૂડાં છે સંસારજી; હવે મંગાવે છે કંસારજી. ૬ કણસાર પીરસે કન્યાજીની માડીજી, પહેરી છે પચરંગી સાડીજી. ૭ કંસાર સારો રૂડો સ્વાદજી; એ લીલા મોટી છે પુસ્ટીજી. ૮ શ્રીમુખે એમ આશીષ દીધીજી, ગુરૂજીએ ચોગી કરમ કીધુજી, ૯ ગુરૂજી બોલ્યા જે વાણીજી, એ વાત ત્રિલોકે જાણીજી. ૧૦ જુગલ સ્વરૂપ

ચઢીઆ વરઘોડેજી, માધવદાસ બળ કરજોડીજી, એકવાર બોલો શ્રી રણછોડજી. ૧૧

## ધોળ ૧૩૨

### પદ ૮.

વેહવાઈ તાહારો માંડવો સંભાળકે માંડવો સંભાળ કે રશીક વર રમી વરયારે, સંગે સોહીએ પદમાવતી નારકે. આવી ટોળે મળીરે. ૧ વળી વદે કન્યાજીનો ભાઈએ કે બાઈ કયારે આવશેરે, શ્રી વંદરાવનચંદ શ્રી વીઠલનાથ કે,સાથે રૂડો ભાવશેરે. ૨ વળી વદે કન્યાજીની માડી કે, કોહોરાત કેટલીરે; સુંદરીને શીખામણ દીજે કે, થઈ રભ ભેટલીરે ૩ સુંદર તાંહે સુખ રાસતો, વદન જુવે વળી વળીરે, સોહાશણ શાસરે જાય તો, સંહીયર વળાવી વળીરે, ધન્ય તઇલંગની નાત્ય કે, સંગે બહુ સખીરે, વહુજીને વળાવીને જાય કે એ વાત વેદ લખીરે. ૫ વાટડી બીલંબના કીજે, તો દુજે માગુ સહારે; વળી વળી પંથ નીહાળે તો, આપણ સાથજીરે ૬ શ્રી વીઠલવરને વેગે વધાવો કે, ઈંદ્ર શોહાશણીરે; માધવદાસ બલીહાર જાયકે, એ જોડ રૂડી બનીરે.

## ધોળ ૧૩૩

### પદ ૯.

શ્રી વીઠલવર પરણીને પધારયાજી, સુરીનર જોવાને ત્યાં આવ્યાજી. ૧ જોઈ શકો તો એ વર જોજોજી, આનંદ એણી પેરે થાયજી. ૨ કંદ્રપ કોટી છે સ્વરૂપજી, ભુવન ભલીપેરે ભાવ્યાજી. ૩ વહુજીએ વાતજ ઘેર કાહાવીજી, પછી ત્યાં

પહેરામણીઓ આપીજી. ૪ ઢાળ પહેરામણી ભલી રીતશું, શ્રી વીઠલનાથજીને મન ભાવીજી; સરવે આણીને દરસે કરયું, કારજ તેહેવાઇ તણું સીધુંજી. ૫ બાળપણે વીપરીત શું શું કીજે કુળતણી રીતશું, પંચ દિવસ પ્રભુજી એટલે એહ, અલઉકીક છે રીતજી, ૬ લોક જુવે લોકની રીતશું, પ્રભુ જુવે વ્રજ કેરો સાથજી, કઉતક નાહાના પેરના ઘેર ઘેર દીસે છે અંતજી. ૭ વર વહુજી ઉતાવળાં વળી, મળી રળી રમતજી. વાહાલાજી વારમાં કીજીએ, દીજીએ માગુ એ વરદાનજી. ૮ વાહાલાજી વારમાં કીજીએ, વળી વહુની એ જાનજી; સ્વરગથી સુખ પામ્યા દેવતા, જાગી મુકયા એ ધ્યાનજી. ૯ પાતાળેથી શેષનાગ રીઝીયા, ઈંદ્ર નીશાન વજડાવ્યાંજી, મોહોટાં ભાગ્ય છે જે તણાં, એ વર નહી સમતોલજી. ૧૦ માધવદાસને આસરે, સંસાર સઘળો છે બળી ગયોજી, કૃપા કરી શ્રી વીઠલનાથજીએ, રસ લેહેરમાં વળીઓજી, શ્રીરે ગોવરધન ધારીજી; વારી શ્રી મુખપર જાઉજી રીજી. ૧૧ સંપુરણ.

## ધોળ. ૧૩૪

શ્રી નટવરલાલને વારણેરે સુંદીર શ્રી છોટાલાલ બલહારીરે લાલ શ્રી નટવરલાલને વારણેરે. ૧ રાજનગર રળીયામણુંરે તેની સુંદીર શોભા શારીરે લાલ, શ્રી નટવરલાલને૦ ૨ છપનભોગ સોહામણોરે; કીધો બહુ બુધી વીચારરે લાલ. શ્રી નટવરલાલ૦ ૩ શઈકું સંવત અઢારમાંરે ચતુર ચોરણવો સુભકારીરે લાલ, શ્રી નટવરલાલ૦ ૪ વેગે વઘશાક

માસમાંરે, સુદની સાતમને સોમવારરે લાલ શ્રી નટવરલા લ૦ ૫ દેશોદેશથી આવીઆરે, સઉકો આવ્યાં નરને નારીરે લાલ૦ શ્રી નટવરલાલ૦ ૬ ઓતરથી હરી આવીઆરે શ્રી ગોકુળ નાથજીની ગાદી ભારીરે લાલ શ્રી નટવરલાલ૦ ૭ શ્રી લક્ષમણલાલને જોઇનેરે, સરૈકોને પ્રીતી ઘણી છે પ્યારીરે લાલ૦ શ્રી નટવરલાલ૦ ૮ દક્ષણથી દુઃખ કાપવારે, આવ્યા શ્રી કલ્યાણરાય હેતકારીરે લાલ શ્રી નટવરલાલ૦ ૯ પુરવ થી પ્રભુ પધારીયારે, શ્રી ત્રીકમજી માધવરાય ગીરધારીરે લાલ શ્રી નટવરલાલ૦ ૧૦ પશ્ચિમથી પ્રભુ પધારીઆરે આ વ્યા શ્રી મગનલાલજી મહારાજરે લાલ૦ શ્રી નટવરલાલ૦ ૧૧ મટુલાલ મથુરાં નાથજીરે બીજા બાળક જાઉ બલીહારીરે લાલ શ્રી નટવરલાલ૦ ૧૨ સેજે સાતને તારીઆરે તેહેને મેહેર કરી માહારાજરે લાલ શ્રી નટવરલાલ૦ ૧૩ સેજે દા રા જમનાને દયા કરીરે; હેતે લીધો છે ઉઠારીરે લાલ. શ્રીન ટવરલાલને વારણેરે.

## ઘોળ ૧૩૫ ૫૬

નાથ કેશે ગજકો બંધ છોડાયો એહી અચરજ મોપે આઓ. નાથ કેસે ગજકો બંધ છોડાયો ટેક. ગજ ગજ ઓ ર મહ લડત જળ ભીતર. લઢત લઢત ગજ હાર્યો; જવપુ ર સુંઢ રહી જળ ઉપર, તબ હરી નામ પુકાર્યો નાથ. ૧ સ બરીકે બોર સુદામાકે તાંદુળ, રૂચી રૂચી ભોગ લગાયો. દુ રોયોધનકો મેવો હી ત્યાગી, ભાજી વીદુર ઘેર પાયો નાથ. ૨ પેઠ પાતાળ કાળીનાગ નીથ્યો ફીણપર નરત કરાયો; ગી

શ્રી ગોવરધન કરપર ધારયો નંદ ઘેર લાલ કહેવાયો નાથ; ૩ અગાસુર મારે બગાસુર મારે, દાવાનળ પાન કરાયો; સ્થં ભ ફેડી હીરણાકસ્ય માર્યો, નરસીંહ નામ ધરાયો, નાથ ૪ અજામેલ ગજ ગુણકા તારી, દ્રૌપદીકો ચીર પુરાયો પયપાન કરતાં પુતના મારી; કુબજયાકો રૂપ બનાયો નાથ, ૫ કઉરવ પાંડવકો જુદ્ધ રચાયો, કઉરવ કુમાર માર હઠાયો દુરીયોધનકો માન ધરાયો; આપે ભરૂસો આયો નાથ, ૬ સબ સખીયન મીલી કંગન બાંધ્યો રેશમ ગાંઠ બંધાયો; છુટે નહીં રાધાજીકો કંગન, કેરો તે ધનુષ્ય ઉઠાયો, નાથ. ૭ ખોળ કોટડી પ્યાદળ ધાયો ગરૂડકુ નાજ સંતાયો; છુટે નહી રાધાજીકે કંગન; ઓર ઓ બળ કયાંરે છુપાયો; નાથ. ૮ જોગી જયાકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહીઆયો; સુર દાસ કહે પ્રભુ તીહારે મીલનકુ, જસોદાકો ધેન ચરાયો, ના થ કેસે ગજકો બંધ છોડાયો. ૯

## ધોળ ૧૩૬

જીરે જીરે પ્રથમ સુરજપોળ જાણોજી, રમા વૈકુંઠ વખા ણો જીરે જીરે. ૧ નવસીડીયે નવધા ભકિતજ, શ્રી ગોવરધન ચોક પ્રેમ અશકત. જીરે જીરે ૨ ફળ ચોક માહાસુખ કુંડ જી, સીંગ પોળ જઇ આનંદ જીરે જીરે. ૩ બે હંસ બે હસ્તી બીરાજેજી, ચારે વેદ માહાધુની ગાજે, જીરે જીરે. ૪ કમળ ચોક રાસ ક્રિડા રમણજી, શીવ આવે ગોપીવરીતન; જીરે જીરે. ૫ એકમારે શામનીજીનાં નેનજી, ત્યાંહાં તો મુરછાખા ઇ પડયાં મીન, જીરેજીરે. ૬ રત્ન ચોક સ્યામનીજીનાં તનજી

સુર આવ્યા ચડી વઇમાન. જીરેજીરે ૭ જગ મોહનમાં મહા
રાણીજીનાં મનજી; મણી કોઠા જુવતી આસન જીરેજીરે. ૮
ચોક કીરતીની આગલાજી, દરશન કરવા આવે સહુ મળી,
જીરેજીરે. ૯ વેચું બાજે કિરતીનોઆં ગાયજી, ત્યાંહાં તો
આનંદ ઉર નાસમાય; જીરેજીરે, ૧૦ માનુ છડી માંડી ત્રિ
ત્યેજી, આસપાસ ચીત્રામણ ભીંતે, જીરેજીરે ૧૧ નીજ મંદી
ર આપ સ્વરૂપજી. પાસે સજ્યા મંદિર અનુપ, જીરેજીરે ૧૨
શ્રીજીની નાચે વસ્ત્ર સુખકારીજી, માનુ હે ચંદ્રાવળી નારી,
જીરેજીરે ૧૩ ચરણ ચોક ગઉલોક કેહેરાયજી; ત્યાં લોકો ક
હેવાયજી; ત્યાંહાં તો દઈવી હોય તે જાય, જીરેજીરે ૧૪ પી
છો વઇ ચંદ્રાવળી જાણોજી, ચંદરવો જુમનાં મન આણો.
જીરેજીરે ૧૫ ગાદી સુંદીર મન ભાયકજી; પીઠ તકીઆ મહા
દાએક જીરેજીરે ૧૬ આશપાશ બે તકીઆ રાજેજી. મહાસુ
ખ એકાંતે બીરાજે. જીરેજીરે ૧૭ એ શાશતર તણાં સુખધા
મજી, પડે ચંદ્રાવળીજીનુ નામ; જીરેજીરે. ૧૮ બે જુરરી સ્વા
માજીના તનજી, સરમ જળ શ્રી મહારાણીજીના મન જીરે
જીરે, ૧૯ બે બીડા મહાપ્રભુ દક્ષણા ભલો; મુખ વસ્ત્ર મો
હન ચામાં જોરેજીરે ૨૦ એવો મારગ થયો નહીં થાયજી,
શ્રી મહાપ્રભુની કૃપા થકી પુસ્ટી કહેવાય જીરેજીરે ૨૧ છડી
નુ ત્યાંહાં તતકાળજી; ગુણ ગાય શ્રી વલ્લભ લાલ જીરેજીરે,
પ્રથમ સુરજપોળ જાણોજી ૨૨

## ધોળ ૧૩૭

પુસ્ટી મારગના પાંચ તત્વ નિત્ય ગાયજી, તેહેના જ

જમ જનમના પાપ સરવે જાયજી. ૧ બીજી શ્રી નવ નિત્ય પ્રીયાજી સુખકારી સમરો શ્રી મથુરાનાથ કુંજ બીહારીજી. ૨ શ્રી વિઠલરાય શ્રી દ્વારકેશ રાય ગીરધારીજી શ્રી ગોકુળચંદ્ર માજી શ્રીમદનમોહન પરીવારીજી ૩ બીજુ તત્વશ્રાવલભ કુળને ભજીએજી; કુડા લોર લાજને કામ સરવે તજીએજી ૪ આ ત્રીજુ તત્વ શ્રીગોવરધનધર નિત્ય ગાએજી; શ્રી નટવરલાલનુ ગમતુ સરવે થાયજી. ૫ આ ચોથુ તત્વ શ્રી જીુમનાજીને જાણેજી. કરો સ્નાન જળને પાન એ સુખ માનેજી, ૬ આ પાંચમું તત્વ શ્રી વરજ ભોમીને ગાઇયેજી; નિત્ય ઉઠી વઇસ્નવ જન પદરજ પઇએજી, આ પાંચે તત્વનુ ધ્યાન નીરંતર કીજેજી, તે મન વાંછીતનાં ફળ સરવે લીજેજી. ૮ આ પાંચ તત્વ શ્રી બ્રહ્માદિકને દુરલભજી, શ્રી વલભ પ્રભુ પ્રગટ તણું, કહયાં સરવે સુંદીરજી. ૯ એ સોભા જોઇ હરીદાસ જાય બલીહારીજી, એ લીલા ગાજયો નીત્ય નરને નારીજી ૧૦ પુસ્ટી મારગના પાંચ તત્વ નીત્ય ગાઇએજી. ૧૧

## ધોળ ૧૩૮

સખી સરદપુનમની રાત મુજને વાહાલીજી, એવી ગોકુળ વરજની નાર રમવા ચાલીજી. ૧ એવા નાક પ્રમાણે નથ નીરમળ મોતીજી, એવા દરપણ લીધાં હાથ મુખડાં જોતીજી ૨ એવાં કાંબી કલ્લાં ચાર, વીછવા ચમકેજી એવો ઝાંઝરનો ઝમકાર ધુઘરી ધમકેજી ૩ એવા ચોળીને પેહેરયા ચીર; પીતાંબર પીળાંજી; માહારા વાહાલા સાથે રમવો રાસ કરવી

લીલાજી ૪ એવી લીલા તે ગાજયો નરને નારીજી, તાંહાં ર
મે ગોપીઓને કહાન, રમતાં ભારીજી ૫ એવા બાંહે બાજુ
બંધ ઓગનીઆ ખળકેજી, એવો હઇડે એકાવળ હાર ઝુમ
ણાં ઝળકેજી ૬ તાંહાં ફુદડી ફરે ગોપી ચાર, વચે ગીરધારી
જી એવા માધવદાસના દાશ જાઉ બલોહારીજી ૭ સખી શ
ર પુનમની રાત સુજને વાહાલી

## ધોળ ૧૩૯

ધન્ય ધન્ય શ્રી દવારકાં નાથજીરે, વંદુ વઇશનવ જન સા
થરે. ૧ તઠરાજીત મોહોલ અટારીરે, રશ સાગર અમરત વા
ણીરે. ૨ માહા ભાગ્ય મેવાડો દેશરે, જયાં પ્રીતે કરો પરવેશ
રે. ૩ ધન્ય ધન્ય તે કાંકરોલી ગામરે, મહારે વાહાલે તે ક
ર્યો વિશરામરે. મુગતી અધીક પુરી મહારાજરે, સદા વ
ઇસ્નવ જનને કાજરે. ૫ અમરાપુરી એ થકી લાજેરે પ્રભુ
પુરટી પ્રકાશ બીરાજેરે. ૬ પરથાર અનોપમ દીશેરે; જોતાં
વઇશનવના મનહીશેરે. ૭ ચોક ચંદરવા ઘણું સોભેરે, જો
તાં વઇશ્નવનાં મન લોભેરે. ૮ નિજ મંદીરની શોભાયરે. તેતો
મુખે કહી નવ જાયરે, ૯ હીરા હેમ જડાવના જાળીરે, કુંજ
રાજીત પુજશાળીરે ૧૦ હીમ આશાને હીરા ઝળકેરે મુકતાફ
ળ ચોહાશાએ લળકેરે ૧૧ દીઠુ દરશન દ્વારકાધીશરે, એતો
સકળ ભોવનના ઇશરે. ૧૨ મેઘવરણ મનોહર અંગરે, જો
તાં લાજેછે લક્ષ અનંગરે. ૧૩ બેઉ પાશે ગોસાઇજી ઉભારે
રૂપ ચારની એકજ શોભારે. ૧૪ શ્રી વીઠલરૂપ નીધાનરે શો
ભા કોટીક કામ સમાનરે ૧૫ ગુણવંત શ્રી ગોકુળનાથરે

વ્રજભુખણ લાલજી સાથરે, ૧૬ જોતાં નઇણાં ત્રપત ન થાય રે, રૂપ અધીક શોભાયરે ૧૭ બહુ જીવને ઓધારવા કાજ રે, હેવું રૂપ ધરયું મહારાજરે, ૧૮ સુખ સીધુ હરીચે વિનોદ રે, જોતાં ઉપજે મહા મન મોદરે, ૧૯ ધણું ચરણ કમળની આશરે ગાએ નીરખે તે પ્રભુદાશરે ૨૦ ધન્ય ધન્ય શ્રી દવારકાંનાથજીરે.

## ધોળ ૧૪૦

શ્રી લક્ષમણભટજીને દ્વાર ચાલોતો જોવા જઇએજી જન્મ દીવશ છે આજ મળીને ગાઇએજી. ૧ વાજેછે ઢોલ નીશાન નોબત વાજે અતી નવી; થાયછે દુંદભીના નાદ વેદની ધુની તાંહાં હવી, ૨ બંદીજન બહુ કરે ગ્યાન વઇશનવ જાય વારણે, મોતીના ચોક પુરાય તોરણ બાંધ્યાં બારણે. ૩ શ્રીવલભને નવરાવ્યા, કેસરચંદન ઘસ્યામ; મરદન કરયાં ફુલેલ શેવક જનના મન હરખ્યાં. ૪ ઊશણોદક પ્રભુજી નાહી; અંગવસ્ત્ર કર ધરયાં, કેશરી ધેતી ઉપરણા સાર; પ્રભુજીએ પેહેરયાં. ૫ કુમકુમ ભાળ તીલક, અક્ષત સોહે પીળા; આશને બેઠા શ્રી વલભ, વઇસ્નવ નીરખે લીલા, ૬ જોવાને દેવતા આવ્યા મારકંડની પુજા સી; શ્રીફળ ફોફળ સાર દક્ષણા જે જેને ગમે; સગા કુટંબ સહુ સાથ ભોજન કીધાં પ્રીતશું; બંદીજન વિવીધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશુ. ૮ સરવે વઇસ્નવ જનને પ્રસાદી જુઠણ દીધી છે. એ શોભા જોઇ હરીદાસ; પ્રીત્યે કરી પીધીછે. ૯ શ્રી લક્ષમણ ભટજીને દ્વાર ચાલોતો જોવા જઇએજી.

## પે. ળ ૧૪૧

શ્રી વલ્લભ પ્રગટ્યા પ્રગટ્યારે; શ્રી લક્ષ્મણ ભટ્ટજીને ઘેરરે થઇ રહી છે લીલા લહેરરે. પુષ્ટીની કરવા પેરરે શ્રી વલ્લભ ૧ થયાં અવની ઉપર અજવાળાંરે; ત્રીલોકના તીમર ટાળ્યા રે; વલ્લાસે વેણ અમારાં પાળ્યાંરે. શ્રી વલ્લભ ૨ આદરથી આવ્યા હરી ઘેરરે, પોતાની કરવાપેર; શીખવી શેવા કીધી મેહેર રે, શ્રી વલ્લભ ૪ માયા મન કીધા ખંડરે, પાખંડીને દીધો દંડરે, એહુનો યશ વાધ્યો નવ ખંડરે, શ્રી વલ્લભ ૪ એવો લક્ષ્મણ ભટ્ટજીના નંદરે, વહાલો પુરવ જનમના ચંદરે: વરતાવે છે અતી આનંદરે, શ્રી વલ્લભ ૬ નવ ખંડમાં નવા નવા દેશરે, એહુના ગુણ ગાએ નીગમ મહેશરે, એહુનો પાર ન પામે શેશરે, શ્રી વલ્લભ ૭ સુખડાની લહેરો જાયરે; તાંહાં તો આનંદ ઉર ન સમાયરે; હુરીદાસ વલભના જશ ગાયરે, શ્રી વલ્લભ પ્રગટયારે પ્રગટ્યા.

## ધોળ ૧૪૨.

શ્રીવલભ શ્રી વીઠલ શ્રીજી શ્રીયુમના શ્રીનવનીત્ય પ્રીય.જી સેવા કરો આનંદમાં શ્રીજીતો રાઝશે શ્રી ગોપીપતીજી. ૧ દ ઢ આશરો શ્રી મહાપ્રભુજીનો રાખો અષ્ટાક્ષર નીશદીન ભાખે, અણુસમરપીત વસ્તુ રખે ચાખો, તો રાખજો ગુરૂ ચરણે મતીજી; ભગવદીએ સતસંગજ કરજો, દયા સરવે કોઇ ઊપર ધરજો, વઇશ્નવની રીતે અનુસરજો, તો ધરજો ટેક ધણી એકનીજી. ૩ હરી ગુરૂ વઇષ્નવ સરખા લેખો, ભીનભાવે રૂદે નવ દેખો; દાસપણું ત્રણેનું અહજો, તો તનમન ધન વીવેક

શું'જી. ૩ પ્રભુ્પ્રીત મને હરીના ગુણ ગાજો, કપટ દંભથી અ ળગા રેહેજો; દુષ્ટ સંગથકી દુર પળજો; તો નાહુાજો પદર જ હરી ભકતમાંજી ૫ દિનતા ભાવ અતરના ભુસ્નેહી, પ્ર ભુ પ્રસનતાનું કારણ એહી, નીશચે માનજો નહી સદેહીતો દેહ દમો શા કારણેજી. ૫ મનુષ્ય જન્મ મહા દુરલભ જાણો તેથી દુરલભ હરીના ચરણ વખાણો; એ બે પામી શેવા ર સ માણો તો જાણજો જીવ્યા જકતમાજી. ૭ શ્રી વલભ પ્ર ભુ માહાગ સ્વામી, પ્રાણજીવણ ધન્ય અંતર યામી, અક્ષર બ્રહ્મ તણએ ધામીતો, દાશ દયા જાય વારણેજી. ૮ શ્રી વીઠ લ શ્રીજી શ્રી નવ નીત્ય પ્રીયાજી.

## ધોળ ૧૪૩

તમારા નઈણાં છે કામણગારાં, શ્રી નાથજી ધુતારા તમે હરયાં છે ચીત અમારાં, શ્રી નાથજી ધુતારા. ૧ ધુતારો હો ય તે ધન ધુતે, વાહાલા મારા બીજાની શી માયા; એ ધુતારે માહારૂ સરવશ ધુત્યું, પરવશ કીધી મારી કાયા શ્રી નાથજી. ૨ સુંદીર સ્યામ સલુણી મહારી સજની, વાહાલા મહારા નઇણા પાર પેઠા, ચીતમાં ઘર કીધુ, એવો ઘેલડો રૂ દીઆ કમળ વચે પેઠા; શ્રી નાથજી, ૪ સુંદીર આવો મારે ૫ રીપાલવ, વહાલે મારે ફળ સારૂ વખાણુ; સાખ તણો રસ લીજીએ, શુડલા તો તને રશીઓ હું જાણુ શ્રી નાથજી. ૪ મો હનજી તમારી મીઠડીએ કેઇ, વાહાલા મારા હું નવ પ લવ થાપુ, જુગમાં તે જીવ ભાવીક કહીએ, તે આવી આવી રસ પામું શ્રીનાથજી. ૫ તન મન ધન સમરપણ કીધુ

વાહાલા મારા હવે નથી કાંઈ કાચુ; શીવસભના સ્વામી ૨ શોક શીરેમણી, જન્મો જન્મ હું તમને જાચુ, શ્રી નાથજી ધુતારા. ૬

## ધોળ ૧૪૬

સજની સહુકો ચાલો જોવા જઈએજો, શ્રી વ્રજનાથજીનો લાલ છોગાળો નીરખીએરે લોલ. ૧ શ્રી વાઠલનાથજી કામણગારા કાહાનજો, કામણ કીધાંરે બેહેની વાતમાંરે લોલ. ૨ જોરે બેહેના પાઘ પચરંગી લહેકે જોતારોરે મેલારે મોહનલાલનો લોલ. ૩ કેશર કેરૂ તીલક બીરાજે ભાળજો, વાંકને અંબોડે મનડુ વેંધાઇ ગયુંરે લોલ. ૪ જોરે બેહેની મુખડુ પુનમ ચંદજો આંખલડીને ચાળે ચોતડુ ચોરીયુંરે લોલ. ૫ વાહાલો મહારો મુખડે હશી હશી મધુરૂ બોલેજો, અમરતને વરશેરે હઈયુ શીચાયુરે લોલ, ૬ બાજુબંધ પોહોચી કંઠે બીરાજે માળજો, નટવરને ભેખેરે ધરીઆ રાસનેરે લોલ. ૭ કોમળ કર ૨૨ સુંદીર રેખા સોહીએજો, પોતાના જાણીને લાડલડાવીઆંરે લોલ. ૮ જોરે બેહેની વાકડાં બોલા શ્રી વિઠલનાથજો; છબીલાને જોવાને મનડાં મોહી ગયાંરે લોલ. ૯ હવે ઘરના કારજ નવ શોહીએજો. વાહાલાને જોવાને મનડુ ટળવળેરે લોલ. ૧૦ એ વાહાલાની પાસે દાશી રહીશુ જો, લોકડીઆની લાજથી હું તો નવ ડરૂરે લોલ વાહાલો મહારો સરવે સુખ આપેજો; કાલાને વાલા મનોહર નીત્ય કરેરે લોલ. ૧૨ સજની સહુકો ચાલો જોવા જઇએજો,

## ધોળ ૧૪૫.

લટકાળા લાલ શ્રી વીઠલવરને નીરખુ તે ધન્ય ધન્ય, કરૂણા સાગર, દૈવી જીવના તારણ પ્રાણજીવન. ૧ શ્રી મુખની શોભા શી કહીએ ચાલો સરવે જોવાને જઈયે. શરણે જઈએ ધણીઆતાં થઇએ, લટકાળા લાલ. ૨ વાહાલો પુરસોતમ કહીએ, તેનુ ધ્યાનરૂદેમાં રાખી રહીએ; એને મુકી બીજે કયાં જઇએ, લટકાળા લાલ. ૩ વહાલો વ્રજપતીકો કહાવે છે, નીજ જનના તાપ સમાવે છે, નીરખતાં મોહ ઉપજાવે છે, લટકાળા લાલ. ૩ વાહાલો કાંકરોલી માંહે રહે છે, વાહાલો ગોરધર ઘાટમાં રહે છે, વાહાલો નીત્ય નીત્યે દરશન દે છે લટકાળા લાલ, ૫ કરજોડી વલભદાસ કહે વીનતી રૂદીઆ માં હે લહે, તાપ ત્રીવીધ્રી, તનમાંહે સહે. લટકાળા લાલ શ્રી વીઠલવરને નીરખુ તે ધન્યધન્ય.

## ધોળ ૧૪૬

જીરે ધન્ય ધન્ય શ્રાવણ માસ, શુકલ પક્ષ એકાદશીજી જીરે અરધી રાત્રીનો પ્રકાશ એ વાત પ્રભુજીને મન વશીજી. ૧ જીરે ધન્ય ધન્ય ગોકુળ ગામ, શ્રી જમુનાં પુલીત સોહામણાંજી; જીરે મહા લીલા સુખ ધામ, કુંજનીકુંજ રળીઆમણાજી. ૨ ત્યાં બીરાજે શ્રી લક્ષમણ પાસ; દામોદર દાસજી પધારયા શ્રી વદરાવનચંદ, ખેલતા આવ્યા તે રાસજી. ૪ જીરે જે ગાવાથી વલભરાજ, ગુરુવો પ્રભુજીએ કહયાંજી દઇવીનું કરવા કાજ, બોલ દીધા પ્રભુજીએ સહીજી. ૪ કરાવા બ્રહ્મસબંધ, નીરદોશ જીવ થાય વળીજી; જીરે છુટશે સઘળા

બંધ, ચરણે શરણે આવી મળેજી. ૫ જીરે દોષ તે પાંચ પ્રકાર ક્ષણુ એક એક રહે નહીંજી. જીરે અમે કરીશું અંગીકાર, શા કારજ ગળશને વગ રહોજી. ૬ જીરે અન્યો અન્ય સો હોય પવીત્રાં પવીત્ર થાસે ગળેજી; જીરે મીશ્રા ભોગ ધરાય, રૂપ દીઠા એકઠા મળીજી. ૭ જીરે પુરપ પત્ર ફળ તોય, અન વસ્ત્ર ફળ અરપે બહુજી, જીરે જ્ઞાન અજ્ઞાન જો હોય, પ્રેમ ભકિત સરવે ગરહીજી. ૮ જીરે વચન શ્રી વલભ હાથ, દઈ પ્રભુજી પધારીયાજી, જીરે નીજલાલ વરજનાથ, રાસરમણ વીસતારીઆજી. ૯ જીરે ઘણા દીવશનો વીછોય. જીવની ફસરવે બાંહે ગરહીજી, જીરે સંસાર માંહે મોહ, તે છુટી ચરણે રહયાંજી. ૧૦ જીરે શ્રી વલભાચાર્ય મહારાજ, ને શ્રી વીઠલનાથનેજી, જીરે કુલ દવાર કરે કારકાર અસેહ, ગોવરધન નાથ તેજી. ૧૧ જીરે કલ્પવરક્ષ શું મુળ, શ્રી વલભ શ્રી વીઠલ કુલીઓજ, જીરે સારવા સ્વારથ અનુકુળ, પુત્ર પઉત્ર વંશ લીએજી. ૧૨ જીરે તારદશી જનને સગદ, દન અતુભ ફરેજી. જીરે રહે હરીશ્શ શરણ મંત્ર નીત્ય ઓચરેજી. ૧૩ જીરે અસમરપીત અનાચાર, આવા અસરથી બીહે ઘણુજી; જીરે આસુરી બુધી વીચાર, બીતા રહે ક્ષણુ પ્રતીક્ષણુંજી. ૧૪ જીરે જી એ વર છે અંગીકાર, વીસવાસ મનમાં રાખજોજી, જીરે સાધન તજી અપાર, શ્રીકરશ્ન શ્રીકૃશ્ન મુખ ભાખજોજી. જીરે પુરઠી મારગ એહ. શ્રી ભગવદી સંગ અનુસરેજી; જીરે શ્રી વલભ વર જોય, શ્રી વલભદાસ રૂચે ધરેજી.

## ધોળ ૧૪૭

શ્રી વલ્લભ દુરલભ જગમાં કહીએ, પ્રગટયા આણીવારજો; ભુલ્યા ભુલ્યા જીવ પોતાના, તેની ફરી સંભાળજો ૧ ચરણ કમળ મકરંદ લોભા, તેનાં ભાગ્ય અપારજો. વચન સુધારસ શ્રવણે સીચ્યાં, શ્રી વલ્લભજી સારજો. ૨ વદન માધુરી રૂપ અનુપમ, કીધા વીવીધ શણગારજો; શ્રી ગોકુળ તો ફરી વસાયો, શ્રી વલભ રાજકુમારજો. ૩ નંદન વર શ્રી વલભ સુતશું, બાંધી પ્રીત અપારજો. શણગાર કરીને ગોરાથી ઉતરયા, ચાલી આંસુડાંની ધારજો. ૪ ત્રણવાર પ્રથવી પરાક્રમા કરી, હરયો ભુમીનો ભારજો; એ વિના આવી કોણ કરપા કરે, એછે પરમ ઉદારજો. ૫ દાસ ગોપાળ કયાં લગી વરણુવે, સકળ ભેદ કો પાર ધીરજો; શ્રી વલભ દુરલભ યુગમાં કહીએ પ્રગટયા આણીવારજો.

## ધોળ ૧૪૮

છબીલા છબી તારી જોઇરે, રહયુ મન મારૂ મોહીરે ૧ વાંકા વાણી તાહારીરે, મનોહર મુખ ઉપર જાઉવારીરે. ૨ મોરલી અધરધર ઓપારે, વગાડા વહાલે પરાં કીધાં ગોપીરે. ૩ વંદ્રાવંન વગાડી સુંદીર સ્યામરે ત્યાગ કરાવ્યાં ઘરનાં કામરે. ૪ જાણુજે વંદ્રાવંન જાઉરે, પાલવ પાતલીઆનો સાહુરે ૫ જાણુજે હવે શીપેરે થાશેરે, જોયા વીના જીવડો જાશેરે. ૬ હરખ ભરયા આવે વ્રજની નારીરે, સામુ જુવોને દેવ મોરારીરે. ૭ સ્નેહ શા માટે કીધારે, હમાગં ચીત ચોરી લીધાંરે ૮ ભુખ્યા મન્ને ભોજન નવ ભાવેરે, શેજલડીએ નીદ્રા નવ

આવેરે, જાણુંજે ... ... વેળા આવેરે. ૧૦ વલોણા વલો વા રહુરે, માં... ... આવે તો ઉતારૂરે. ૧૧ સાંજે હુંતો ગાવલડી હાતી... ... ...ાજીના વાટલડી જોતારે. ૧૨ મારે ઘેર આવોને હેત... ... મરજાદા મેલીરે. ૧૩ ... મારે દીવાળીના દીન... ... પધારયા જુગજીવંનરે. ૧૫ હરીવર આવંતો રૂડોરે, ... ... ચાંદલીઓ ચુડોરે. ૧૬ વલભના સ્વામી છ રશીઆ..., ... ...ા રૂદાઆમાં વશીઆરે. ૧૭ છબીલા છબી તારી જોઇ..., ...ુ છે મન મારૂ મોહીરે. ૧૮

### ...ળ ૧૪૯

ચેત ચેત ...જીની તો રહેવું નથી જો, શ્રી ગોકુળેશ પ્રભુનું સ્વરૂપ લે ...જો. ચેતચેત. ૧ નારી છોકરાં એ કોઇ નથી તા...જો, સુઠ ...થા તેને તું કહે છે મહારૂ જો, ચેતચેત. ૨ તે સ... ...ુ થા ...ુ કેરી શરણમાં જો, લીલા પામશો કેવા... ... વરણમાં જો. ચેતચેત. ૩ ખાવુ પીવુ ઓઢવુ ને જે કાં... ...રવુજો ચરણ સ્પર્શ કરયા વીનાં તે સાસુ ન રહેવુ જો, ચે...ચેત ૪ કહ્યુ માની પ્રીત્ય કરવી હરી દાસમાંજો, બીક રાખવી તે અલઉકીક આશમાંજો, ચેતચેત ૫ એવો અતુલ્ય પ્રતાપ વલભ વશમાંજો, દાશ થાય છે શાશ્... તુ અન્ય ...માંજો, ચે...ચેત. ૬ તારૂ ધનને જોબન જાશે ઝખમારતુંજો, ... સુતો છે મોહજાળમાં ગમાર તુંજો. ચેતચેત. ૭ અવ... આવી ઊભુ રહેશે પળ એક માંજો; માટે ટેક રાખો પુષ્ટીના વીવેકનોજો, ચેતચેત. ૮ એમ કરતાં મોત પેશી ગયુ અંગમાંજો, બાંધ્યો પાસ લેતાં દુત આવી સં

મમાંજો, ચેતચેત. ૯ ખાદ્યુ પીધુને ના વાવરચુ કોઈ રીતથી જો, સગાં લેઇ ચાલ્યા મશાણ વીપરીતથીજો, ચેતચેત. ૧૦ લાગી પળએકમાં ભષ્મ થઇ ગયોજો, ચેતચેત. ૧૧ એવુ જાણી શરણ રહેવુ વલ્લભ દેવનીજો, ઈચ્છા રાખવા તે શરણ કેરા શેવકનીજો; ચેતચેત. ૧૨ ભગવત મંડળીમા બેસતાં ના લાજવુજો ઝાઝ હાથમાં લેઇને ગાતા ગાજવુજો ચેતચેત. ૧૩ પાપથી ભરેલા જીવ તેહેને નહીં ગમેજો શુધ પુષ્ટી હશે તે તો રાસમાંજો; ચેતચેત. ૧૪ લાજ રૂપે દોશ વેઠો બહુ અંગમાંજો, તેથી સુખ ના લેવાચુ સત સંગમાંજો, ચેતચેત.૧૫ વેદ શાસ્ત્રમાં ભગતી એક સાર છે જો તે વીનાના જીવ જગતના ભાર છે જો, ચેતચેત. ૧૬ જે કોઇ પુષ્ટી રસ હીન થઈ ચાખશેજો, દાસ ગવરીને શ્રીગોકુળ પાસ રાખસેજો, ચેત ચેત ચીરણજીવીતો૦

## ધોળ. ૧૫૦

શ્રીગોકુળમાં એક નંદનુ ધામ, ત્યાં પ્રગટયા શ્રી સુંદીરસ્યામ, કરવા શેવક જનના કામકે ધન્ય જશોદા માવડી. ૧ અંધારી આઠમ અજવાળીતે રાતરે પ્રગટયા વનમાળી, મંગળ ગાય સહુ વરજનારીકે ધન્ય૦૨ તરીયા તોરણ બાંધ્યાં છે દ્વાર. સાથીઆ શુભ તણો નહી પાર, દધી છાંટે સહુ નર ને નારકે ધન્યા૦ ૩ દુંદભી દેવના વાજંત્ર વાગે, પસુ પક્ષી સહુ પાવલે લાગે; શ્રીકૃશ્નની ભક્તી સદા સુખ માગેકે ધન્ય ૪ સહીયર સહુ મળી વારણે જાય, ઘેરઘેર વાત વધામણી થાય; શ્રી જશોદાને હુઈએ હરખ નમાયકે ધન્ય ૫ સહીયર શ

ઉ ત્યાં ગાતી આવેરે, વસ્ત્ર આભુશણ હરખે પહેરાવેરે; મ
ગ્ન થઈ મંદીરમાં મહાલે કે ધન્ય ૬ જાચકજન મળી જસજ
ગાય, નંદ બધાઈમાં નાહાલજ થાય; હેવા આપને મુખે ના
કેહેવાય કે, ધન્ય ૭. વ્રજ જન ન્યાહાલ થયાં તે કીજે, એ
મના ભાગ્યનો પારના લીજે; પુષ્ટિમાં ધાલ્યા નંદજીને છઈએ
કે ધન્ય, ૮ વેદ કહે એતો પુરણબ્રહ્મ, કોઇ ના જાણે એનો મ
ર્મ; શાં સુક્રિત કરયાં નંદજીએ એ ધરમ કે, ધન્ય ૯ ડીનપ્રુ
ઠળદીન હરખમાં જાય શ્રીગોકુળમાં ખેલ બહુ થાય; શ્રીવલ
ભવેદ પુરાણ ગાય કે ધન્ય જશોદા માવડી ૧૦

## ધોળ ૧૫૧.

શ્રી વલભ પ્રભુજી પરણ્યું શ્રી મહાલક્ષમીજી ગુણ ગ
રણ્યું. ૧ એમની કુખ ઉપર જાઉ બલીહારી, સુત શ્રી ગોપી
નાથજીપર જાઉ વારી. ૨ શ્રી વીઠલનાથજી સુત છે છોટા,
ગુણ વરણવી શકે નહી કત્રી મોટા ૩ શ્રી રૂખમણીવહુજીના
પ્રાણપતી, છોટા વહુજીને પદમાવતી. ખટ પુત્ર પ્રગટ શ્રી રૂ
ક્ષમણી તેલંગ તીલક ત્રીભોવન ધણી. ૫ શ્રી પદમાવતીને
એક પુત્ર હુવા, તેમના વેદ પુરાણે જશ હુવા. ૬ શ્રી ગીર
ધરજીને સંગ ભામની, શોભા જોઈ ચકીત થઇ દામની. શ્રી
ગોવીંદરાયજીને વહુ રાણી, એમને જોવાને આવ્યાં ઇંદરાણી
૮ શ્રી બાળકરશ્નજીને કમળા વહું, એમને જોવાને આવ્યાં
સહું; ૯ શ્રી ગોકુળનાથજીને પારવતી, રામ તુલ્ય ન આવે ર
બાવતી. ૧૦ શ્રી રઘુનાથજીને જાનકી સોહીએ, એમને નીર
ખી નીરખી નિજ જન મોહીએ. ૧ શ્રી જદુનાથજીને

શ્રી મહારાણી, ગુણ ચતુરી મધુરી અમરત વાણી. શ્રી ઘન શ્યામજીને કાનવતી, એમનું સ્મરણ કરીએ નીત્ય પ્રતી; એ સકળ સ્વરૂપ સોહામણાં, શોભા જોઇ હરીદાસ ભામણાં. ૧૪ શ્રી વલ્લભ પ્રભુજી.

## ધોળ ૧૫૨ ૫૬

કળજુગ સબ જુગતે અધીકાઇ, જા જુગમે પ્રગટે શી તળ, શ્રી વલ્લભ સુખદાઈ. જો કોઇ શરણ આએ હે ઇનકો તન કોટીાનસ હાથી, દાસ ચરણ હરિ વાકે પાસકી, ચરણ રે ણુ નિત પાઈ. ૨ કળજુગ સબ.

## ધોળ ૧૫૩

તન દેરી માઈ માખન તનકદેરી માઇ, તનક મુખમાં દુધકી દતાયાં; બોલત હે તોતડાય, માખન૦ ૧ તનકસે મ ન મોહના હો, નેત્ર પકડો જાય. કંપીઓ જાણે શેષ કં પીઓ, વશુધા ઉઠી અકળાય. માખન૦ ૨ તનક માગો બોહોત દીનો, લીએ કંઠ લગાય; સુર પ્રભુકી તનકી ચો ટીયાં, ગુથત માત બોલાય. ૩ માખન તનક દેરી માઇ,

## ધોળ ૧૫૪

શ્રી કૃશ્ન કમલ મુખ નિરખવા ચાલો શ્રી નંદજીને ઘેર રે; જશોદાએ શ્રી કરશ્ન જનમીયા, હરખીયા આનંદ મેહેર રે. ૧ ચઉદ ભોવન કેરાં સુશાણાં, નંદસુત શ્રી ગોકુળ આ વ્યાંરે, ફુલી ફરે વરજ સુંદરી, ગોપીગોવાળને મન ભાવ્યાં રે. ૨ ગોપીકા સરવ ટોળે મળી, હરીને વધાવાને જાયરે.

અંતર ઘટ ઊતાવળા, હરીની જોવાની અપેક્ષાયરે. ૩ પુન્યપ વિત્ર પ્રભુજી તણાં, ગાય છે નઉતમ ગીતરે; ગીત ગાએને સ્વર સોહાએ, થયાં છે એકાગ્રહ ચિતરે. ૪ ભેઠ લાવ્યાં બહુ ભામની, ચાંદલો લાલાને કીજેરે, હરખતા નિરખતા પ્રિતશું, મોહનને ઓછંગે લીજેરે ૫ ભીડ ભાઈ ઘર આંગણે નં જશોદાને મન ભાવ્યારે; વરજ ભોમીનાં સુખ શાં કહું નાથને મોતીડે વધાવ્યારે. ૬ માધવદાસના પ્રભુજી પરીવાર સ્થીર કરી સ્થાપોરે; દાસ ઉપર દયા કરી, વાસ વર જમાં આપોરે. ૭ શ્રીકરશ્ન કમળ મુખ નિરખવા.

## ધોળ ૧૫૫

જે શ્રી વલભ દેવકી, જે એ પ્રાણ પ્યારેકી; જે શ્રી વ લભ નંદી કે. પાકરત ધરમ રહી મહા પ્રભુ, અપ્રાકરત વપુ જાણ; શ્રી હરી અનલ પ્રગટશે, શ્રી વલભ રૂપ વખા ણ, જે શ્રી વલભ દેવકી. ૧ શ્રી હરી આજ્ઞા પાલકે, ભુત ળ પ્રગટયો આએ; દેવીજી અરપણ કીઓ, નિજસુખ માત્ર સુનાએ. જે શ્રી વલભ૦ ૨ શ્રી વીઠલ પદ પરસ કે, હોત સરસ સુજ્ઞાતા, અધમ રટન આનંદ મેં, કરત અમીરસ પાન, જે શ્રી વલભ૦ ૩ શ્રીમદ વલભ રૂપ કે હો, કોન કરી શકે વખાન; ગુઢ ભાવ નીજ સ્વામની, પ્રગટ કરશ્ન સુજાન. જે શ્રી વલભ ૪ શ્રી ગીરધર ગોવીંદનું, બા- ળકરશ્ન ગોકુળેશ; શ્રી રધુપતી જદુપતી ધનસ્યામજી, બા ળક સબ કુમેશ. જે શ્રી વલભ૦ ૫ પરોક્ષ ભાવ ગી રીવર ધરે, શ્રી નવનીત પ્રીયાજી બાળ, શ્રીમથુરાંનાથની કુંજ

મે, શ્રીવીઠલેશ રશાળ, જેશ્રીવલભ ૬ શ્રીદવારકેસ તત્ત્વ ભાવમે, ગોકુળ શ્રીવરજભુપ; અદભુત, ગોકુળ ચંદ્રમા, શ્રીમદન મોહન સ્વરૂપ, જે શ્રીવલભ ૭ ઝુલત પાલન મે મોદશું, શ્રીબાળકૃશન રસરાય; માર સકટ ઊંધો કીઓ, રસ સબ દીઓ ગીરી રાય. જે શ્રીવલભ૦ ૮ માટ લીઓ માખન લીઓ, નેપુર બાજત પાય; નર તત્વ લાલજી, ત્યાં હરખત જશોદા માય. જે શ્રીવલભ૦ ૯ ગોપીઓ એહી જગતમે, ચલત ઉલટી રીત; તીનકે પદ બંધન કીએ, બઢત કૃશન પર પ્રીત્ય. જે૦ ૧૦ ધન્ય ધન્ય ગોરીશ્રી રાજજી હરીદાસ નગેરાય; શાંનિધ્ય શેવા કરત હૈ, તુમ બાળ મોહનરાય; જે૦ ૧૧ નમો નખ ખચીત કચનભયે; શ્રી બંદ્રાબનકી ભોમ. કલપ સુવ્રી ભુતળ બહે; ત્યાં ફળફળ જુમ, જે૦ ૧૨ ઉભે નીજ કુળ ખંભદોરૂ, તરંગશ્રીડી, જાન, શ્રી જુમનાંજી વઇકુંઠદા, કયમ કરી કરૂ બખાન. જે૦ ૧૩ સુરદાસ કૃશનદાસજી, પરમાનંદ કુંભનદાસ ચતરૂ ભુંજનંદદાસજી; છીતર સ્વામી ગોવીંદદાસ, જે શ્રીવલભ દેવકી જે પ્રાણ પ્યારેકી ૧૪

## ધોળ ૧૫૬

રાગ સાખી સાધન સબ સુને ભયે, સુને ભયે જબ જાય; કળીકે દંડ ખંડીત કીએ શ્રીવલભ કુળકી છાપ જેએ શ્રી વલભ જેએશ્રી વીઠલ, ૧ શ્રી વલભવર શેમરે નહી; બોલે અડપટા બોલ; તાકી જનની ભારે મુધ, વરથા બજાવે ઢોલ. જેએશ્રી વલભ ૨ શ્રીવલભ બોલ જાજો કહે. શ્રી વલભ અમરત વેન, શ્રીવલભ તજે ઓર ભજે, તાકે ફુટ ગ

એ દો નેન, જેએશ્રી વલભ. ૩ શ્રીવલભ વલભ જો કહે, બસે હુજારો કોસ; તાકે પ્રાશ્ચીત ઉજરે, જ્યું સજરસે ઉજો શ. જેએશ્રી વલભ. ૪ શ્રીવલ્લભ સમરણ વિના; મીથ્યા સબ વિચાર; મુઠ વાગત કે નાવમે, કહો કયમ કરો ઉતરે પાર જેએશ્રી વલભ ૫ શ્રી વલભ આપ તમે શુનો, કછુ ન રહે કછુ દુર; નેન પલકશુ ઝારીએ, વા મારગકી ધુર. જેએશ્રી વલભ ૬ શ્રી વલભ કહો, તેહને સબ લહયો, સકળ શાસ્ત્રકો ભોર, શ્રી વલભ કુળ જાણો નહી, ડુબ્યો કુટંબ સમેત. જે શ્રીવલભ ૭ શ્રીવલભ વલભજો ભજે, સદા સોહલો હોય, દુઃખ ભાજે દળીદ્ર હરે; વેરી ન ગાજે કોય; જેશ્રીવલભ શીવલભકુળકુ છાંડકે, ઓર દેવકુ ધામ તામુખ પટીઆ કુટીએ જબ લગ તુટી જાય, જેશરી વલભ૦ ૯ જે વલભ કુળ કુ છાંડકે, ભજે ભઇરવભુત. અંતે ફજેતી હોયગી, જુઓ શીઆકો પુત, જેશ્રીવલભ ૧૦ શ્રી વલભ પરરૂચી નહી; નહી વઇશનવપર સ્નેહ, તાકો જન્મ વરથા ભએ, જ્યું ફાગણકો મેહ; જેશ્રીવલભ ૧૧ હરીજન આએ બારણે, હસી ન જોડયા હાથ, તે નર ભુતળ ભોરંગ થશે પેઠ વશે દીનરાત. જેશ્રીવલભ. ૧૨ હરીજન આએ પુરણ, માગે ધાર રતન, વાણી પાણીને સારથી, સમટ સાથે અન. જેશ્રીવલભ દેવકો ૧૩

## ધોળ ૧૫૭

શ્રીવીઠલનાથ નામ રસ અમરીત, પાન સદા તું કરરે રસના. ૧ વારંવાર કહુ હુતોશું, એહી નામ જો ધરરે રસના ૨ એ રસમાં પ્રતીબંધ પરેતો તાસતુ અતી ઉરરે રસના

૩ હરીકી વીમળ જશ ગા નીરંતર, જાત વીઘન સબ ટળી રે રસના ૪ શ્રીવીઠલનાથ જોતુ અપનો ભલો ચાહો તો એ મારગનુ સારેરે. રસના ૫ ચતરૂભુજ પ્રભુ ગીરધરલાલકો, આનંદ ઉરમાં ભરરે રશના. ૬

## ધોળ ૧૫૮

શુંદીર ગોકુળીયું જવાના મુજને કોડ તે મુજને દેખાડ જોજી, ૧ જ્યાંછે લાલ ગીરધારીજીની જોડ, તે મુજને ૨ એમનુ શુંદીર સોહામણું રૂપ, તે મુજને. ૩ એમને ઓળખે અવની કેરા ભુપ, તે મુજને, ૪ સુંદીરશ્રી જુમનાંજીનુ નીર, તે મુજને ૫ વળી શોભા બેઠીજીના વીર તે મુજને. ૬ સુંદીર શ્રી ઠકરાણીનો ઘાટ તે મુજને. ૭ મહારો વાહાલો કરે જ્યાં પાઠ, તે મુજને ૮ નયણાં ભરીને નીહાળુ ગારીરાજ, તે મુજને ૯ જેણે સાર્યા માધવદાસનાં કાજ, તે મુજને દેખાડજોજી. ૧૦

## ધોળ ૧૫૯

રાગ કાફી–શ્રીગોકુળ સૂખ બાશ બશીજે, શ્રીવલ્લભ વીઠલ ચર્ણ સ્પર્શ કીજે, અતી પુનીત જુમનાં જળ પીજે. ૧ શ્રીગીરધર ગોવીંદ બાળકૃષ્ણ, શ્રીગોકુળનાથ નીરખા સુખલીજે; શ્રીરઘુપતી જદુપતિ ઘનસાવળ, સબ સંદીર દરશન નીત્ય કીજે.૨ રમાબુ રેતી અતીપરોમ મનોહર, ટીલનપે જાએલોટી લીજે; વલભ ઠાકર છાંય નીરંતર, વઈશ્નવ સંગ ઘેરાં રસ ભીજે. ૩ શ્રીગોકુળ સુખ બાજ બશીજે.

—❧❧—

## ધોળ ૧૬૭

વિપ્ર શીરોમણુ તઇલંગ નાથ તેમાં શ્રી લક્ષ્મણ ભટ્ટવી ક્ષાત. પત્ની શ્રીઅલંબાજી સંત તે કુળ પ્રગટયા શ્રી વલભ નાથ તો, વાત સુણો વશુધાનવીરે ૧ દેવનાં દું ભી વાજા વાજે તો પુસ્પની વ્રસ્ટી ઉપર હુવીરે; ચંદ્ર દેખ કમોદની ફુલ્યા તો કમળ ફુલ્યાં રવિ જોઈનેરે, ૧ તેમ તેમ ભકત તણાં મન ફુલ્યાં. જગત પુરૂપ પ્રગટયા સોશીઓ. કળજુગ જીવ ઉધારવા કાજે તો. વઈશ્નવને સુખ આપવા . શ્રીવલભ દરશ ન દુરલભ હોય તો ભાગ્ય ભલાં જો પામીએરે. ૩ કૃપાદ્રસ્ટી જો ભણી ભલે તો. કોટી મહાદુખ પામીએરે ભાગ્યાં શંકટ ને દુર ગયાં દુખ શ્રી વલભ જોતા રસીમુખ અ... પાન કરતાં ભાગીછે ભુખ એ ચરણે જે આવ્યા જીવ તે ચરણક મળ હોડી મળ્યાંરે. ૪ ભવ સાગરજન ગાં... નાખરીઓ તોળંગતાં વાર કેટલીરે ઉજવળ નિર્મળ એ મારગ તો જેમરે ગંગાજળ ઝિલતાંરે. ૫ અનેક કોટી મારગ જોતાં, એવાં અધીક અમને છાજતારે. નામ શમરપણ આપ્યાં જે જનને તો, અનન્ય શેવક થયા. ભાવશુંરે, ૬ ગેર ગેર શેવા સોપી ભકતને પ્રેમ ભાવ લડાવસુંરે, ત્રણવાર પ્રથ્વ પરિક્રમા માયાવાદીના ભાગાછે બ્રહ્મા, ખંડ ખંડમાં રાખ્યા ધર્મ તો, મરમ ન જાણે એ કુળતણારે ૭ આ સુખ નિત્ય છાંડે તો લીલા લલીત એ કુળતણીરે, આનંદ મંગળ નિત્ય ઓછવો, ત્યાં પ્રગટયા શ્રીગોકુળ ધણીરે; કૃપા દસ્ટા છે કામ દુર્ગા તે. કલ્પદ્રમ શ્રીવલભરે, ગાંગા પ્રભુ શ્રીદેવકીનંદન કલ્પદ્રમ

શીરઢાળીયારે વિપ્રશીરોમણ શ્રીતેલંગનાથ.

## ધોળ ૧૬૧

શ્રી વલભ વીઠલ શ્રીજીરે રમવાને આવો શ્રી નવનિત્ય પ્રિયાજી નાહાનારે, સંગે તેડીને લાવો, ૧ શ્રી બાળ કરશ બાજુડારે બેલડીએ આવો. શ્રી નટવરજી પ્રાણ પ્યારારે અમ ને તેડીને લાવોરે, ૨ રમવું જમવું રંગેરે વાલાની સંગે ક હ્યાં હમારાં માનોરે, શું થાઓ છો ઢંગે. ૩ શ્રી ગોસાઇજી મહારાજ તમને કહુંછુંરે, ગુજરાત પધારો. ૪ ત્યાં સરવેને દરશન દઇનેરે, પુશ્ટી મારગ વધારો. ઇયાં સરવને સમરપ ણ આપોરે, તેહેવાં અમને આપો; સઉ વઇશનવને તારયાંરે એવાં અમને તારો, ૫ મધ રાતે મંદીરમાંરે વાંસલડી વાગી ભર નીંદ્રામાં સુતીરે ઝબકીને જાગી, ૬ ઓચીંતી અજાણી રે બારણેરે આવી, પાડોશણને પુછયુંરે, મોરલી કયાં વાગી. ૭ જો તહારા મંદીરમાંરે, વાંસલડી વાગી; જીમનાંજીની તી રેરે મોરલી ત્યાં વાગી. ૮ શ્રી પુરૂશોતમજી માહારાજ ત મને કહુંછુરે, શ્રીજી દવાર પધારો, શ્રી ભામની વહુજીનાં દાસીરે જીમનાં પાન કરવા સધારો. ૯ ચરણ સરણ અમને રાખોરે, એટલું છે કામ; અહરનીસ દરશન [illegible]જોરે દેઉ મરારૂં નામ. ૧૦ શ્રી વલભ વિઠલ શ્રીજીરે, રમવા આવોરે.

## ધોળ ૧૬૨

સરવે સધવર સમાણી મળી આવોરે, ગીરધારી લાલજી ને મોતીએ વધાવોરે. ૧ ચરણજીવો શ્રી વ્રજભુખણજીના

લાલરે; ૩ ૧ નિજ વર્ઈશનવ કેરા વાલારે. રૂમઝુમ રૂમઝુમ ઘુઘરી વાજેરે, લીલા જોયા વિના મન દાજેરે. ૩ ક્ષણુ ક્ષણું કરપા દરશ્ટી જુએરે, વાહાલ ઉપજાવે વાહાલો મીઠી વેણુરે. ૪ મુખ પુનમ સરદ સશી રાજેરે, જોતા સજજન ચકોર વિરાજેરે. ૫ અતી ટટી ત્રટી હીએ જીણી ધોતીરે, ક જી કામનો રમળ મુખ જોતીરે ઉપરણો ઓઢી ઉભા પ્રભુ પાસેરે, કરતા આરતીરે નીરખ્યા ગોકુળદાસેરે ૭ સરવે સ ઇયર સમાણુી મળી આવોરે.

## ધોળ ૧૬૩

શ્રીં વલભ દુરલભ જુગમાં કહીએ, તે પ્રગટયા આણી વારજી, ભુલ્યા જીવ પોતાના, તેહની કરવા સંભાળજી. ૧ ચરણ કમળ મકરંદ લોભાણા, તેહનાં ભાગ્ય અપારજી; વ ચન સુધારસ શ્રવણે સીંચો શ્રી સૂબોધની સારજી. ૨ શ્રી ગોકુળને ફરી વસાવ્યું, શ્રી વલભરાજ કુમારજી સેવા શ્રી ગીરધરલાલની, કરવા બહુ પરકારજી. ૩ કરી શણગાર વ હાલો ગીરીથી ઉતરયા, ચાલી આંસુની ધારજી, પલક એક રહેવાય નહી પીઉ વીના એછે પરાણ આધારજી. ૪ મનુ ષ તન ધરી લીલા કીધી, પુરણ બ્રહ્મ સાકારજી; ત્રણવાર પરથવી પરિક્રમા, ઉતારયો ભુમીનો ભારજી. ૫ એ વીના એવી કોણ કરપા કરે એ છે પરમ ઉદારજી, રખે એમાં સંદેહ આણો, સકળ સારમાં સારજી; દાસ ગોપાળદાસ કયાં લગી વરણું, શકળ વેદ ધારીજી; શ્રી વલભ દુરલભ જુગમાં કહીએ; તે પરગટયા આણીવારજી. શ્રી વલ્લભ દુ લભ જુગમાં કહીએ.

## ધોળ ૧૬૪

ગોકુળની ગોપીઓરે ચાલી જળ ભરવા, શામળીઓ સનમુખરે; આવ્યા મારૂ મન હરવા. ૧ આને શું અચરજ રે આવ્યા મારી સેરડીએ; કાંઇ હું નવ બોલુંરે; એ બોલા વેછે. ૨ મોહન મોહનીરે માયા લાગીછે; જોઇ જોઇનેરે ઘર ધંધો ભુલી ૩ મારે મન સબળ ગમેછેરે એ વરનો લ ટકો. આંગળીએ વળગ્યોરે વહાલો આવેછે. ૪ આ અમે વહુઆરૂરે. લાલા લાજ ભરયા, બોલતાં બીકેરે કંથે કેદ કરયાં ૫ શાશુલડી શુણશેરે; નણદલ નહાનાછે આવ્રજના સ્વામીરે અમરતની ઘડીએ. ગોકુળની ગોપીરે. ચાલી જળ ભરવા.

## ધોળ ૧૬૫

સાચા સંબંધીડા, શ્રી ગોકુળ કયારે જઇશુ. આપણ બે બેલડીએ વળગી, શ્રી જુમનાજીમાં નાહીશુ સાચા સબંધીડા. ૧ ગોકુળીઆની ગલીએ, ગલીએ, ગુણ ગોવીંદના ગાઇશુ. સાચા ૨ શ્રીં ગીરધારી અલબેલા જોઇ જોઇ, મન ચીતવ્યા લાડ લડીશુ, સાચા ૩ ભીમના ઠાકોરને જઇને ભેટીશુ, સદા સોહાગણ થઇશું. સાચા સંબધીડા શ્રી ગોકુળ ક્યારે જઇશું ૪

## ધોલ ૧૬૬

ભજો ગોપાળ ભુલ્રમત જાઓ, મનુસ્યા દેહીકો એહી હે લાવો. ૧ ગુરૂશેવા કરી ભકત કમાઇ. જબ તે મનુસ્યા દેહિ પાઇ ૨ એ દેહિત સુતરો દેવા, દેહ ધરાં કરિ એ હુ

રી શેવા. ૩ સુનીંહો સંત શેવાકી રીત, કરો કોઅેઅરૂ રાખો પ્રીત. ૪ પ્રતી ઉઠી શ્રીક્રસ્ન કેવે, જોહી ફળ માગે સોઇ પાવે ૫ જીને ઠાકોરકો દરશન કીઓ જીવન જન્મ સફળ કરી લીઓ. ૬ જે ઠાકોરકી આરતી કરે, તીન લોક તાકુ પાયપ રે. ૭ જે ઠાકોરકો કરે પ્રણામ, વઇકુંઠ હોય તાકુ નીજ ધામ. ૮ જો શ્રી હરીકો સુમરે નામ, તાકુ કુશળ નીત્ય પુરણ કામ. જે ઠાકોરકો ધ્યાન લગાવે, ધ્રૂવ પ્રલ્હાદકી પદવી પાવે જીનેઠાકોરકોરકો ચરણામ્રુત લીઓ, વઇકુઠ લોક અપનો ઘર કીઓ. ૧૧ જે હરી આગે બાજીંત્ર બજાવે, તીન લોક રાજ ધાનો પાવે. ૧૨ જો હરીકો સ્નાન કરાવે, ગરભ યોનીમાં કબુહુ ન આવે. ૧૩ જો શ્રી હરીકો કરે શ્રંગાર, તાકુ પુરણ કરે અંગોકાર. ૧૪ જે ઠાકોરકુ તીલક ધરાવે, તાકો મહીમાં કહ્યુત ન આવે. ૧૫ જો ઠાકોરકો કીરતન સુનાવે, તાકુ ઠાકોર નીકટ બોલાવે. ૧૬ હરી મંદીરમાં દીપક કરે, અંધકુપ ભવમાં નહી પરે ૧૭ જે ઠાકોરકી સેજ બીછાવે. નીજપદ પાવે દાસ કહાવે. ૧૮ જે ઠાકોરકો પાલને ઝુલાવે, વઇકુઠ સુખ અપને ઘર લાવે. ૧૯ જે ઠાકોરકો ધરાવે ભોગ, તાકુ પરમાનંદ નીત્ય જોગ૨૦ પાયપદમી જશોદા માતા, તા સુખકી કછુ કહી ના જાત. ૨૧ ગ્વાલમંડળી સો ગોપાલજી ગાવે સો ઠાકોરકો સખા કાહાવે. ૨૨ ગોકુળ ગોવરધનજો લીલા ગાવે, ચરણ કમળ રસ તબહી પાવે ૨૩ જો વઇસનવ વિવેકી હોય તાકી સંગત નીત્ય પ્રતી હોય. ૨૪ શ્રી ભાગવત સૂનો આદર કરી; તાકે રદે બસે શ્રીહરી ૨૫ જે ઠાકોરકુ ભોગ ધરાવે; સેવાકો ફળ તબહી પાવે. ૨૬ જે કરે જુમનાં જળ પાન;

સો ઠાકોરકે રહે સનીધાન ૨૭ હરી મંદીરમાં કરે બુહારી; કબહુ નપાવે જમકી મારી. ૨૮ જેણે ઠાકોરકી અગર આણી; વઇકુંઠ આપને સ્થાન ઠરાની. ૨૯ જીને ઠાકોરકો મદીર લોપ્યો; મનુશા જન્મ તેહેજન જીત્યો. ૩૦ જીને ઠાકોરકો શીધો બીનો, જે તે તીરથ તેહને કીનો. ૩૧ જેઠાકોરકો બેને ફુલ; સદા બસે કાળંદ્રી કુળ. ૩૨ જે ઠાકોરકો માળા પેહે રાવે; સદા સરવદા ભગતહી હોવે ૩૩ જે ઠાકોરકો ચંદન લગાવે; ત્રીવીધ તાપ સબ મન કે જાવે. ૩૪ જે ઠાકોરકો બાસન ધુવે; સદા સરવદા નિરમળ હુવે. ૩૫ જે શ્રી હરીકો કીરતન કરે; મુક્તી ચાર તાકે પાય પરે. ૩૬ શેવામાં જો આળસ કરે; કુફળ હોય ફેરફેર મરે. ૩૭ અનશાસ જો સેવા કરે; તમહી સેવા પુરી પરે. ૩૮ સેવાકો જો આસરે રહીએ દુખ દુર બચન સબહી સહીએ. ૩૯ સેવામાં જો શંશય લાવે; તે કોટોક જન્મે પ્રાશ્ચીત પાવે. ૪૦ વેદ પુરાણ શ્રી ભાગવત ભાખે; સચરા સબચરજ જન રાખે ૪૧ શેવા કીજે અદભુત રીત; શ્રીવિઠલનાથશું રાખે પ્રીત. ૪૨ માહાપ્રભુને પ્રગટ બતાઇ; કૃપા ભઇ તબ મત આઇ. ૪૩ શેવાકો ફળ કહેયો નવ; એ સુખ સમરો શ્રીવલભરાવ. ૪૪ સેવાકો ફળ સેવા પાવે; સુરદાસ શબે બલબલ જાવે. ૪૫ ભજો ગોપાલ ભુલ મત જાવો

## ધોળ ૧૬૭

આવો મળો સાહેલડીજી, હઇડે હરખ ન માય; માંહો માંહે વધામણીજી, પ્રગટયા શ્રી વીઠલરાય. ૧ નવ સત

આભુષણ અંગે સજ્યાજી, ચાલી વરજની નાર; અતી આ
નંદ ઉમંગી ભરીજી, પેહોતા શ્રી વલ્લભ દ્વાર. ૨ ધન્ય
ધન્ય શ્રી વલભ ધણીજી, ધન્ય શ્રી અંકાજી માત; શ્રી ગોકુ-
ળચંદ પ્રગટીયાજી, ગોપીનાથજીના ભ્રાત ૩ આપણને સુ
ખ આપવાજી, શ્રી વલભ રાજકુમાર; ફરી ગોકુળ પધારી-
યા, આપણાના આધાર. ૪ દ્વાદશર ઓળંગીજી, હઈડામાં
હુતી હામ; તે પ્રભુજી પધારીયાજી, પુરવા નીગમના કામ.
૫ માગશર માસ સોહામણોજી, સોહામણો નોમાનો દી-
ન; કૃષ્ણ પખવાડીએ પ્રગટીઆજી, શ્રી ગોકુળ માંહી રતન.
૬ રાત દીવશ સોભે સદાજી, બ્રહ્માદીક માહેશ; દરશન
માત્ર આપેજ નહીંજી, સપનંતર નવ લેશ. ૭ સેષ સહ-
સ્ત્ર મુખે સ્તુતી કરેજી, નિગમના પામે પાર; દૈવીના દુખ
ટાળવાજી, પ્રગટ્યા બીજી વાર. ૮ શ્રી વલભજીના લાડી-
લાજી, શ્રી પદ્મમાવતી વહુજીના કંથ; ભગવદી ભાવે ભે-
ટીઆજી, અઢળક પુર્ણાનંદ. ૯ ઘેર ઓચ્છવ અતી ઘણો-
જી, વાજે તાલ મરદંગ; માનુની મંગળ ગાયજી, હઈયે ધરી
ઉમંગ. ૦ કુમ કુમ કેસર છાંટણાજી, ઉલટ અંગ ન મા
ય; તરીઆ તોરણ બાંધીઆંજી, મોતીના ચોક પુરાય. ૧૧
ગાએ ગીત શોહામણાજી, પ્રગટ્યા શ્રી વીઠલનાથ; દાન
આપે વીવીધ તણાજી, ઉદાર શ્રી વલ્લભનાથ. ૧૨ બંધીજન
બહુ યશ ભણેજી. ચીરંજીવો રાજકુમાર; તઈલંગ તીલક
ત્રીભોવન ધણીજી, શ્રી ગોકુળપતી આધાર. ૧૩ શ્રી વલભ
ઘેર પ્રગટીઆજી, પુરણ બ્રહ્મ જુગદીશ; સકળ કળી કાળ-

માંજી, પ્રગટયા પણ ઇશ. ૧૪ કળયુગ જીવે ઓધારવાજી, ટાળવા ભોમાનો ભાર; વદન કમળ અવીલોકીતાજી, પો હોતી મનડાની આસ. ૧૫

## ધોળ ૧૬૮

શ્રી વલભ વીઠલ હરી ન જાણ્યા, તેણે સરવસ ખોયું રે. ટેક. શું લાવ્યા શું લેઇને જાશો; વારંમવાર વહેવાયા રે, શ્રીવલભ ૧ પુસ્ટી મારગમાં જે જન આવ્યા વિશ્વાસે ના વળગ્યારે શેવાનું ફળ શેવા થાસે, રૂતુ પ્રમાણે મેવારે, શ્રીવલભ. ૨ સંપત પ્રમાણે સમરપીત લેજો, તેનુ નામતો શેવારે, શેવા કરસે ને પાખંડ ધરસે તે અથડાતા મરસેરે; શ્રીવલભ ૩ ભાવ વીના જે ભકતી કરશે તે પથર કેમ તર શેરે, મીઠુ બોલે આચરણ ખોટાં; તેને તે ખર કહીએરે. શ્રીવલભ. ૪ માધવદાસ તો એટલું માગે છે, તેનો સંગ ના કરીએરે, શ્રી વલભ બીઠલ હરી ના જાણ્યા, તેણે શરવશ ખોયુરે. ૫

## ધોળ ૧૬૯

શ્રીવલભ પ્રભુજીને શરણુ ન આયો, જન્મ અપનો ખો યોરે; પેહલે તો તે કશું ન વીચારયો, ઉદર ભરી ભરી સોયોરે; શ્રીવલભ ૧ અમરત સુધારસકી ચાહના કીંની; મ ન પાખંડ મોહયોરે, શ્રીવલભ ૨ શુર કહે મે અબહું ચે ત્યો નેમન ભર ભર રોયોરે. શ્રીવલભ ૩ શ્રી વલભ પ્રભુ જીને શરણુ ન આયો.

## ધોળ. ૧૭૦

વળી વેગે દરશન આપીઆં, લાલ ગોવરધન ધારીરે ક ફરે પેરે પેરે વારણાં; મુખપર જઉ બલીહારીરે. ૧ શોભા સું દીર તાહરી શી કહુ, માહારે મુખ રસનાએ કરે, શેષ નાગ કેહેવા સમરથ નહી; કહો જીવ કોણ વસ કરે ૧ જશોદાને નઈણુ નીંદ્રા તજી, થઈ રહી આતુર નારેરે, વ્રજના જીવણુ મારો વાલમો, કરજો હમારી સાયરે ૩ થોડા માંહુ ઘણું કરી વીનતી ચીતડામાં ધરજોરે; દિન જાણી દીના નાથજી. તાપત્રી વીધી હરજોરે, વળી વેગે દરસન આપીઆં.

## ધોળ ૧૭૧

શ્રીવલ્લભ કુળ વ્રજનું જીવણુ, ધન્ય શ્રી વીઠલ પ્રભુ પ્રગટીયારે; વેદ વહ્નીતકત શ્રી ભાગવતસત; ભકત મનોરથ સરવે સરયારે ।। ઢાળ ।। જીરે ભકત મનોરથ સરવે સરીયાં તે વરજના કાજ. સાસ્ત્ર શકળ એ પ્રમાણે કહે પુરૂસોતમ શ્રીવીઠલનાથ. ૧એક રસનાએ કયમ કહું રસ તણો અધીક વીસ્તાર જીવ જાણુવા જોગ નહી પણ શરૂતી ન પામે પાર, ૨ મન ઈછાએ માહારો વાલમો, પધારયા શ્રીનાથજી દ્વાર; અધીકારીરે આશા કહિ રથસાઝવા નીરધાર. ૩ ભોજન કરી પધારીઓ વાહાલે વસ્ત્ર પહેરયાં સાર; કંઠમાં આરોપીઓ, શ્રી નાથજીનો હાર. ૪ રસ ભરયાં સાલગાં, આતુર રૂદે ભાવ અપાર હાશ વદને વચન કહેતે, સાંભળે નરનાર, ૫ વધઈસ્નવ જુથ પરવરયાં શોભા તણો નહી પાર, તોરંગ લીલા વાસુ વેગે આણીઓ સંગદ્વાર. ૬ પેંગડે પગ દેઇ નાથ ચડયા, વારૂ

કોટીક કાંમ; ચોપાસ વઈશ્નવ મંડળી શોભા તે શુખનુ ધામ.
૭ સખીશેં પધારીયાં, જઈ નીરખી આનંદકંદ ચકોર
ની પેરે ભામનો નીરખે શ્રી તે સુખચંદ. ૮ ઘોશ ગાયે
ને સ્વર સોહાગ્યે શ્રી જુમનાજીને તીર; દુરથી અવીલોકતાં,
નયણે તે ઢાળે નીર. ૯ વાલમો વેગે નાહાવા બેઠા, પાર
પોહોચ્યા સાર; ઇંદરાસન વારણે, આ રથ કાંઇ વાર ૧૦
પઠ અગ્ટલોકે કથા પ્રસંગે, ચિંતા સહુની જાય, ભાંડ રથ
પાછળ ધણી; આણંદ અંગ ન માય ૧૧ જીરે મારગ શુ
ખ શાં કહુ કેહેતાં ન પામુ પાર, અહા બુધ્યમત મંદમારી
કયમ કરી કરૂ વીસ્તાર. ૧૨ જીરે સમેનાં શુખ શાં કહુ, વા
લમો બેઠા નાવ; જેજે દશાના જીવ છે, તેહેને તે તેવો ભાવ
૧૩ નાગ નીથમે નીકટ પોહોચ્યા; મનકુંળ અંગન માય;
અતીલોક વાચા આતુર ઘણા, વાહાલાજી વેગે નાહ. ૧૪ જીરે
નાહી ધોતી અંગ પહેરી તીલક કીધાં સાર, ઉપરણો ઓઢી
કરી, પધારીઆ આધાર. ૧૫ પ્રણામ પરવતને કરી, જઈ
જોયાં શ્રીમુખચંદ્ર; દુખડાં લઇ ડંડવત કરે, અવીલોક શ્રી વ
લભ નંદ ૧૬ આરતી શેન સણગાર ભોજન નિત્યનો વહે
વાર; એણી પેરે અનુભવ કરે શ્રી વલભરાજ કુમાર, ૧૭
એણીપ્રકારે જન જે રહયા શ્રી નાથજીને દ્વાર આણંદ ઓ
ચ્છવ અતી ઘણો, મન ફુલનો નહીપાર. ૧૮ શ્રીનાથજીને
નીરખવા નીજ ગ્યાન કરે સહુ સોર; અનુભવીને અનુભવ
કેહેતાં ન પ્રીછે કોય ૧૯ જીરે પરસ્પરના શુત્ર એહુના અહી
જાણે ભ્રાંન્ત; જીવનો કો આશરે.જે કરે મોહોટી ખાંત. ૨૦
જીરે નાથનીગથી ઉતરયા વરજ ચાલવા નીરધાર, કંઠ હારને

હાથ બીડી લટકતા વરજરાય ૨૧ જીરે નીજ મંદીર પધારયા ભોજન તણા વહેવાર; વસ્ત્ર પેહેરી રથ બેઠા, પ્રાણના આ ધાર ૨૨ પ્રભુજીને સનના શોચના ફરતા અધુરરસાળ તેહેને વેણુ ભુજે ચરણ, આતુર રમણ ગોપાળ. વરજમાં તે આવી વધામણી, સાંભળી સહુ નર નાર; હરખેતે હઇડે મલપતી ગુજરાતી કેરી નાર. ૨૪ વરજ જુયે મન ફુલીને ઉભી જોવા પ્રાણ આધાર; ધોળ માધવદાસનુ ગાતાંતે ગુણ વીરતાર. ૨૫ શેરીએ તે શોભીતાં સાથીઓ ચોકમાં ચિત્ર રશાળ મારગ કદળીના સ્થંભ રોપ્યા આવતા આધાર. ૨૬ પ્રિત્યે તે પ્રભુ જી પધારીયા, જેહની શેરીએ ન શમાય; શેવા કરી શ્રીનાથ જી, આવ્યા બેઠક માંહ ૨૭ આરતિ કરૂં રે ઓ વારણાં વા હાલે ભકતની પુરી આશ; જુગ જુગ જીવો માહારા વાલમા બળી જાય ગોપાળદાસ ૨૮ શ્રીવલભ કુળ વરજનુ જીવણ.

## ધોળ ૧૭૨

ભલે પ્રગટયા શ્રીગીરીવરધારીલાલ શેવક જન શુખ કારણેજી જીરે આનંદ મંગળ ગાય તોરણ બાંધ્યાં બા- રણેજી. ૧ જીરે ધન્ય શ્રી રૂક્ષમણી માય, કુંવર ઝુ- લાવે પારણેજી; જીરે વરજ બધુ નીરખવાને જાય, નીર ખી હરખી જાય વારણેજી. ૨ જીરે સુરપતી કરે નીરઘોશ, ઢોલ દદામા વાગીયાંજી, જીરે વઇશ્નવ જન કરે કલોલ; પ્રગટયા શ્રી ગોકુળના રાજીઆજી. ૩ ઢાળ. ભલે પ્રગટયા શ્રી ગીરવધારી લાલરે, નીખ શીખ સુંદીર રૂપ રશાળરે. ૪ સુંદીર સુભગ સોહામણા ભાલરે. ભાલ કેસરી તીલક

બીરાજે લાલરે. ૫ લોચન ચંચળ મીન સમાનરે, નાશીકા કીર ચંચુ ધનુષ્ય કમાનરે. ૬ તેહને તેજે ત્રીભોવન મોહી એરે, રત્ન જડીત કાને સોહીએરે; ૭ ઉપર દીસે છે મોતી રે, વદન સુધારક જોતીરે. ૮ ઘર ઘર સુંદીર મંગળ આય રે, વાલાજીને નીરખવાને જાયરે. ૯ કરગ્રહી કંચન કેરી થાળરે, મધ્ય મુકતાફળને હારરે. ૧૦ આવ્યા શ્રી વીઠલ રાયજીને દ્વારરે, નીરખવા સુંદીર શ્રી ગીરધરલાલરે. ૧૧ નીરખીએ વારણે જાયરે, સુખ જોતાં તૃપ્ત ન થાયરે. ૧૨ એ સુખ અનુભવીયારે પ્રમાણે, વ્રજ ભુખણ કયમ કરી વખાણે રે. ૧૩ ભલે પ્રગટ્યા શ્રી ગીરવરધારી લાલ.

## ધોળ ૧૭૬

ચતુરભુજ છે ચારૂરે રૂપાળા રશીઆ, સુખ મનોહર સુંદરરે; શરીતા તીર વશીઆ. ૧ ચરણ કમળ ચીત મારૂં રે, ઘુઘરીને ઘમકે; પાય વીછવા પેરયારે, ઝાંઝરને ઠમકે. ૨ શવેત શરીરે ચંદનરે, આનંદથી અરચ્યું; કસ્તુરીનું તીલક રે, ચંદન અંગ ચરચ્યું. ૪ કાને કુંડળ લળકેરે, ચળકે ચુની ચારૂં; ભાળ ભારકુટી નિરખીરે, મન મોહ્યું મારૂં. ૫ અતિ અણીઆળી આંખેરે, કાળજ કોરાણું; કીકી કામણગારીરે ચિત તેથી ચોરાણું. ૬ પીળા પટકા લળકેરે, ચટકે ચાખડીઓ; જામા છે જરકશીઆરે, કરકશી શાખડીઓ. ૭ મુગટ લટપટ લળકેરે, મોતનની માળા; રત્ન સીંહાસન રાજેરે, રશીઆ રૂપાળા. ૮ પ્રભાશંકરના સ્વામીરે, વશી

આ ગુજરાતે; ભાવ કરી સહુ ભેઠેરે, કરૂણાકારી તે ચતુર ભુજ છે ચારૂરે. રૂપાળા રશીઆ.

## ધોળ ૧૭૪

શ્રીવલભને કરૂં પ્રણામજી, જેહને કરો હોય પુરણ કામજી, ૧ રંગ રસોલ અદવીત જેનુ નામજી; સકળ છે સાથ ન લેતા નામજી. ૨ ટેક નામ લેતાં શ્રીવલભ પ્રભુનું કલમી શનો હોય નાશ; એવી દ્રઢતા આવ્યાથીરે શેહેજ જગ્ત ઉપહાસ. ૩ ઉપહાસ સહીત ઉભરામ પામે, અન ભાષણ નવ કરે, શ્રીલક્ષમણ સુતની કૃપાથી સેહેજે ભવસાગર તરે. ૪ શ્રી વલભ પ્રભુ પ્રગટીઆ, જીવની કરવા પેર; ભવજાળ માં હો મન દેખી થઇ મનમાં મેહેર ૫ વિચાર કીધો શ્રી વલભ પ્રભુજીએ, પોવ્યા શ્રી જુમના તીર, શ્રાવણ સુદી એકાદશી મધ નીશા શ્રી ગીરવર ધીર. ૬ તે સમે શ્રીવલભ પ્રત્યે બોલ્યા શ્રીનાથ અધોળ કળયુગ દેખી જીવને સોપુ તમારે હાથ ૭ અસ્ત્રી શુદ્રનો નીસ્તાર કરવા વિચારયું મેં જેહ. નામ રૂપી નાવ બેશારી, ભવ પાર કરવા તેહ. ૮ બત્રીસ દોસની વરતશે. થાસે નીરમળ તન; મારૂ ભજન કીરતન શ્રવણ કરતાં સદા પ્રફુલીતા મન હરીગુણ ગાયજી, સ્વરૂપ સેવાનુ તો, ફળ તેહને થાયજી, ૧૦ અન સમરપી વસ્તુ જેહજી મનમાં જાણી નીગરે હેવી તેહજી. ૧૧ જયમ ગંગાજળ શ્રી વીધી પ્રકારજી, ત્યમ આ મારગ છે અતી સારજી. ૧૨ વિચાર્યું છે તે નીરધારજી. ૧૩ એમ કહી થયા અંતરધ્યાનજી શ્રી વલભ પ્રભુજીએ વિચારયું છે જ્ઞાનજી. ૧૪ ॥ ઢાળ ॥

જ્ઞાન વિચાર્યું શ્રીવલ્લભ પ્રભુજીએ જીવનું કરવા કાજ; શેવા સ્મરણ સોપીઉં. શ્રી વલ્લભ પ્રભુજી માહારાજ ૧૫ આજ્ઞા આપી જીવને, તમે કરો એહ પ્રકાર; રંક જાણી શીનાથજી એ, કરશે અંગીકાર, ૧૫ તે કાળે કુમારગે, સગ જીવ ચાલ્યા જાય; શ્રીવલ્લભ પ્રભુની કૃપા થકી; માહા પતીત પાવન થાય ૧૭ એવો યશ વિસ્તાર વાધ્યો, લખલોક સાક્ષી વાત; બ્રહ્મ સબંધના ગ્રહણથી, ન હોય કાળની ઘાત, ૧૮ પુષ્ટી મારગ રોપીઓ. પધ્યા તે પ્રગટએ શુર, બત્રીસ દોશ તે જીવના તતક્ષણ કીધા દુર, લહે વિના જ્ઞાને વિના ધ્યાને વિના જોગ આચરણ, જયમ ત્યમ કરીને જીવ રહે શ્રીવલ્લભ પ્રભુને શરણ ૨૦ જોગ ધ્યાન જપતપ વિના જપે નીરંતર એક, સરવસ છાંડી નામ નાસ્યે રાખીએ મન ટેક ૨૧ હું કરગરીને કરૂં વીનતી, મુને શરણે રાખો આજ; હરીદાસકો કરગ્રહી, રાખો બાંહ્ય ગ્રહેકી લાજ, શ્રી વલ્લભ પ્રભુને કરૂં પ્રણામજી.

## ઘોળ ૧૭૫

વેણ્ય મધુરી વાય, તેણે સુધ બુધ મારી જાય. ૧ અંતર ભેદ્યુરે વાહાલે, તેડયાં ગ્રહે તણાં તે ચાલે ૨ અવળાં ભુષણરે ધરચાં, પગના નેપુર કાને પહેરાયાં. ૩ દુધ ઉભરાળેરે ચાલ્યાં, બાળક ધાવતાંરે મેલ્યાં ૪ પ્રતિકુળ લજયારે લોપી, મનડુ પુરૂ ખોટા મને સોપી. ૫ આનંદે ચાલીરે હેલી, થઇ છે કાનુડાને ભેલી. ૬ વળતા બોલ્યારે વાણી, સાંભળો ગોપીજન મન આણી. ૭ અરધ નીશાએરે આવ્યા, લોક વીરૂ

ધ તમે કયમ કહાવ્યા ૮ કુળનો ધરમ નહી એ રીતે; વેદ મ
ર્યાદા તણી એ ભીતે ૯ કંથ તમારોરે જાણે, ઠબકો દેશે કોઇ
ક ટાણે ૧૦ લંછન લાગેરે કુળને, જાઓ પાછી આપણ ગો
કુળને; ૧૧ વાત વીચારીરે તોલો; અણ ઘટતુ પ્રભુ શાનુ બો
લો. ૧૨ વરજ વીનતારે બોલ્યાં; અંતરપટ મન સરવે ખો
લ્યાં. સરણ તમારેરે આવ્યાં, વેદ રૂપી સાંકલડાં તોડાવ્યા
૧૪ લાંછન તેહેનેરે આવે, સ્વરૂપ સબંધી નહી મન લાવે.
૧૫ દેહીના સબંધી વાહારેલા. તેનુ શુ ઉપજે છે કાલા. ૧૬
આત્મા સબંધીરે વાહાલો, સરવે તજને તે અમને ઝાહાલો,
૧૭ ચરણ કમળનીરે આશા, આવી પ્રેમ તણી પાસ. ૧૮
વચન સુણીનેરે રીઝયા ગોપી સમોવડ નહી કોઇ બીજા. ૧૯
રમત માંડીરે હરીએ; સુંદીર સંકેત વનની ગલીએ. ૨૦ સર
દપુનમનીરે રાતે, રાસમંડળ રચ્યો બહુ ભાતે. ૨૧ તતાથેઇ
તતાથેઇરે તાળી, સ્વબંધનગાએ નરનારી. ૨૨ ગીડગીડગીડરે
રંગે, થુંડથુંડ નાચે ઊર તીરપને સંગે. ૨૩ ગતીની ભેદમાંરે
જાણે; કવીની શી ગત પોહોચે તે વખાણે. ૨૪ ગોપીએ અ
ભીમાનરે આણ્યું, અમ સરખુ કોઇએ ન જાણ્યું ૨૫ અંત
રધ્યાનેરે પામ્યા; સંગ લેઈ ગયા એક શ્યામા, ૨૬ તેમનુ મ
નડુરે ફુલ્યું, મુજ વિના સરવેછેરે કુડુ. ૨૭ ચરણે ચલાએ ન
હોરે સ્વામી ખાંધ ચડાવો અંતરયામી, ૨૮ અભીમાન એ
વુરે આણ્યું; તેથી પ્રભુજીએ મનમાં જાણ્યું. પ્રભુજીએ મેલ્ય
રે વનમાં, તજીગયા દુખ પામ્યા મનમાં. ૩૦ એટલે સખી
જનરે આવ્યા, હળીમળીને સાહામાં બોલાવ્યા. ૩૧ જીભુપ
એ દીઠીરે બાળા, લોચન સુંદીર બદન રસાળાં ૩૨ મનમાં મ

ન જ્યારે આવ્યું, તજી ગયાં તમને સું કહાવ્યું. ૩૩ નેત્ર વ હે છેરે નીરે, ચાલો ભેગાં જીમનાં તીરે, ૩૪ દરૂમને પુછેરે હે લી, કંઈ દીઠો છે વનમાલી. ૩૫ કદમના વ્રક્ષનેરે પુછે, કહો એ પોતબાંરની સુધ્ય કહે છે. ૩૬ એમ પુછતાંરે જાય, દેહ ગતી ભુલ્યાં કાંઇ ન લવાય. ૩૭ એમ કરીનેરે બેઠાં રૂદન કરે છે મળી એકઠાં ૩૮ સુધ્ય રહી નહીરે લગાર પ્રગટ્યા હરજી તેનીવાર ૩૯ આનંદ મંગળરે થાય. વ્રજની જુવંતી રાસ રમીએ ૪૦ રસની હેલીરે થાય, સ્યામ પાવત હુને અપાય. ૪૧ શ્રી વલભ કૃપાએરે ગાય, દાસ મનોરથ પુરો થાય ૪૨ વેણુ મધુરીરે વાય, તેને સુધ બુધ્ય મારી જાય.

## ધોળ ૧૭૬

આજ માહારે ઘેર આવીઆરે, સુંદીર શ્રી વ્રજસુખણ લાલ; શી મુખ જોતાં મહારૂં મન હરયુંરે, ચંચળ નહેણાંરે વીશાળ. ૧ નવરંગ મોળીડુ મસ્તક શોભીતુરે, ઉપર પેચ કેસરો રંગ; સ્વેતનો જામોરે અંગે બેસતોરે, પટકે બસમા બુટી સારંગ. ૨ લટકે ને મટકે લાલજી પધારીઆરે, બેઠા ગાદી તકીએ અહો રાજ; ચાલોને સહીયરો વાહાલાજીને નીરખીએરે, તજીએ લોક કુટંબની લાજ. ૩ શેવક જન ચોદાસ નીરખતારે, મનમાં આણી અતીસે ઉલાસ; અનીહો મુકી મરયાદા આનંદ ઉલટયોરે, એ સુખ નિરખે વલભ દાસ. ૪ આજ માહારા ઘેર આવીયારે.

## ધોળ ૧૭૭

પોઢી પ્રગટયા શ્રી વ્રજસુખણલાલ, વાહાલો નખશી

ખ સુંદોર રૂપ રસાળ; ૧ વાહાલો શેવક જન પ્રતિપાળ, વાહાલે દાસલડાની કરી સંભાળ. ૨ જીરે માઘશર માસ શુકલ પક્ષ દીન, જીરે મંગળવારને બીજનો દીન ૩ શ્રી ગી રધરલાલજી હરખ્યા મન. જીરે ઉદય થયો કુળ દીપ રતન, ૪ જીરે રત્નાગર મીત્ર વંદાજી વહુ, જીરે પુત્ર જન્મ સુખ પામ્યા સહુ ૫ જીરે ચારોમતી વહુજીને ઉલટ બહુ, આ પે આભુષણ વસ્ત્રનો પાર ન લહુ. ૬ જીરે કુમ કુમ હાથા તોરણ બંધાય, જીરે વાજંત્ર વીવીધ પ્રકારનાં વાય. ૭ જીરે નરનારી મળી મંગળ ગાય, કેસર અરગજા કુમ કુમ શરી રે છંટાય. ૮ જીરે જાત કરમ નિગમ ક્રત થાય, જીરે જા ચક જન જાચવા જાય ૯ શ્રી ગોરધરલાલજી આપે દાન, જીરે જાચક જન બહુ પામ્યા માન. ૧૦ જીરે આશીશ દે વરજ વેદ દાન, જીરે વલભદાસ સદગુરુ ગ્યાન ૧૧ પોરી પ્રગટ્યારે શ્રી વરજભુખણલાલ.

## ધોળ ૧૭૮

વંદુ શ્રી વલભનાથનો વંશજી, પુરણ બ્રહ્મ શ્રી ક્રશ્ના બ્રહ્મશજી. ૧ જયમ રવી કુળ રઘુ રાઘવજી, વળી ચંદ્રવંશી ને બદુ જાદવજી. ૨ તેમાં તે તઇલંગ તીલક કુળજી, શ્રી વી ઠલ પ્રગટ્યા શ્રી ગોકુળજી, ૩ સમત પંદર બોહોતરા વરસ છે સારજી, માગસર વદી નોમો ભ્રગુવારજી, ૪ ઘડી એ કવીશ ને વળ પચીસજી, હસ્ત નક્ષત્ર ઘડી છવીશજી, ૫ પળ ચંવાલીને તઇતલ કરણજી, પ્રગટ્યા તે સમે સ્યામ વરણજી. ૬ જેમ નંદ જશોદાજી હરખ્યાજી, ત્યમ શ્રી વ-

૯ નભ અંકાજી હુરખ્યાજી. ૭ બાળ લીલા કરી લાડ લ ડાવ્યાંજી, પછે તે વહુજીને પરણાવ્યાંજી. ૮ વડાં તે વહુ જી શ્રી રૂક્ષમણીજી, પુત્ર છ બેટી ચાર તે તણાજી. ૯ શોભા જમુના બેટી એ વડાંજી કમળા દેવ્યકા બેટી નાને રાંજી. ૧ બીજાં શ્રી પદ્દમાવતી વહુજીજી, તેના એક પુત્ર શ્રી ધનસ્યામજી ૧૧ શ્રી રૂક્ષમણી વહુજીએ પુત્ર ખટ જાયાજી. જુજુવા શેવા સહીત લરવાયાજી. ૧૨ પ્રથમ પ્રગટ શ્રી ગીર ધરજી શેવા શ્રી નવનીતપ્રરાયની ગમેજી. ૧૩ શ્રી મથુરાંનાથ સદા સુખકારીજી, શ્રીનટવરરાય કુંજ બીહારીજી. ૧૪ બીજા તે પુત્ર શ્રી ગોવીંદજી, શેવા શ્રી વીઠલેશરાય મુકંદજી. ૧૫ ત્રી જા તે પુત્ર શ્રી બાળકૃશનજી; શેવા શ્રી દ્વારકાં નાથ સમરથ જી. ૧૬ ચોથા તે પુત્ર શ્રી ગોકુળનાથજી, શેવા શ્રી ગીરધારી શાથજી. ૧૭ પાચમા તે પુત્રશ્રી રઘુ।ર કહીએજી, શેવા શ્રી ગોકુળચંદ્રમાજીની લહીએજી. ૧૮ છઠા પુત્ર શ્રી જદુનાથજી માહારાજજી, શેવાશ્રી બાળકૃશનજી વીરાજેજી. ૧૯ શ્રી પદ્દ માવતી વહુજીના તનજી, શ્રીઘનસ્યામ શેવા મદન મોહન જી. ૨૦ એ લીલાએ શ્રી ગોકુળ ઓપ્યુંજી. ત્રણલંગ બીજુ વં દરાવંન ઓપ્યુંજી. ૨૧ મુળ શ્રી વલભરાયજી કૃપાળજી, શ્રીવીઠલ કલ્પ વરક્ષ રસાળજી. ૨૨ પ્રસરયો સાપ્ત શાખાએ જ કતજી, નભ અંકુરને ફુળ ફુલ યંત્રજી ૨૩ હેવુ નીત્યે જાણી શીતળ છાએજી, આવ્યા તે ભુલ્યા ભવદ્વારજી. ૨૪ મનમાં રાખી તે મોટી આશાજી, નીશાયે કરયો તરૂ તળે નીવાશ જી. ૨૫ ફુલફળ સ્વાદ સુગંધ જે જાણેજી, સુખ શંકરને ની

ગમ વખાણેજી ૨૬ સુણી ધાયાં ચોદીશાથી નરનારીજી આ વ્યા લે ચરણ શરણ વરણ ચારજી ૨૭ એક કુળ શરણ ગએ ઘણુ સુખજી એવુ જાણી અમે થયાં સનમુખજી ૨૮ જે ગા એ શાખે આરાધેજી, પ્રસન થઇ ફળ આપે તેહેનેજી. ૨૯ પ્રાપ્ત પ્રીત્ય વીના પરેમ કયાંથીજી, નિશ્ચે કરે ભકતી એ જ્ઞાનમાંથીજી ૩૦ એ ફળ પ્રબળ પસરયો ત્રણલોકજી, સ્વાદ ચાખે તેહનો જાય શોકજી. ૩૧ જઈ ચહી પાંચમી જે ડાળ જી, છાય કરી શાહેવી નંદના લાલજી, ૩૨ દયા કરી શીકૃશન ફળ દીધુજી તે મેહુતો શ્રવણ પર્દીએ રસ પીધુજી એ સ્વાદ પ્રસરયો અંગોઅંગજી. નીત્ય નીરખુ ને નવલો તોરંગજી. ૩૪ રઘુકુળકુંજદુકુળ આનંદજી ગંગ, પ્રભુ શોગોકુળચંદ્રજી. ૩૫ વદુ શ્રી વલ્લભનાથનો વંશજી.

## ધોળ ૧૭૯.

હરીબસો હરીબસો હરીબસો મેરે આએ નેનમેં હરીબસો, ટેક, અંતની કૃપા કરોરે કેશવરાય, દુરીજન હોય તે હુને દુર કરો. ૧ મેરે આપ બડાઇ ઓર પરનિંદા તે માહારા ચિતમાંથી દુર કરો. ૨ મેરે સેવા નહી શ્રી કૃસ્ન ચંદ્રકી તે નર જગમાં કયાં બસો. ૩ મેરે સુરદાસ પ્રભુ ભકત ભજન વિના સ્વાન થઇ ઘર ઘર ભસો. ૪ મેરે આએ નેનમે હરી બસો. ૫

## ધોળ ૧૮૦

વાંકે અંબોડે શ્રી નાથજી, મુને મળીયા મારગમાંય; હુમ નીનેર લીધાંજી, મનડું તે મારૂં મોહી રહયું નિરખી

છબીલાને તાંય, મન હરી લીધાંજી, ૧ વાંકી તે પાધે વરણા ગીઓને, વાંકી ચાલે ચાલ. મન૦ વાંકાં તે નેણ સોહામણાં ને વાંકી વેણુ રસાળ. મન૦ ૨ નઈણાં તમારાં શી નાથજી, હું તો કઈ પેરે કરૂરે વખાણ; મન૦ જોતાં તે શુધબુધ બી શરી, માનુનીએ મેહેલ્યાં માન. મન૦ ૩ કાળંદરીને કાંઠડે વાહાલો ગીરધારી ચારે ગાય; મન૦ કદમ કેરી છાંયડી, વાહાલો મીઠી મોરલીરે વાય. મન૦ ૪ વંદરાવનની કુંજમાં અમને રંગભેર રાસ રમાડ. મન૦ બાંહે બાજુબંધ બેરખા રે, પોહોચી છે રતન જડાવ. મન૦ ૫ કાને તે કુંડળ ઝગમગે, હરીના ખેટલીઆળા કેશ, મન૦ મન શોભા તે શી કહું મારા સ્યામની, માહારો વાહાલો તે નટવર વેશ. મન૦ સઉ મળીને ચાલ્યા શ્રી જમુનાંજીને ઘાટ, મન૦ મારગ જાતાં મોહન મળીયા, ને રોકી ઉભા છે વાટ. મન૦ ૭ જમુનાં જળ ઝીલતાં, મારો તુટ્યો નવસર હાર. મન૦ મોતીતે સઘળાં વેરાઇ ગયાં, એક હારલો લાગ્યો છે હાથ. મન૦ ૮ શોળા સહસતર મુખ સ્તુતિ કરે, એનો નિગમ ન પામે પાર. મન૦ શ્રી વલ્લભ પરભુ મને અહીં મળા, મારૂ મન પામ્યું હુલાસ મન૦ ૯ દાસનો દાસ વીનતી કરે, અમને દેજો વરજમાં વાસ. મન૦ દીન જાણી કરૂણા કરો તો, પોહોચે મનની આશ. મન ૧૦ વાંકે અંબોડે શ્રી નાથજી, મુને મલ્યા આ મારગ માંય,

## ધોળ ૧૮૧

આવોરે આવોરે શુહાગી, શ્રી વલ્લભીઆથાલ ;સ

સખી મેવાડે પધારયા, શ્રી ગોવરધન નાથ. ૧ સખી મન કરમ વચને, તજો ઘરનાં કાજ; મેલો વેદ મરીઆદા, ને કુળની લાજ. ૨ છાંડો મન વિના પતી, સુત અને પરિવાર; આપણે નયણે નિરખો, શ્રી નંદકુમાર. ૩ વાહાલો રૂપે છે રૂડલા, ને ભીનલો છે વાન; ગળસ્થળ મંડીત, કુંડળ લળકે કાન. ૪ બીરાજે અલક તીલક, જાણીએ કંચનં રેખ; નાશા ગજ મોતીના, નટવર ભેખ. ૫ શીશ પાઘ સોરંગી, ઉપર ચંદ્રીકા મોર; વાહાલા મનોહર મુરતી, ચીતડાનો ચોર. ૬ વાહાલો બંક અવી લોકની, ભારગુટી કમાન; એહુના નયણ અણીઆળાં, જાણીએ મદન શ્યાં બાણ. ૭ વાહાલો ચંચળ ચપળતા, વાળુ ખંજન મીન; શોભા જોઇને, મ્રગ થયા આધીન. ૮ બીંબા ધરે છે અરૂણ પ્રવાલ; સુખ મધુરી માહુરી, વાંસલડી રસાળ, ૯ જીરે કુશમ ઝરે, મદ મુશકની હાંસ; ઝળકે દંત દાઢમ, જયમ બીજ પ્રકાસ. ૧૦ કંઠે કટેશરી, ગળે ગુંજાના હાર; બાજુબંધ પોહોચી, ને જુમક સાર. ૧૧ પાએ પોહોંચી ને પુરનો ઠમકાર, ચાલે ગજની ચાલ, ઘુઘરી ઘમકાર ૧૨ કટી કાછની, કીંકણીનો ઝમકાર; પાચ અણવટ, વીંછવાનો ઠમકાર. ૧૩ જીરે સોળ કળાએ, ઉગીઓ ચંદ; વરજ જુવતી સુંદરી, હશે મંદ મંદ. ૧૪ જીરે એહુની આરતી, ઉતારે શ્રી વલ્લભરાય; શોભા જોઇને જન વલભ. બલીહારી જાય. ૧૫ આવોરે આવોરે સોહાગી, શ્રી વલભીયાનો સાથ.

—⁂—

## ધોળ ૧૮૨

હરી ભજન વિના જીવે સો નર કેસા. ટેક અંતર પ્રીતી નહીં પુરૂષોતમ, નર ખર કુકર જેસા. હરીભજન. ૧ નહીં વા કુસંત સમાગમ, નહીં ગુરૂ ઉપદેશા. હરીભજન૦ ૨ હું હું કર જન્મહી ખોયા, મનુષ્યા જન્મ અંધેશા. હરીભજન૦ ૩ અસો અવસર બોહોત નહીં આવે, તબ કૃષ્ણ નામ કબ લેગા. હરીભજન૦ ૪ સુરદાસ ભગવત ભજન વીના, કહા જઇ ઉત્તર દેગા; હરી ભજન વીના જીવે સો નર કેસા. ૫

## ધોળ ૧૮૩

જય બોલો શ્રી વ્રજરાય લાલની, મીઠી મધુરી વાણી વાહાલાની, જય બોલો શ્રી વ્રજરાય લાલની. ટેક. શ્રી નટવરલાલ સ્યામલાલની, શેવા કરવા પ્રગટયા કાકાજી; મહારાજને ત્યાંથી સટકયા. એ બેહેની૦ ૧ શ્રી છોટાજી મહારાજના લાલજી કહાવે, એ બેની વલ્લભવરને મન ભાવે. બેહેની૦ ૨ શ્રીરાણીજીની વહુજીની કુખે રત્ન જાયા, શ્રીવ્રજ કોર માજીએ ગોદ ખેલાવ્યા. એ બેહેની૦ ૩ શ્રી મહાલક્ષ્મી વહુજીના પ્રાણપતી કહીએ એ વાહાલાનું સુખ જોઇ રહીએ એ બેહેની૦ ૪ શ્રીમહાલક્ષમી વહુજી સદારે સોહાગી, લાલજી જનમ્યા છે બડભાગી. એ બેહેની૦ ૫ બડા પુત્ર શ્રી બાળકૃષ્ણજી લાલ છે, પદમાવતી વહુજી સરદાર છે. એ બેહેની૦ ૬ શ્રી ગુરૂનાથ લાલજી સેવાના રશીઆ, જાનકી

વહુજીને મન વશીઆ. એ બેહેની૦ ૭ શ્રી મહાલક્ષ્મી વહુજીએ મહા તપ કીધાં, એ લાલજી વહુજીનાં સુખ લીધાં. એ બેહેની૦ ૮ શ્રી નટવરલાલ સ્યામલાલે આનંદ દીધો, શ્રી ગોકુળ માંહે આઠ માસ કીધો. એ બેહેની૦ ૯ પરદેશ પધારયા દઈવી જીવને ઓધારયા, ભવસાગરમાં ડુબેલા તાર્યા. એ બેહેની૦ ૧૦ લાલજી વહુજીને લેઈને રાજનગર પધારો. શેવકને સુખ વધારો. એ બેહેની ગુરૂ પ્રતાપે હુતો વિનતી કરૂ છું વાત મારૂ ચરણે ધરૂ છું એ બેહેની માહારી જય બોલો શ્રી વ્રજલાલની.

## ધોળ ૧૮૪

આનંદ સાગર ઉલટયો, રસનાએ વહે છે પ્રવાહ; ગોકુળ પતી પામીએ. ૧ શ્રી વલભજીનારે લાડીલા, પુષ્ટીના પુષ્ટ મહારાજ. ગોકુળ૦ ૨ શ્રી અંકાજીનારે લાડીલા, જગતના પ્રાણ આધાર. ગોકુલ૦ ૩ તેલ અભ્યંગ કરાવીએ, વઇશ્નવના હરખ ન માય. ગોકુળ૦ ૪ કેસરે નાહ્યા શ્રી વીઠલવર, ચોકીએ બેઠા સોહાય. ગોકુળ૦ ૫ અંગ વસ્ત્ર વાહાલે અંગે ધરયાં, ધરયા તીલક મુંદ્રા ભાળ. ગોકુળ૦ ૬ ધોતી ઉપરણા રે કેસરી. પેહરોને પ્રાણજીવન. ગોકુળ૦ ૭ આપરસ ગાદી પધારીયા, મુખે ભણે છે વાહાલો પાઠ. ગોકુળ૦ ૮ માગેરાશ્રીજીને ચરણે નમે. રશીયા જોઇ જોઇ મોહે. ગોકુળ૦ ૯ વઈશ્નવ સમાજ ઓછવ કરે, બલીહારી માધવદાસ; ગોકુળપતિ પામીએ. ૧૦ આનંદસાગર ઉલટયો.

## ધોળ ૧૮૪

શ્રીમદન મોહનલાલ આગળ વિનતી કીધી, રાજનગર પધારયાની આજ્ઞા લાધી શ્રીનાથજી પધારયાની શી કહુ વીધી, કૃશનલાલે સુખ આપીયાંરે.૧ રાજનગરમાં વધાઇઓ ગવાય, વઈશનવને મન હરખ ન માય, વરજરાયજી પ્રભુ સામા જાય, શ્રીબાળકૃશનલાલે. ૨ બેઠક ધામ ભોમીના ધનરે, તે રંગ ખેલે તેમ ઉડે પવન, જય જય શબ્દ બોલે વઇશનવ જન, શ્રીબાળકૃશનલાલે. ૩ રાજા બેટીજી પારણે ઝુલે, સાત સ્વરૂપની મધ્ય બીરાજે; એ શોભા મારા નાથ ઘર છાજે, શ્રીબાળકૃશ્નનલાલે. ૪ મંગળા સમે વાહાલો મંદીર પધારે, અધીકારીને મન આનંદ થાય; જળગડીયામાં ઠાકોર કેસરે નહાય: શ્રીબાળકૃશનલાલે. ૫ શ્રીમાહાલક્ષમી વહુજીની કુખે રત્ન જાયા, શ્રીવરજકોર વહુ માજીએ ગોદ ખેલાવ્યા એમને મસ્તક શ્રી નટવરલાલ પધરાવ્યા, શ્રીબાળકૃશનલાલે. ૬ શ્રીરઘુનાથજીના કહીએરે ભરાત, શેવા વિના બીજી જાણે નહી વાત; શ્રી રાજા બેટીજીના અખંડ તાત, શ્રી બાળકૃશનલાલે ૭ શ્રીપદમાવતી વહુજીના કંથજ કહીએ, એ વાહાલાને સરણ જઈ રહીએ; કોટી જન્મનાં પાપ નિસ્ફળ થઇએ શ્રીબાળકૃશનલાલે, ૮ શ્રીગુરૂ પ્રતાપે હુતો વિનતી કરૂછુ ચરણ કમળ પ્રભુ ચીત ધરૂછું એમની કૃપા થકી વરજમાં ફરૂછું શ્રીબાળકૃશનલાલે સુખ આપીયાંરે.

## ધોળ ૧૮૫

શ્રીગોકુળ ગામરે અતી રળીઆમણુંરે, ત્યાંહાં મારા વાહાજીનો વાસ વરજ વીનતા સરવે ટોળે મળીરે. આવી

રંગભેર રમવા રાસ, ગોકુળ૦ ૧ નવ જોબન નવ સંત વ૦ રસનીરે; સુંદરીએ કીધા સોળ શણગાર; સહુ મળી આવ્યા રે આકુલ વ્યાકુલીરે નીરખવા શ્રી ગોવીંદ રાજકુમાર ગોકુળ૦ ૨ હરીમુખ જોઇને આનંદ પામીયારે, હઈડે હરખ ન માય; સુંદર જમનાજી કાંઠડેરે. હમચી કુદેને વળી ગાય ગોકુળ૦ ૩ રાસ મંડળ પ્રભુજી ત્યાં રચ્યોરે, રૂડી રૂડી સરદપુનમની રાત, જુવંતીના જુથ વચ્ચે માહારો વાલમોરે તતા થઇ નાચેને વળી ગાય. ગોકુળ૦ ૪ રશિક શિરોમણ શ્રી કલ્યાણરાયજીરે, રસીયા જન કેરો વિસરામ; શ્રી વલભદાસ જાય વારણેરે, પુરો માહારા મનવાંછીત કામ. શ્રીગોકુળગામ અતી રળીઆમણુંરે.

## ધોળ ૧૮૭

શ્રીગોકુળનાથ સોહામણાજી, એમનાં લીજે ઘેરઘેર ભામણાજી, શ્રીગોકુળનાથ૦ ૧ ગ૦૪ શીરોમણ રશીયારે, દેખી સોલ કળા સશી લાજીઆરે, શ્રીગોકુળ નાથ જીરે તનમન ધન કરૂ વારણેરે, પ્રભુ પ્રગટયા છો ભક્તને કારણેં; શ્રીગોકુલનાથ૦ ૩ કોડ પુરાવી તે ભકતતણી સખી પોચી છે હઇડાની હામ ઘણીરે. શ્રી ગોકુળનાથ૦ ૪ જીરે માધવદાસ કરે વિનતીરે ચરણે રાખોને શ્રી ગોકુળ પતી શ્રી ગોકુળ નાથ૦ ૫

## ધોળ ૧૮૮

જય જય લાલ ગોવરધન ધારી, સુંદીર રૂડુ નામજી. શ્રી પુરૂસોતમ પ્રગટયા હો વાસી, શ્રી વીઠલ વર નોધાન

જી. વ્રજસુંદરીના પ્રાણજીવન, શેવકના પ્રાણ આધારજી; તે બે મળી સરવ સુંદરીને, સોળ કીધા શણગારજી. ૨ બત્રીસ માં એકે નહી ઓછે, સોળ કળા મુખ ચંદ્રાયજી; થાળ ભરી સગ મોતીએ, વધાવો શી વલભરાયજી. ૩ વવાવીને શ્રી મુખ નીરખો, નીમીત અળગાં થાયજી; પ્રેમ સુધારસ પીઓરે પદમની, હળીમળી મંગળ ગાયજી. ૪ શ્રીવલભ સુતજો વાહલા કરીએ તો ભવસાગર તરીએજી; અનેક દેવ ઉપાસન તજીને વર વીઠલને વરીએજી. ૫ તનમન ધન સમર પણ કરીને વઈષ્નવને અનુસરીએજી, માધવદાસ એટલુરે માગે શ્રી ગોકુળમાં અવતરીએજી. ૬ જે જે લાલ ગોવરધન ધરી સુંદીર રૂડુ નામજી.

## ધોળ ૧૮૯

સખીરે શ્રીવીઠલ નંદન આવો મહારે બારણે, હુંતો જોઉછુ માહારા વાહાલાની વાટ, શ્રી વ્રજભુખણ ઘેર પધારીયાજી ૧ મેહતો પ્રેમે પથાણાં પાથરયાં, તે પર પધારયા શ્રી વીઠલવરજીના લાલ; શ્રી વરજભુખણ લાલ પધારીઆ. ૨ મેતો કુમકુમ કેસર ઘોળીઆં, હુતો પુજુ માહારા વાહાલાજીના પાય, શ્રી વ્રજભુખણ ઘેર પધારીઆ. ૩ સખીરે સઈયરો સરવે ટોળે મળી, ભાવે ભેટ કરેને મંગળ ગાય; શ્રી વરજભુખણ ઘેર પધારીયા. ૪ હુતો આરતી ઉતારૂ કપુરની, હુંતો વળીવળી નીરખુ વાહાલાનુ વદન; શ્રી વરજભુખણ ઘેર પધારીઆ. ૫ માહારે ગુજ કરતા રેહેણી વહીગઈ, એટલે ઉદીત થયો આદીત ભાણ; શ્રી વરજભુખણ ઘેર પધારીઆ. ૬ દા

સ મુગજીનો સ્વામી મળ્યો, વાહાલે માહારે ઉતારયા છે ભવસાગરને પાર; શ્રી વરજભુખણ ઘેર પધારીઆ.

## ઘોળ ૧૯૦

તહારા દલકેરી વાત મે જાણીરે, ગીરધર હાણીરે. ટેક. સઉકોને તમો મન કરી જાણો, નવ જોયાં દુઃખને પાણીરે ગીરધર. ૧ વંદ્રાવંનને મારગ જાતાં, માહીરી નવરંગ ચુંદડી તાણીરે. ગીરધર. ૨ કાંકરડો માં માહારો માહારાવાહાલા, તો દેખે છે સઈયર સમાણીરે. ગીરધર. ૩ બાંય મરડી મા મારો વાહાલા, તો દેખે છે નંદજીની રાણીરે. ગીરધર. ૪ નરસીંહના સ્વામીની સંગે રમતાં, એના મુખની તો મીઠડી વાણીરે. ગીરધર૦

## ઘોળ ૧૯૧

કોમળ અંગેરે ઓ સુજની, શ્રીબાળકૃષ્ણજી દીઠા; રંગ રસ ભીનેરે ઓ સુજની, શ્રીમદન મોહનજી દીઠા. ૧ શ્રી મુખ શોભા શીકહુને મેરેમુખ વરણવી ન જાયરે; ગઉર સ્યામ તો અંગ બીરાજે; શોભા વરણવી ન જાય, કોમળ અંગેરે. ૨ મોરમુગટને કાને કુડળ, નાકે સોહીએ મોતીરે; એ વાહાલાને કારણે હુતો, મંદીર હીંડુ જોતી, કોમળ અંગેરે. ૩ કંઠે સોહીએ કંઠસરીને, લીલાવટ જડાવરે, સીર સોહીએ અલકાવલી. ટીપાળો સોહીએ અનુસાર, કોમળ અંગેરે. ૪ બાંહે બાજુબંધ બેરખાને ફુમત ફરકે ચારરે; રત્ન જડીત માંહે હીરલા જડીઆ ને નંગ ધરો લખ ચાર, કોમળ અંગેરે. ૫ કેહેડ સોહીએ કટી મેખલા ને ઝાંઝરનો ઝમકારરે; મંદી

રમાં ધુંટડીઓ ખેલે. નામ ધરે નંદલાલ, કોમળ અંગેરે ૬ રત્ન જડીત સીહાસન બેઠા, કળસાસોહીએ નવ નીત્યરે; નીત્ય નવા શણગાર નીત્ય નવા ભોગ ફુલની આળા ધરાય. કોમળ અંગેરે ૭ વરજવલભ શણગાર ધરાવે, લાલ મણીજી ખેલ ખલાવેરે વરજપાલ લાલજી ચોપાટ ઢાળે, વરજલાલ પંખો તાણે, કોમળ અંગેરે ૮ ગોપેશરજી ભોગ ધરાવેને ગોકળેસજી ભોગ સરાવેરે; દ્વારકાંનાથજી બીડલાં ધરાવેને, જીવણલાલજી આરતી ઉતારે. કોમળ! અંગેરે ૯ સેનસમે શ્રી મટુલાલજી પધારે, શંખનાંદ ઘંટા થાયરે; શંખનાદ સુણીને ભીતર પધારે ઝારી બંટા બદલાય. કોમળ! અંગેરે. ૧૦ જીવણલાલજીના મદીરમાં કંઇ આનંદ ઓછવ થાયરે; દહી દુધની કાવડ લઇને, આવે સહુ ગોપ ગોવાળ. કોમળ અંગેરે ઓ સુજની. ૧૧

## ઘોળ ૧૯૨

શ્રી દામોદરદાસ હરસાની અતી હરખે ભરયા, ઉપર બેઠા જોતા હતા વાટ જો; ભાઈ સરવે ધન કાહાડીને ઢગલા કર્યા, તેહેના સામાં જોયાં નહીં લગારજો. શ્રી દામોદરદાસ૦ ૧ એટલામાંતો પ્રભુ પોતે પધારીયા, આવતાં નીરખ્યા પોતાના નીજ નાથ જો; દોટ મેલીને દોડી પાસે આવીઆ, પડયા પાયને જોડયા છે બેઉ હાથ જો. શ્રી દામોદરદાસ૦ ૨ હાથ સાહાને પ્રભુને પોતે ઉઠાડીઆ, પુછયું દમલા આવો તેહેની વાર જો; શીષ્ય નમાવી સ્વામી પ્રત્યે બોલીઆ, વાટ કયારની જોતા હતો મહારાજજો. શ્રી દામો

દરદાસ૦ ૩ ત્યાંથી સાથે તેડી પોતે પધારીઆ, આવ્યા શ્રી ગોકુળ માંહે શ્રી ગોવીંદ ઘાટ જો; બ્રહ્મ સમ્બંધની આજ્ઞા પ્રભુજીએ કરી, વચન સુણ્યા પણ સમજ્યા નહીં તલમાત્ર જો. શ્રી દામોદરદાસ૦ ૪ ત્યાંથી શ્રી ગોવરધન ઉપર પધારીઆ, આવી પોહોડયા છોકર છાયા માંહ્ય જો; પછે પધારયા શ્રી ગોવરધન નાથજી, હાથ થંભીને રાખ્યા વેગળા ત્યાંહ જો. શ્રી દામોદરદાસ૦ ૫ ત્યારે શ્રી વલભ ખીજીને બોલીઆ, દાસપણું તે જાણીને અપરાધ જો; ત્યારે શ્રી મુખેથી શ્રીજી બોલીઆ, દાસ ધર્મ રાખ્યો મારે નહીં બાદ જો. શ્રી દામોદરદાસ૦ ૬ એક સમે શ્રી વલભ પોતે બોલીયા, પુષ્ટી મારગ ચલાવ્યો પ્રકાશ જો; તે તો હમણા તાહરે સારૂં જાણજે, રેહેસે રૂદેમાં રેહેશે કરીને વાસ જો શ્રી દામોદરદાસ૦ ૭ એવો ક્રીયા જાણી શ્રી ગોસાઇજીએ, પોતે કરાવ્યું પોતાનું ત્યાં ધામ જો; દક્ષણા માગી ત્યારે પોતે કહ્યું, સાદ્ધાંત સાસ્ત્રના દોઢ શ્લોકની વાત જો. શ્રી દામોદરદાસ૦ ૮ એવી ક્રીયા જાણી શ્રી વીઠલનાથજી, બેસાડતા તો ગાદી અડધો હાથ જો; ચરણામ્રત તો પોતાનું આપે જ નહીં, એવા મોટા જાણે શ્રી વલભદાસ જો. શ્રી દામોદરદાસ જો૦ ૯ ત્યારે શ્રી વલભ મુખેથી બોલીયા, મુજ માંને શ્રી ગોસાઇજીમાં નથી કાંઇ ભેદ જો; માટે ચરણામ્રત તો તું લેજે સદા, શ્રી વલભ વાણી કહીં તે જાણીને વેદ જો. શ્રી દામોદરદાસ૦ ૧૦ ત્યારે પોતે આવીને વિનતી કરી, મુને કૃપા કરી પોતે શ્રી મહારાજ જો; ત્યારે પોતે કૃપા કરી આ

ધીઆ, વલભદાસના સરીઆ સઘળા કાજ જો. શ્રી દામોદર દાસ હરસાની અતી હરખે ભરયા. ૧૧

## ધોળ ૧૯૩

ગોરધનેશ ગુરૂને ચરણે નમું હોજીરે, પ્રથમ લાગુ છું પાય; દીન જાણીને કરૂણા કરો, રાણો ચરણની છાંય. ગોરધને૦ ૧ સેવા સ્મરણમાં નથી જાણતા હોજીરે, નથી જાણતો ધરમ; વીષય વાસનામાં વળગી રહયો, એવા અનુચીત કરમ. ગોરધનેશ ગુરૂ૦ ૨ અમ સરખા અધમને ઓધરવા હોજીરે, તમે કીધો છે શ્રમ, અભેદાન દેવાને કારણે; પ્રગટયા પુરણ બ્રહ્મ. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૩ ઇચ્છા કરીને હરી અવતર્યા હોજીરે, કરવા દઇવની સહાય; મહા ઉદ્ધાર કરૂણા નીધી, શ્રી વલભ અવતરા. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૪ નામ આપીને નીરમળ કરીયા હોજીરે, કરવા બ્રહ્મ સબંધ; તોય તમને નથી જાણતો, એવો થઇને બેઠો અંધ. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૫ કાળ કરમમાંથી કાઢીઆ હોજીરે, મોટા જમનોરે ત્રાસ; જે જન શરણે આવીઆ, રાખ્યો દ્રઢ વીસ્વાસ. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૬ તમે તો તમારૂં બીરદ પાળસો હોજીરે, કરવા જનનો ઓધાર; દોષ ન વીચારશો જીવનો, તેહનો નહીં આવે પાર. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૭ શ્રી બાળકૃશ્નજીના લાડીલા હોજીરે, છગન મગનના તાત; શ્રી બબુરાય શ્રી મગનલાલજીના કાકાજી, શ્રી વીઠલેશજીના ભ્રાત. શ્રી ગોવરધનેશ ગુરૂ૦ ૮ દાસના દાનની વીનતી હોજીરે, પ્રભુ તમે ધરજો કાન; દુષ્ટ બુદ્ધી હમારી દુર કરો, ગાઉ

તમારા ગુણ ગ્યાન. શ્રી અરવનેશ ગુરૂને ચરણે નમુ હો- જીરે. ૯

## ધોળ ૧૯૪

પદ ગરબી.

જુમનાં જાતાંરે ઘાટે, આજ મને પ્રભુજી મળીયા વાટે; ૧ મુજ એકલડીરે જાણી, હશીને બોલ્યા સારંગ, પ્રાણી ૨ હરીનું હસવુંરે મીઠું. એવું રૂડું કોઇએ નોહોતું દીઠું. ૩ આજનાં સારાંરે સુખડાં, પ્રભુજીનાં જોયાં સરખાં મુખડાં. ૪ મુખડું પુનમરે ચંદ્ર, વાલા તારી આંખલડીમાં જંત્ર. ૫ મધુરીશી મોરલીરે વાજે, તે તો માહારા શ્યામ સુંદીરને છાજે. ૬ ડહાપણ બાંધ્યુંરે ખચકે, રામકૃષ્ન પ્રભુને નિરખવા અચકે. ૭ માધવદાસરે ગુણ ગાય. તેથી ભવના પ્રાશ્ચિત જાય, જુમનાં જાતાંરે ઘાટે.

## ધોળ ૧૯૫

રાગ સાગેરી

આલો આલોરે શ્રી મહારાજ, મોતી મારૂ આલોને; મોતીને જોતીને હાર પરોતી, તો હું વંદરાવન જોતીયે. આ. લો આલોરે નંદના લાલ, મોતિ મારૂ આલોને ૧ મોતિરે નીપજે ભવસાગરમાં, તારૂ મુખ જોતાં રોવાણુરે; મોતી મારૂ આલોને. ૨ બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ મુખ જોતીરે. મોતીમારૂ આલોને.

## ધોળ ૧૯૬

ભલે આવી લાગી માજમ રાતકે, ચઇતર વદી એકા

દશીજી; પુછ્યાં પુછ્યાંરે વ્રષલંગ નોવારયાં, શ્રી લક્ષ્મણ ઘેર પધારયાજી. ૧ કીધી કીધી અસ્ટી સું પ્રીત્ય, મરજાદા મુકી મળયાંજી. ભાગા ભાગારે જીવના બ્રહ્મ, આનંદ સાગરમાં ભળયાજી. ૨ મારૂ માગુ આપો મહારાજ, અલ્પ બુધ હું છું દીનજી, મને શેવા સૂખ દીજેજી નાથ, મન મારૂ પોતુ રળીજી. ૩ બલીહારી તે માધવદાસ. એ લીલા મારે મ ન વશીજી; જાસે આવી લાગી માઝમ રાત કે ચઇતર વદી એકાદશીજી. ૪

## ધોળ ૧૯૭

પાંચ રંગ પ્રભુજીના ગાઇએરે, ગાતાં અંગમાં નિરમળ થઇએરે. ૧ પેહેલો લાલ ગુલાબીનો રંગરે, તેહુનો સઘળો બનોછે સંગરે ૨ લાલ રંગનુ મોળીયુંછે રાતુરે, હરીનુ મુખ કુ દીશે અતી માતુરે ૩ લાલ મોરલી રંગ રસાલ, લાલ કોટ માં ગુંજની માળરે, ૪ લાલ જામા પેહેરયા જરકસીરે લા લ લોભણી લાવન અગવસીરે. ૫ લાલ મોજડી કનઇએ પે હેરીરે, લાલ દીસેછે લાલ લેહેરીરે. ૬ લીલો રંગ પ્રભુજીનો ન્યારોરે. રાતા રંગમાં શોભે છે સારોરે. ૭ લીલા લીલમ મુગટમાં જડી છે, હરીના તેજની કાન્તી બડીછે. ૮ લીલા પાં ન બીડલા ખવાસરે, આપો પ્રેમ ભકત કોઇને દાસરે, ૯ લી લા રંગની સુંથણી સારીરે, લીલો રંગ બન્યોછે ગીરધારીરે, ૧૦ લીલા પટકા બાંધ્યા છે કેડેરે, વરણાગીમાં જાયછે લેહેરેરે ૧૧ લીલા તુળશીના હાર શરીરેરે હરી શોભેછે હળધર વીર ૨. ૧૨ લીલા વાઘ તે સારંગ પાણીરે, લીલુ અમર રાખા રા

ણીરે. ૧૩ સખી પ્રીતમ પીળો રંગરે, સરખી સુંદરી શર
વે સંગરે. ૧૪ પીળાં તીલક કેસરનાં કરીયાંરે, અંગે નેપુ
ર સરવે ધરીઆંરે. ૧૫ પીળો પાઘ કેસરનો ભિનોરે, હ
રીનો લટકો બન્યો છે તીનોરે. ૧૬ પીળાં સોના કડાં કર
માહીરે, પિળાહીમ બાજુબંધ બાંહીરે. ૧૭ પીળી સોના
ની સાંકળી સારીરે; માહી રેખ જડી રઢીયાળીરે. ૧૮ પીળાં
પીતાંબર પેહેર્યાંરે, વરણાગીમાં જાઓ છો લેહેરેરે. ૧૯ પી
ળાં સોના પાવલડા ચરણેરે, મોહ્યા સંત નમે હસીને ચર
ણેરે. ૨૦ હવે ઉજળો રંગ વખાણુરે, મોરલીધર મનમાં આ
ણુરે. ૨૧ ઉજળાં જુઈનાં ફુલ બેહેકેરે, હરીએ હાર ધર્યા
કંઠ લેહેકરે, ૨૨ ઉજળાં મુકતાફળ કાનેરે, જોગ્ય સ્વરૂપ ધર્યું
છે ધ્યાનેરે. ૨૩ ઉજળાં ઘુઘરા ધનકારરે, ચરણે શોભી રહયા
છે ઠમકારરે. ૨૪ ઉજળી આંખડી અણીયાંળીરે, કાળી કીકી
દીસે છે રૂપાળીરે. ૨૫ હવે કશનનો રંગ વખાણુરે; શ્યામ
રંગ રૂદેમાં આણુરે. ૨૬ સ્યામ ખીટળીઆળા કેશરે, એમના
જેવા સરખા વેશરે. ૨૭ સ્યામ નઈણા કમળ અતિ ભારીરે
કાળી કીકી દીસે છે રૂપાલીરે ૨૮ સ્યામ ગોરીમાં ગોરસ ભ
રીઆંરે,૦ પરેમે પ્રભુજીના આગળ ધરીયારે. ૨૯ સ્યામ મેઘ
ગરજના કરતારે, પાણી ગોકુળ ઉપર ભરતારે ૩૦ જેને ડાકો
રમાં કર્યાં દરશનરે, તેહેને રણછોડરાય પ્રશનરે. ૩૧ પાંચ રં
ગ પ્રભુજીના ગાશેરે, વઇમાન બેશી વઈકુંઠ જાશેરે. ૩૨ પાંચ
રંગ પ્રભુના પુરારે, તેહેમાં એકે નથી અધુરારે. ૩૩ કરજો
ડી કવીજન કેહેછેરે, એતો અહરનીશ શરણે રહેછેરે. ૩૪
પાંચરંગ પ્રભુજીના ગાયએરે.

## ધોળ ૧૭૮

જય શ્રીક્રશ્નરેભાઇ બોલો વઇશનવરાય, તેતો કાગી કામળી સાઈ, જય શ્રીક્રસ્નરેભાઈ. ૧ વલભી વઇસનવની એ રીત જયશ્રીક્રસ્ન ઘણા પવીત્ર, તેથી પ્રશન થાય નવ નીત્ય. જયશ્રી૦ ૨ જેણે જયશ્રીક્રશાન ગાયા, તેતો અડસઠ તીરથ નાહ્યા; તેથી પાંચ પદારથ પાયા જયશ્રી૦ ૩ નામ તણો પ્રતાપ જ મોહોટો, તેથી આ જુગ લાગે છે ખોટો, સરવે વરજભુમીમાં લોટો, જયશ્રી૦ જે જન જસોદાજી ઘણું જાણે, એમના સુતનો ઉદય વખાણે; મનમાં મેર કરીને માને. જયશ્રી૦ ૫ જશોદા સુતને પાન કરાવે; ગોપીજન સઉ આનંદ પાવે, વાહાલો મારો વરજમાં લાડ લડાવે; જયશ્રી૦ ૬ સુતતો પારણામાંથી જાગયા, સઉ ગોપીજન આનંદ પામ્યા; વાહાલા મારા તનના તાપ સમાયા. જયશ્રી૦ ૭ વંદ્રાવનની તે વાટે મારગ રોકો છો શા માટે; વાહાલે મારે રાસ રમાડયાં છે રાતે જયશ્રી૦ ૮ જેણે જયશ્રીક્રસ્ન ગાયા, તેની સફળ થઇ છે કાયા; તે તો પ્રમદાર મથ પાયા. જયશ્રીં૦ ૯ રાખે ચરણુ કમળની છાય, તેનો ભવનો ફેરો જાય; તેતો હરીદાશ ગુણ ગાય, જયશ્રી ક્રશનરેભાઇ. ૧૦

## ધોળ. ૧૭૯

શ્રી ગોવીંદરાયજીરે રસીયા, મારી રૂદે કમળમાં વશીયા ૧ શ્રીમુખ સુંદીરરે દીસે, જોતાં વ્રજજનના મન હીસે, ૨ ભાળ તોલકરે બીરાજે; ભ્રકુટી ધનુસ કામનુ સાજે. ૩ નાકે મોતીરે લળકે, જાણે જયસા વીજળી ચમકે. ૪ સામળ વર

ણુરે સોહીએ, જોતાં ભવનાં દુખડાં ખોઇએ. ૫ શ્રીમુખ મ
ધુરરે બોલે શ્રી વચનામૃત નહી કોઈ તોલે ૬ શ્રી વીઠલેસ
રાયજીરે માથે જુગ જુગ જોડ બીરાજે; સાથે. ૭ અનુભવ
ગ્રંથ તણા વીચાર; શ્રીહરનાથ પ્રગટયા બીજીવાર. ૮ શ્રી વી
ઠલનાથજીરે લાલ, શ્રીગોકુળ ઓછવજી સુત ઘણું વાહાલા. ૯
પવિત્ર શ્રી ગોપેસ્વરજી છોગાળા; શ્રી લક્ષમીને દીન દયાળા.
૧૦ ચચળ ગતીએરે ચાલે. હસનાં વદનત્ર સામુ ભાળે.
૧૧ એ ઘણું નીજ જનને સુખ દે છે; શ્રી ભાગવત નીરંતર
કહેછે ૧૨ એવા સ્વામી સમરથ રાજે, પ્રગટયા દઇવી જીવ
હીત કાજે. ૧૩ એમના ગુણનેરે ગાઉ; ચરણ કમળ રજ લેવા
ધાઉ ૧૪ પ્રગટ્યા પુરશોતમ અવતાર, એમની લીલા અપર
મ પાર. ૧૫ વ્રજ શેવકનારે સ્વામી, ચરણ કમળ વંદુ શી
ર નામી; ૧૬ ગોવીંદરાયજીરે રસીયા.

## ધોળ૨૦૦

શ્રી લક્ષમણજી સુતનેરે ગાઉ, શ્રી વલ્લભનાથને વારણે
જાઊ ૧ પ્રગટયા પુરૂષોતમ અવીનાશી, શ્રી વંદ્રાવન કી-
ધુ બીલાશી. ૨ એતો પુરણ પરમાનંદ, શ્રી મહાલક્ષમી
પતી અતી આનંદ. ૩ સુત ગોપીનાથ શ્રી વિઠલ કહીએ.
એમના ગુણ જસનો પાર ન લહીએ. ૪ શ્રી બીઠલનાથ
પ્રગટયા પુરૂષોતમ, જણે પ્રગટ કરયા શ્રી પુરૂષોતમ. ૫
એ તો કહીએ પરમ ઉદાર, શ્રી મહાલક્ષમી પદમાવતી ભ
રથાર; ૬ એમના સાત કુંવર સુખદાતા, કરવા દઇવીને સુ
ખસાતા. ૭ પ્રથમ શ્રી ગોરધરજી મહારાજ. શ્રી ભામની

જી વહુજી એ શીરતાજ. ૮ શ્રી ગોગીંદરાય ઘણું રસ ભ
રીયા; તે શ્રી રાણીજી વહુજી વરીઆં. ૯ શ્રી બાળકૃશ્નજીને
ભીનેવાન, શ્રી કમળાવતાં પતી ચતુરસુજાણ. ૧૦ શ્રી ગોકુ
ળનાથ જગ્ત જશ જાણે, શ્રી પારવતી પતી અતીરશ માને.
૧૧ શ્રી રઘુપતી રૂડા રૂપે જાણું; એ તો શ્રી જાનકી જીવ
ણ પ્રાણ. ૧૨ શ્રી જદુપતી જુગતી જગતમાં જણાવે, શ્રી
માહારાણી પતી અતી મન ભાવે. ૧૩ શ્રી ઘન સ્યામજી
પુરણ કામ. શ્રી કૃશ્નવતી અતી રસ દાન. ૧૪ શ્રી લક્ષમી
જી બેટીજી સતભામા, સોભા યમુના દેવકી નામ. ૧૫ એ
શ્રી વલ્લભનો પરિવાર, નિત્યે પ્રત્યે સમરો નરને નાર, ૧૬
શ્રીમદ વલભ પદ અનુરાગી; જે જન ગાએ તે બડભાગી.
શ્રી લક્ષમણ સુતનેરે ગાઇ.

## ધોળ ૨૦૧

કૃશ્નદાસમે ધનમન મોહ કરે ઘણુ શ્રીવલ્લભ શરણુ થઇને
સહુ દુખ વામ્યાજો, કૃપા કરીને પોતે પાસે રાખીઆ; સદા
સમીપ રહીને બહુ સુખ પામ્યાજો. કૃશ્નદાસ ૧ મારગ જા-
તાં પાહાડથકી સરયા પડી, તેને ત્યાં પણ હાથે થંભી રાખી
જો; શ્રી વલ્લભપર વાછલ્યતા કીધી ઘણી, પોતે પ્રસન થઇને
વાણી ભાખીજો. કૃશ્નદાસ૦ ૨ માગ માગ જે માગે તે આ
પુ તુને મારગ દ્રઢ હોય સુખ રતા નવ આવીજો; બે આપી
ને તીજાની ના કહી ગુરૂ દ્વાર તે વેદ વંરૂધ કહાવી જો કૃ
શ્નદાસ૦ ૩ વાસ ગફામાં પ્રભુ પોતે પધારીયા, બાહારઠાંદા
રહેજે એમ કહી બોલ્યાજો ત્રણ દીવસ લગી અહો રાત ઠ

ડા રહયા પોતે પ્રસન થઇને કહયુ મન બોલીજો, ક્રસ્નદાશ ૪ માગ કહયુ ત્યારે તેહનુ તે માગીયું; તે માંહે બે આવા તેતો અપારજો; ગુરૂ ઉદ્ધારની પોતે તો નાહી કરી શ્રીવલભ સરવેસ્વર સઘળે વ્યાપીજો; ક્રસ્નદાસ૦ ૫ ગંગાસાગર પ્રભુ પોતે પધારીઆ, ધ્યાન મરમરાની ઈચ્છા મન કીધીજો; પાર જઇને શીધ કરાવી લાવીઆ, પોતે પ્રસ્ન થઇને આજ્ઞા દીધો જો. ક્રશ્નદાસ૦ ૬ પુછયું ત્યારે તેહેનું તેહ માગ્યું, પોતે કહ્યું જે જીવ શું માગી જાણે જો; ગુરૂ આગળ સમ ખાધા તે સાચા ખરા, શ્રી વલભ પુરૂષોતમને વેદ વખાણે જો. ક્રશ્નદાસ૦ ૭ પ્રીય અપ્રીય તે પ્રભુજીને શું પુછીયું, ગોરસ સ્નેહપર અતીશે પ્રભુજીને પ્યાર જો; ધુંવા ઘરોહ કલેશ પ્રભુજીને ન ગમે, શ્રી વલભ મુખથી બોલ્યા નીરધાર જો. ક્રશનદાને ધન મન મોહ કરે ઘણું. ૮

## ધોળ ૨૦૨

સંભરવાળા દાસ દામોદરને હરી, પત્ર પમાડી શ્રી વલભ શરણે લીધો જો; શેવા પધરાવી શ્રી દ્વારકાનાથની, વલતી ભકતી રસ ભાવ ધરીને પીધો જો. સંભરવાળા૦ ૧ જળ સેવા પણ પ્રભુજીની પોતે કરી, લોક લાજ કુળ માન સસુરની મેહેલી જો; સજયા મંદીર માંહે સજયા સમારતા, વીપરીત વાસના ચક મનસે ફેલી જો. સંભરવાળા૦ ૨ રાજભોગની થાળ ભરી ચોક થકી, પ્રભુજીએ લાત મારીને પાડી નાંખી જો; શેવા કહું કરતુ કહીને ખીજયા ઘણું, વળતી નાક ધરીને દીનતા ભાખાજો. સંભરવાળા૦

૨ ઉષ્ણકાળમે ચોબારે સુતા જઇ, પ્રભુ ઉપર વાંછલતા કાંઇ નવ લાગ્યા જો; દાશી ઉપર દયા પ્રભુ પોતે કરી, મંદીર ખોળાવાને પંખો કરાવ્યો જો. સંભરવાળા૦ ૪ મંદીર સીદ્ધ કરાવી પ્રભુ પધરાવીયા, રાજ વઈભવ પેરે સેવા સુખ માની જો; અમરીખ રાજા સરખો એને જાણજો, એવું શ્રી વલભ મુખથી બોલ્યા વેણ જો. સંભરવાળા૦ ૫ દાસ દામોદર હરસાણી ઘેર આવીઆ, અણસુખડી લેવરાવી પુરણ પ્રીતે જો; સુખડીની વીનતી તો પોતે ના કરી, શ્રી મહાપ્રભુજીને રીસ ચડી તે રીતે જો. સંભરવાળા૦ ૬ ઘરમાં બેઠા એવું પોતે જાણીયું, શ્રી વલભ પાસ જઇ અપરાધ સમાવે જો; માટે સઉ શ્રીવલભ પદ શેવા કરે, અનાશ્રયનો દાશ ઘણો બતાવે જો. સંભરવાળા૦ ૭

## ધોળ ૨૦૬

પદમનાભ તે દાસ વ્યાસ સુખ અતી ઘણું, શ્રી વલ્લભ શરણ રહીને બહુ સુખ લીધુ જો; અથવા વ્રત કરીને સેવ્યા શ્રી મથુરેસજી, વેહેપારીને ધન કરજ કાહાડી દીધુ જો. પદમનાભ તે દાસ૦ ૧ બેટી છોટી કુંવારી પોતા તણી, વઇશ્નવ જાણી પરજ્ઞાતીમાં દીધી જો; કરી સગાઇ તુળશાં બોલી તે સમે, પોતે કહે અમે કીધી તે તો કીધી જો. પદમનાભ તે દાસ૦ ૨ એવું સાંભળી તુલસા મન હરખી ઘણું, વઇશ્નવ ઉપર વાહાલ સરવેને એવો જો; પારવતી શેવ્યાથી પ્રભુ રીઝયા ઘણું, સુત રૂઘનાથદાસ તે કહીએ તેવા જો. પદમનાભ૦ ૩ એવા ધૈર્યવાન તે બીજા કો નહીં, શ્રી

વલભ શરણ થઇને ભકતી રસ પીધો જો; દરશન કરવા સારૂં અડેલમાં, છોલા સમરપી પ્રભુજી પ્રસન કીધા જો. પદ્મનાભ તે દાસ સુખ અતિ ઘણું. ૪

## ઘોળ ૨૦૪

પુરૂષોતમદાસ સુખ અતી ઘણું, શ્રી વલભ કૃપા કરીને સુખ દીધુ જો; પોતે શરણ થયા તે સહુ પરવારી શું, શ્રી મદન મોહનજી સેવીને સુખ લીધું જો. પુરૂસોતમ દાસ૦ ૧ ઓચ્છવ જન્મ તે પ્રગટ પ્રભુ પોતે કરે, નંદ જસોદા ગોપ ગોપા સહુ આવી જો; દૈવી જીવપર દયા પ્રભુ પોતે કરી, પ્રગટ કલ્પની લીલા સહુ દરસાવી જો. પુરૂશોતમદાસ૦ ૨ ઓચ્છવ જોવા સારૂં શ્રી માહાદેવજી, આવી પોતે પ્રસાદ માગી લીધો જો; ઘર ચોકી સારૂં આજ્ઞા પોતે કરી, દાળ ભઋવને હુકમ પોતે કીધો જો. પુરૂષોતમ દાસ૦ ૩ પુત્રી પુન્ય પવીત્ર એક પોતા તણી, નામ તે બાઇ રૂક્ષમણી કહીએ તેહેનું જો; કારતગ સ્નાન કરી હરી સેવ્યા હેતશું, એવું મોહોટું ભાગ્ય તે કહીએ તેહેનું જો. પુરૂસોતમદાસ૦ ૪ નામ દેવાની આજ્ઞા પ્રભુ પોતે કરી, દઈવી જીવ જન જે કોઇ આવે તેહેને જો; વળતી શ્રી વલભ પોતે પધારીઆ, એવી કૃપા કરી તેહેવા કહીને જો. પુરૂસોતેમદાસ૦ ૫ યત્રાવલંબન ગ્રંથ પ્રગટ પ્રભુએ કરી, માયાવાદી તતક્ષણ જીતી લીધા જો; બાહીર મુખ સાથે સંભાશણ નવ કરયા, પુરણ બ્રહ્મ શ્રી કૃશ્ન પ્રશીધ તે કીધાજો. પુરૂષોતમદાસ૦ ૬ ગોપાળદાસ ગુણ ગાઉ ઉલાસમેં, પુત્ર

સેઠના એવા તે વળી કહીએ જો, માટે શ્રી વલભ ચરણ સ
દા સેવો સહુ, વઇશ્નવ જન તે સદા તરૂણ છે લહીએ જો;
પુરૂષોતમદાસ સદા સુખ અતી ઘણું. ૮ ૨

## ધોળ ૨૦૫

ગદાધરદાસ કપીલ કડા માંહે ખરા, ક્ષત્રી કોસડના પ
રોહીત તે જાણજો; શ્રીવલભ શરણ થઇને સુખ પામ્યા ઘ
ણુ આવ્યા વ્રત રહીને શેવ્યા રસ માનજો. ગદાધરદાસ૦ ૧જે
આવે તે સરવે શમરપે નાથને, ઘરમાં વાશી તે કાંઇએ નવ
રાખેજો; ગુણ ગાએ તે શ્રી ગોવરધનનાથના, કરી કીરતનને
પોતે મુખથી ભાખેજો. ગદાધરદાસ૦ ૨ કોઇ સમે વળી વળતી
કાંઇ આવે નહી; સરવ ભોગ જળ લોહી સમરપણ કીધી
જો મધ રાત્રે જજમાને આપીઉ, લાવી જલેબી આપી ધરાવ્યા
દીધીજો ગદાધરદાસ૦ ૩ પ્રસાદ લેતાં વઇષ્નવ બહુ પ્રશન થ
યા, એ સ્વાદ તે અમે નથી કાંઈ ચાખ્યોજો, જેવા લાવ્યા
તેવી કૃત પોતે કહી, સત્ય વચન તે મુખથી પોતે ભાખેજો
ગદાધરદાસ૦ ૪ માધવદાશ વીસઇ ભાજી લાવીયા આરોગ્યા
તે પ્રભુજી પુરણ પ્રીતેજો; મુખથી આશીરવાદ પ્રશન થઇને ક
હયુ, હરીભકત દ્રઢ થઇ રંગની રીતેજો. ગદાધરદાસ૦ ૫ એ
વો જસ ભગવદીનો પ્રભુ પોતે કરયો. શ્રીવલભ પ્રભુ કૃપા
થકી સહુ જાણજો, માટે સહુ શ્રીવલભ પદ શેવા કરો, વઈ
ષ્નવ ઉપર વાહાલ ઘણુ તે આણોજો, ગદાધરદાસ કપીલ કડા
માંહે ખરા ૬



## ધોળ ૨૦૬

શ્રાવણ સુદી એકાદશીનુ લખ્યું છે—ધન્ય ધન્યરે આજુ નો દીન, શ્રાવણસુદી એકાદશીજી. ધન્ય ધન્ય આજુની રેન ધન્ય આજુની માહાણીસીજી. ૧ ધન્ય ધન્ય શ્રીમુખ કેરા વાયક, બ્રહ્મ સબંધ કરાવીઆજી; સોપ્યા, શ્રી પુરસોતમ હાથ મનડાનાં આશા પુરણ થઈજી; ૨ જુવો જુવોરે જીવ્યાના ભાગ્ય; વિના સાધન સુખ પામીયાજી; માહા શ્રીવલભ શરણ પ્રતાપ, સેહેજે શકળ દુખ વામીઆજી ૩ વિના સાધન જપ તપને નેમ, સકળ જીવ ઉધારીઆજી; માહા હીન પતીત ચંડાળ શ્રી સકિદ્રાદીક તારીઆજી. ૪ માહા કઠણ કાળ કળી માંહ્ય. અતી કરૂણાએ પ્રગટીયાજી. ૫ ચરન જીવો શ્રી લક્ષમણ નંદ, સદા ભકત શીર બીરાજતાજી; નિત્ય વ્રજમાં, અખંડ બીહાર, સદા વ્રજ શેવક શીર ગાજતાજી. ૬ ધન્ય ધન્યરે આજુનો દીન, શ્રાવણ સુદી એકાદશીજી.

## ધોળ ૨૦૭

વઇશાખ સુદી એકાદસીનુ લખ્યું છે.

વઇશાખ સુદી એકાદશી, પ્રગટયા શ્રીવલભરાય સુરી નર મુનીજન હરખીયા, હરખીઓ વરજ શાહુ સાથ. ૧ દેવના દુદભી વાગીઆ, ગાંજીયાં ભેર મરદંગ; અવછરા નરત્ય કરે ઘણું, સ્થાન તે ગાંધરવ સંગ ૨ નીજ સ્વરૂપ પધારીયા ચંપા તે રણમોઝાર; સીહાસન પધરાવીઆ, કીધા અનમંડળાકાર ૩ તાત નીરખી વીસ્મે થયાં મંડળ મધ્ય સ્વરૂપ, મુખપર

રવીશસી વારણે, શોભા અતીશે અનુપ. ૪ શ્રીલક્ષ્મણભટજી વીમાશીને, આળખ્યા પુનમચંદ; પુત્ર ભાવ હુલસાવીઆ, ઓછંગે ગોવીંદ. ૫ વરજની માંહી ગુપ્ત છે, પ્રગટ્યા બીજી વાર; લોક પ્રશીધ જણાવીએ, માત ગરભવાસ. ૬ મંડળ દર શન માત્રથી ઓધારયા જીવ અનેક; શ્રીવલ્લભ નામ ધરાવીને રાખ્યો તે સરવેનો ટેક. ૭ પાર ન પામુ લીલા તણો, રસનાએ કયમ કહેવાય; હરીદાસ શોભા નીરખીને, પરેમ મુદીત ગુણ ગાય. ૮ વઈશાખ સુદી એકાદશી, પ્રગટયા શ્રી વલભ રાય.

## ધોળ ૨૦૮

શ્રી વીઠલનાથજીના લાલછો અતી લટકાળા, વઇસ્ણવના પ્રાણ આધાર સહુને છો વાહાલા. ૧ શ્રી ગોવીંદરાયજીના પુત્ર, સહુકો એમ કહે છે, વહાલે દીધાં અઢળક દાન, મનવાંછીત દેછે, ૨ શ્રી ગોપેસ્વરજીના ભ્રાત, રૂપે રૂડાછે; નીરખે નહી જે નરનાર, તે નર કુડાછે. ૩ એવાં પ્રફુલીત વદન વીશાળ, સું કહુ શોભાને, જાણે ઉદીયો પુનમ ચંદ, થયું મન લોભાને ૪ એમનું સુંદર ભાળ વીશાળ, તીલક સોભેછે નીરખીને જોજો મોરાર, ચીતડાં લોભે છે. ૫ શ્રી કંઠે માળ કુસુમ તણી, અતી રાજેછે, નીરખંતાં વઈસ્ણવ જનને મોહ ઉપજાવે છે. ૬ ચંચળતા ચાલે છે ચાલ, ભારે દીસે છે, જાણે મદગજ કમળ સમાન, મન જોઇ હીસેછે. ૭ છબીપર જાઉ બલીહાર, હું તમને વારૂ, પ્રગટયા શ્રી વીઠલનાથ સેવક જન સારૂ. ૮ મને હરખ ઘણેરો થાય છે, ગુણ ગાવાને, મારા તનના તાપ સમાવ, ભવ દુખ જાવાને. ૯ છેલ છબીલા લા

લ છે, અતી સારારે, હીંડેછે લટકા કરંતા કાન કામણગારા રે, ૧૦ શ્રી સહાડ નગરમાં વાસ, સહુકો જાણે છે, જશ થ યો જગત વીક્ષાત, દાસ વખાણે છે. ૧૧શું કહે વ્રજભુખણ ગુણ તમારારે; અવગુણ ન જોશો નાથ ધણી અમારારે. ૧૨ શ્રી વીઠલનાથના લાલ છો અતી લટકાળા.

## ઘોળ ૨૦૯

અથ શ્રી કકાનો ભાવ લખ્યો છે શ્રી કૃસ્ણાયનમ કકા ક્રિયા કરજો શ્રી વલભ, તો તેને કાંઇ નહી દુરલભ. ક્રરણ દ્ર સ્ટાએ કરીને જુવે, તો તેનાં દુખ દાળીદર ખુવે. ૨ ત્યાંહાં તેને થાય સુરલભ, કકા ક્રિયા કરે શ્રી વલભ. ૩ ખખા ખ રી જો ક્રસ્ટી કરે પુસ્ટી ભકતી માંહે પરવરે,૪ બ્રમ સબંધ તે કરજો રીતે શેવા સમરણ કરજો પ્રીતે. ૫ પ્રભુ પદ કમ ળ રૂદેમાં ધરી ખખા ખરી દ્રષ્ટી કરી. ૬ ગગા ગુરૂ ગોવીંદ ગુણ ગાય શ્રી વલભ શ્રી વીઠલરાય, એવું નારાયણ કમળની ત્યે ભજો, અન્ય દેવ ઉપાસના તજો. ૮ પ્રભુ મળવાનો કરો ઉપાય, ગગા ગુરૂ ગોવીંદ ગુણ ગાય. ૯ ઘઘા ઘણું ઘનસ્યામ સંભાર, લઉકીકમાંથી ચીત નીવાર. ૧૦ વીશયા શકિતથી દુ રજ રહે ત્યાં ઘટ મેઘ નીરમગ લહે. ૧૧ એવું મનમાં કરી નીરધાર ઘઘા ઘણું ઘન સ્યામ સંભાર. ૧૨ નના નેહ નંદલા લ શું થાય તે માટે એક કરવો ઉપાય. ૧૩ એની લીલામાં મન જો ભમે તેતો એને અતીસે ગમે. ૧૨ પરેમ ધરી તે નીશદીન ગાય, નના નેહ નંદલાલ સું થાય. ૧૫ ચચા ચિત ચતુરાઈથી આણ, શ્રીગોવરધન નાથ વખાણ. ૧૬ ચીત

તણી ચંચળતા તજો પૂરણ પુરસોતમને ભજો. એછે અમરૂત રસની ખાણ, ચચા ચીત ચતુરાઇથી આણ. ૧૯ છછા છબી છબીલાની જોઈ. ૨૧ જજા જગતમેં જસ વાધે, જો આવા પ્રભુને આરાધે. ૨૨ જો મુખથી શ્રી કૃષ્ન શ્રી કૃષ્ન કહે, તો વ્ર જ વંદાવનનું સુખ લહે, ૨૩ મનક્રમ વચન કરીને સાધે, જ જો જગતમેં જસ વાધે. ૨૪ ઝઝા ઝાઝું શું વળી કહીએ સુખ દુખ દુર વચન સમ સહીએ. ૨૫ કામ ક્રોધ મદ મો હને ટાળી. ચરણ કમળ ચીત દેજો વાળી. ૨૬ તે સુખ સ રવે સેહેજમાં લહીએ. ઝઝા ઝાઝું સું વળી કહીએ. ૨૭ ટ ટા ટગમગ ટગમગ જોસો, પ્રભુને ભજયા વાના જનમજ ખોશો. ૨૮ ઉતમ દેહ જો મનુષ્ય ધરી, એ અવસર નહી આવે ફરી, ૨૯ નહી ચેતોતો આગળ રોશો, ટટા ટગમગ ટગમગ જોસો. ૩૦ ઠઠા ઠગતો કાલ ઠગાય, હવે કંઈ એક મનમાં ભય ખાય. ૩૧ કપટ ક્રોધ નિંદયા પરહરી, પોત પો તાનું સાધન કરી. ૩૨ નીરમલ ચીતે હરીગુણ ગાય, ઠઠા ઠ ગતો કાલ ઠગાય. ૩૩ ડડા ડહાપણ એવું કરી શ્રીવલભ વી ઠલ ચીત ધરી. ૩૪ ભલું ચેતો જો પોતા તણું, પ્રભુથી ચી ત રખે જો ટાળો ક્ષણું. ૩૫ તો ભવ સાગર સેજ તરીશ; ડડા ડહાપણ એવું કરો, ૩૬ ઢઢા ઢીઢાઇ ના કીજે, સેવા કથા રતન મન દીજે. ૩૭ ભય સાગર ઉતરવો ખોટો, તે તરવા નો મારગ મોટો. ૩૮ રસના ગુણ ગાઈ રસ પીજે; ઢઢા ઢીઠ ઢીઠાઈ ન કીજે. ૩૯ ણુણા નઈણાં સફળજ કરી, માધુરી મુર ત મનમાં ધરી. ૪૦ નખ શીખ રાખો એહનુ રૂપ, શુદ્ધ ર

શ્રી વંદરાવન ભુપ. ૪૧ હુવે રખે વીસારે હરી, ણેણા નઇ ણાં સફળજ કરી. ૪૨ તતા તનની તપતજ ટળે, જો ગીરી ગોવરધન ઘર મળે ૪૩ જો પોતાનો જનમ સધારો, તો એ સાથે પ્રીત વધારો, ૪૪ પોતે પોતા તણું સંભાળે, તતા તન ના તાપજ ટળે, ૪૫ થથા થડ ગ્રહી થાક નીવારો, મનુસ્યા જનમ તરવાનો આરો. ૪૬ ભવ સાગર ઉતરવો પાર, ના મ રૂપી છે નાવજ સાર. ૪૭ શ્રી ગુરૂ શ્રી વલભ વીઠલ ધારી થથા થડ ગ્રહી થાક નીવારી. ૪૮ દદા દયા કરી દેશે દાન, એ આગળ જો ધરશે કાન. ૪૯ વંશ વંશાદીક કરસે ઓધા ર, ભવ સાગર ઉતરશે પાર. ૫૦ દીજ જનને અતીશે માન દદા દયા કરી દેશે દાન. ૫૧ ધધા ધન્ય દીવસ છે આજ, મંદીર પધારયા શ્રી મહારાજ. ૫૨ નીરખી નીરખી સુખ અ તો ઘણું થાય તે સુખ કથા કહાં લગી કહેવાય. ૫૩ એચી ત ધરે સરે સરવે કાજ, ધધા ધન્ય દીવસ છે આજ. ૫૪ ન ના નીશદીન જો જપે, એવું ફળ નહી કોઇ જન્મ તપે. ૫૫ તપ કરીને કાં કસ્ટે કાય, કૃશ્ન નામ ભજે સરવે સફળ થાય ૫૬ આખર એ બહુ આવે ખપે, નના નીશદીન જો જપે ૫૭ પપા પ્રીતમ પ્રાણ આધાર; જુગમે જીવણ નંદ કુ- માર. ૫૮ માત જશોદાનું જીવન, ચોરી લીધુ વરજ જ નનું મન. ૫૯ વરજમે નીશદીન કરે વીહાર, પપા પ્રીતમ પ્રાણ આધાર. ૬૦ ફફા ફગતું ના મેલીશ ચીત રખે વી સારી મોહન પ્રીત. ૬૧ એ વીસારે સુખ નવ લહે, તેતો વેદ પુરાણે કહે. ૬૨ વળી વળી શુ કહીએ નિત્ય; ફફા ફગ

ણુ ના મેલીશ ચીત. ૬૩ બબા બહુ બળનુ નહી કામ, શર
ણુપણે વશ થાયે સ્યામ ૬૪ શ્રીવલભ વરનો મારગ ગ્રહયો
મન વાંચ્છીત ફળ સરવે લહયો. ૬૫ ચરણ કમળ કરીઆ
સમ, બબા બહુ બળનુ નહીં કામ, ૬૬ ભભા ભગવદી સં
ગત ભલી, શ્રીવીઠલ ગુણ ગાએ મળી. ૬૭ એવું ચીતન ની
સદીન કરો, બીજી વાત ના મનમાં ધરો, ૬૮ મોટા ગુણ ની
રચ્યો છે કળી, ભભા ભગવદી સંગત મળી. મમા મુકતી
થકી છે મોટુ, ભકતી વીના બીજુ સાધન ખોટું. ૭૦ શ્રીવ
લભ વરશુ ગમનજ કરી, પોતાના જનને ચીત ધરી ૭૧ તે
કારણ પદરજ લોટુ, મમા મુકતી થકી છે મોટુ. ૭૨ જજા
જાવક રંગ જયમ દંત, તેમાં રંગ રાખે શ્રી રાધા કંથ. ૭૩
જેમ રંગ ઉપર મજીઠ ચોળ, તેમીશે રંગમાં ચીત ચોળ. ૭૪
પ્રભુ રસમાં રહયુ રસવંત, જજા જાવક રંગ જયમ દંત. ૭૫
રેરા રશીક રશીલા નાથ, ભ્રખુભાનં દુલારી સાથ. ૭૬ એ
નીત્ય રસમાં રસબસ નીરખુ રૂદે કમળમાં રાખી હરખુ ૭૭
એવુ રત્ન આવ્યુ છે હાથ, રેરા રશીક રશીલા નાથ. ૭૮ લ
લા લાડણ લાલ ન સંગ છબી અવલોકી વાધો ઉછંગ. ૭૯
લલીતાજી મન લીલા ધરે સકળ મનોરથ પુરણ કરે, ૮૦ ત્ર
પત રેલ કરે શીતળ અંગ, લલા લાડણ લાલ ન સંગ ૮૧
વવા વશ થાજે વરજચંદ. ત્યારે ટળે સકળ દુખ દંદ ૮૨ દુ
ખ ઘણુ છે આ સંસાર, પ્રભુ વના કોઈ ના કરે ત્રાહાર. ૮૩
મનથી મુકી દેજે સરવે ફંદ, વવા વશ થાજે વરજચંદ. ૮૪
શસા સ્યામ સુંદર સુખકારી, નીરખી નીરખી છબીપર બ
લીહુ રી, ૮૫ નીરખતાં તપત ટળે તન તણી, મનમાં થાય

શીતરતા ઘણી. ૮૬ તનમન દીજે સરવે વાળી, શશા શ્યામ સુંદીર સુખકારી. ૮૭ પષા સાચુ સગપણ એહ, જન્મ જન્મ તે એ શું સ્નેહ. ૮૮ ભમીભમીને હારી ઠામ, ચરણ કમળ થાએ વીશ્રામ. ૮૯ ફરી ફરીને કહુંછું તેહ, પષા સાચુ સગપણ એહ. ૯૦ સસા સુખમાં સુતે રહે ને પ્રભુ ભજયાનો શ્રમ ના લહે. ૯૧ મારૂ તારૂ કરતો ફરે, ઉંદર ભરયાનુ સાધન કરે ૯૨ તેતો જન્મ વ્રથા સહુ કહે, સસા સુખમાં સુતો રહે. ૯૩ હેહા હેત હરી સાથે સાચું, એ રંગે હુ અતીશે રાચુ ૯૪ દીન જાણી પ્રભુ કીજે સાર મારે તો એઉનો આધાર. ૯૫ ક્ષ્ઠ આશરા વિના સરવે કાચું, હેહા હેત હરી સાથે સાચું. ૯૬ લલા લક્ષણ સુત કરોદયા તેજ થકી સંપુરણ થયા ૯૭ દીન દયાળ કરૂણાનીધો સાગર મનવાંચ્છીત ફળ પુરણ આગળ. ૯૮ બહોજાતકર રાખો બમયા લલા લક્ષણ સુત કર દયા ૯૯ ક્ષણ ક્ષણ એ ચીતમાં ધરી બીજી વાત સરવે પરહરી. ૧૦૦ શ્રી મથુરેશ મનોરથ પુરે. દુખ દાળીદ્ર સકળને ચુરે. ૨૦૧ ધ્યાન નીરતંર એઉનો કરી ક્ષણ ક્ષણએ ચાતમાં ધરી ૧૦૨ જ્ઞ જ્ઞાન પણ નવ જાણ રસના શ્રીવલભ નામ વખાણ ૧૦૩ હરીદાસ પરીપુરણ કામ શેવા નીરખો પેહોચી હામ. ૧૦૪ શ્રી મદન મોહન છબી તે ઉર આણ, જ્ઞ જ્ઞાનપણ નવ જાણ ૧૦૫ ઈતીશ્રી કકાનો ભાવ સંપુરણ

## ધોળ ૨૧૦

મેહેતો તમો મેહેતો તમો જાણીયા, એ શ્રી ગોકુળ કેરા રાય; શ્રી ભાગવતમાં સાંભળીઆ એ, વરજમાંથી અળગા

નવ થાય. ૧ શ્રી વંદ્રાવનમાં કરોરે વિહારે, શ્રી રાધાજી તણોરે આધાર; ગઉ ચરણમાં આરે હું ગોવાળ, ગોપીતણા અંગીકાર. ૨ ઈંદ્ર તણું મરડયુરે માન, શ્રી ગોવરધન વરજ પાળ; દ્વિજ કુળમાં વહાલો પ્રગટીયા એ, શ્રી વીઠલ પ્રહે અવતાર. ૩ વઇષ્ણવ વલભીએ જાણીઆ એ, શ્રી પુરૂષોત મ નીરધાર; જીવ જાતા તમો રાખીઆ એ, અબળા તણા આધાર. ૪ માધવદાસ શોભાગીઆ એ, અખંડ એવા તણુ નીરધાર; આપો વ્રજમાં વાસો એ, કહેતાં ન આવે પાર. મેહેનો તમો૦

## ધોળ ૨૧૧

સજની ચાલો ઓછવ આજજી, જન્મ દીવશ શ્રી વ લભ રાજજી. ૧ તોરણ ધ્વજા પતાકા દ્વારજી, ધવળ મંગળ ગાએ સારજી. ૨ ઘેર ઘેર તોરણ બંધાયજી, મોતીનો ચોક પુરાયજી. ૩ કુમ કુમ હાથા તે દેવરાવીયાજી, કેસર સ્નાન પ્રભુજીને થાયજી, ૪ વાજીંત્ર વાગે અવનવી ભાતજી, મળી આ તે શજજન કુટુંબ ગાત્યજી. ૫ ભીડ મચી ઘર આંગણામાંજી, નીજ જન નાચે આનંદ સું ગાયજી, ૬ કેશરે નાહે શ્રીલક્ષમણનંદજી, જાણે પુનમ પુરણ ચંદજી. ૭ વઇષ્ણવ જન આભરણ કરાવેજી, ચરણોદક લઇને તાપ સમાવેજી. ૮ કોમળ વસ્ત્ર ઓઢાડ્યા છે અંગજી, ધોતી ઉપરણાં તે કેસરીરંગજી. તીલક મુંદ્રાદીક શોભીત ભાળજી, કંઠે ઉપવીત ને તુળશીની માળજી. ૧૦ તેહ સમે જે ભાગ્યવાન હોયજી, આરતી તે કરતાં શ્રી મુખ જોયજી. ૧૧ મારકંડય ભાગ્ય વિચારે

મનજી, અમને શ્રી વલભ કરે પુજનજી. ૧૨ પુન્યે આ પે તે બહુ વીધી દાનજી, ભુદેવ જાચક ગન સનમાનજી. ૧૩ દેવતા તે કરે પુષ્પની વૃષ્ટીજી, જુગ જુગ જીવો શ્રી વલભધીશજી. ૧૪ ચોકી તે મંડળી મધ્યે બીરાજેજી, એ વર વલભ માથે છાજેજી. ૧૫ સજની ચાલો ઓચ્છવ આજજી.

## ધોળ ૨૧૨

### રાગ સારંગ.

જયાકુ બેદ રટત, બ્રહ્મા રટત સેષ રટત; નારદ શુક વ્યાસ રટત, પાવત નહિં પાર. જયાકુ૦ ૧ ધ્રુજલ પ્રલ્હાદ રટત, કુંતાજીકે કુંવર રટત, દ્રઉપદ સુતા નારુ રટત; અનાથન કે નાથ. જયાકુ૦ ૨ ગુણકા ગજ વિપ્ર રટત, ગઉતમાકી ગ્રહણી રટત; રીજ રવની રટત, સુત રાખત હુલરાવે. જયાકુ૦ ૩ નંદદાસ સોહી વિલાસ, શ્રી ગીરીવરધારી રશીકલાલ; જયાસો મતીકો પુત્ર પ્યારો, રાધાકો ઉર હાર. જયાકુ૦ ૪

## ધોળ ૨૧૩

### રાગ કાનુડો.

ઉત્તમ કુળ અવતાર કહ્યા જો, શ્રી વલભરાજ કુમાર ન જાણ્યું; ચરચા ન કિની બર વલભકી, રચ્યો પાખંડી કીનો બહુ બન્યો. ૧ રશીક કથા શ્રવણે ન સુણી, વિષયામાં રહયો લપટાણો. મીટયો ન સોચ ઉર અંતરકો, સમજ સમજ મનમાં પરટાંનો. ૨ ગીરીવર ધરન વ્રજ વંદરાવન, બહુ નયન નીરખી શરાન્યો; કૃશ્નદાસ પ્રભુકો ગુણ મહિ-

મા. ડુંગરગ મુની જાન બખાન્યો. ૩ ઉત્તમ કુળ અવતાર કહ્યા જે..

## ધોળ ૨૧૪

શુણો સહયરો સુંદીર વરને જોઇએ. સોહીએ કરો સણગાર; ટેક. શ્રી અંકાજીના કુંવર કોડામણા, સોહયામણા સુંદીરનાથરે; આપડા કાજરે પ્રભુજીએ કરયા, મનડું મોહ્યુંરે વ્રજ સાથરે. ૧ આપડે ઘેરરે સરવે એમ કરો, ભરો ભરો ભેટ અમુલ્યરે; કળશ ઉપર સ્વન ઘણી, ત્રિભોવન સમ તુલ્યરે. ૨ શ્રી વલભજીને ઘેર વધામણા, રળિઆમણા રંગભેરર; ગાયરે પાલણે પોઢાડે પ્રભુજી રમે, એ સુખ કહ્યાં નવ જાયરે. ૩ સઘલો પરિવારરે આપડા શ્રી નાથજીરે, બલીહારી માધવદાસરે, કરજોડીને કરૂ વિનતી મને વરજમાં આપો વાસરે. ૪

## ધોળ ૨૧૫

પરમકૃપાળ શ્રી વલભનંદન, કરત કૃપા નિજ હાથેને માથે; જે જન સરણે આએ અનુસરહી, ગ્રહો સુવત શ્રી ગોવરધનનાથ. ૧ પરમ ઉદાર ચતુર ચીંતામણી, રાખત ભવક્ષારાની શાથ ભજે કશનદાસ કાજ સબ સરહી, જે જાણે શ્રી વીઠલનાથ. ૨ પરમ કૃપાળ શ્રી વલભનંદન.

## ધોળ ૨૧૬

॥ રાગ ધનાશ્રી ॥ વધાઇ ॥

માહો જુગ બેદ વચન પ્રતીપાલો, ધમ ગલ નાબહી જબ તબહી તમ તમ તમ બ્યપુ ધરી ૧ સતયુગ શેવ વત

રાહ રૂપ ધરી, હરણાકુશ ઉર મારયો; ત્રેતારામ રૂપ દશરત ગ્રહે, રાવણ કુળ સંહારયો. ૨ દવાપર બરજ બુડતેત રાખ્યો સુરપતી પાર ન પાયો, કંસાદિક દાનવ સબ મારી બસુધા ભાર ઉતારયો. ૩ કળયુગ શ્રી વલભ ગરેહ પ્રગટ યો, માયા વાદ નીવારયો- માણકચંદ શ્રી વીઠલ પુરૂશોતમ. જગના પુરૂષ નિહારયો. ૪ મોહોયુગ બેદ વચન પ્રતીપાળ્યો.

## ઘોળ ૨૧૭

શ્રી વલભ વિઠલ હરી ના જાણ્યા, તેણે સરવસ ખોયુંરે શું લાવ્યા શું લેઇને જાશો, વારંમવાર વહવાયારે. ૧ પુષ્ટી મારગમાં જે જન આવ્યા; વિશ્વાસે ના વળગ્યારે સાધન સરવે છુટી જાશે, હરીથી રહેસે અળગારે. ૨ શેવા ફળ શેવા થાશે, રૂતુ પ્રમાણે મેવારે સંપત પરમાણે સમરપી લેજો, તેનુ નામ તે સેવારે. ૩ શેવા કરશે ને પાખંડ ધરસે તે પથ્થર કેમ તરશેરે, ભાવ વીના જે ભકતી કરસે, ને અથડાતા મરશેરે ૪ મીઠુ બોલેને આચરણ ખોટાં તેને તે ખળ કહીએરે. ૫ શ્રી વલભ

## ઘોળ ૨૧૮

તમારૂ જોવા સરખુ રૂપ, શ્રી ગોવરધનનાથજીરે; રૂપે મોહયા મોટા ભુપ, શ્રી ગોવરધનનાથજીરે ૧ વાહાલો મારા નવાનગરનાવાસી. શ્રીગોવરધનનાથજીરે, બીજુ નગર વસાવ્યુ કાશી, શ્રી ગોવરધનનાથજીરે. ૨ સાથ મદનમોહનજી બિરાજે, શ્રી ગોવરધનનાથજીરે. ૩ સાથે બહુ બેટીઓનો સાથ,

શ્રી ગોવરધનનાથજીરે સામગ્રી કરતાં સારી ગત, શ્રીગોવરધન નાથજીરે. ૪ ભોગ ધરાવે દીનાનાથ, શ્રી ગોવરધનનાથજીરે, બીડલા આપે જમણે હાથ, શ્રી ગોવરધનનાથજીરે. ૫ એમ કરી કહે છે વલભદાસ, શ્રી ગોવરધનનાથજીરે; એ સુખ ના આવે મારી પાસ, શ્રી ગોવરધનનાથજીરે ૬ જાય બલીહારી માધવદાસ, શ્રી ગોવરધનનાથજીરે; ૭ તમારૂ જોવા સરંગુ રૂપ.

## ધોળ. ૨૧૯

ચાલો સખી આજ વંદ્રાવનમાં જઇએ, જોઈ જોઈ સઉ મન સૂખીયાં થઇએ. ૧ વાહાલાજીતો બેઠા છે ફુલવાડી જોતાં માહારીં આંખલડી થાય ટાહાડી ૨ ફુલના તકાઆ ને ફુલની ગાદી, ફુલના બારસાતને બારી. ૩ ફુલનાં છજા મેડી ને અટારી. ફુલની ફરતી મેલો જાળી. ૪ ફુલની વહુજીને પેરણુ સાડી દરશન કરીએ દાહાડી દહાડી. ૫ ફુલ્યાં ફુલ્યાં ફુલડીઆં બહુ બેહેકે થોડે થોડે પવન પદારથ લેહેકે. ૬ વનમાં મોર કોકીલા બોલે. ના આવે કોઇ વલભકુળને તોલે ૭ હારે વાહાલો છગન મગનીઓ ખેલે, હારે વાહાલો બાળલીલા રસ રેલે. ૮ હારે વાહાલો પાઘ છોગાળીને તોરા, હારે છોટાલાલજી તે ઠાકોર મોરા ૯ હારે વાહાલે નામ સમરપણ આપ્યાં, હારે વાહાલે પોતાનાં કરી સ્થાપ્યાં. ૧૦ હારે હુતો વલભકુળની દાશી હારે મને કૃપા કરો વ્રજવાશી. ૧૧ હારે મને વરજમાં તો આપો વાશ, હારે બલીહારી જાય માધવદાસ. ૧૨ ચાલો સખી આજ વંદ્રાવનમાં જઇએ.

—❀०❀०—

## ધોળ ૨૨૦

શ્રી પુરસોતમજી પ્રગટ હુઆ તે, જોતાં લાગે વાહાલા, નખ શીખ સુંદાર રૂપ અનોપમ, શ્રી ગોકુળનાથજીના લાલા ૧ શ્રી પારવતીમાજી ગોદ ખેલાવે, ચુબન લેઇ હુલરાવે; સુખ ડાં પુનમચંદસી જોતાં, નિરખીનેન સરાવે ૨ આંખલડી અ ણીઆરી સોહે, ઘુઘરવાળા કેશ; દ્વિજ વર રૂપે જુજ અનો પમ ચાલે છે લઘુવેશ. ૩ ચંપક વરણી નાશીકા સોહીએ; ગાલ ગલીઆ ઝીણા; દાદા દાદા કહીને બોલે, કોમળ મધુ રા વેણ, ૪ શ્રી વરજભુખણની બલ ખેલે જોતાં લાગે વા હાલા; બાળ લીલામાં પારણે જુલે, દાશ મનોહર ગાય. ૫ શ્રી પુરસોતમજી પ્રગટ હુવા તે, જોતાં લાગે વાહાલા

## ધોળ ૨૨૧

શ્રી વંદ્રા તે વનની વાટેરે, ગીરધારી લાલ; મચકો કી ધો તે સા માટેરે ગીરધારીલાલ. ૧ બાંધી નઇણાંની પ્રીતરે! ગીર૦ સામળીઓ જાણે રીતરે ગીર. ૨ કદમ કેરી છાંયરે, ગી ૨૦ વલભવરનો બાંહ્યરે ગીર૦ ૩ રંગભેર રમતા શ્રીજગદી શરે, ગીર૦ પાઘ કસુંબી શીશરે; ગીર ૪ કાનમાં કુંડળ ઝળ કેરે, ગીર૦ ગળે મોતીનો હાર લળકેરે ગીર૦ ૫ બાંહે બાજુબં ધ પોહોચીરે, ગીર૦ રત્નજડાવની ચોકીરે ગીર૦ ૬ શ્રી વંદ્રા વનની કુંજમાંરે; ગીર૦ ઉભા વાંશલડી ધરી ભુજમાંરે; ગીર૦ ૭ શ્રી જુમનાજીની તીરરે ગીર૦ ઉભા હળધર વીરરે; ગી ૨૦ ૮ વરજ બધુ જોવા જાયરે, ગીર૦ વઇષ્નવ જન સુખીઆ થાયરે; ગીર૦૯ બલીહારી જાય માધવદાસરે, ગીર૦ શ્રી વંદ્રાતે

વનનીં વાટેરે, ગીર૦ ૧૦

## ધોળ ૨૨૨

### રાગ ગરબી.

રસીયો રસ ભરયોરે, વાહાલો શ્રી વીઠલ વરણાગીઓ રે; વરજ વીનતાએ વરયોરે, એમની છબી ઉપર લહે લાગીરે ૧ નાગર નંદતણો નટવર નાચે, ને તે ગીત ગાયેરે; વાહાલો લાગે ઘણોરે, પ્યારો પરેમ ઉપજાવે પ્રીતરે. ૨ સુંદીર શામળારે, હરી માહારા હરી માહારા હઇડા કેરા હારરે; પ્રીતમ પાતળારે, મારા માહા પ્રાણજીવન આધારરે. ૩ લાગે હરી મીઠડા, રસીયો રાસ રમણનો ભોગીરે; વ-લભ પ્રભુ દીઠડારે, તેવી સદા રહીએ સંજોગીરે. ૪ રસીઓ રસ ભરયોરે, વાહાલો શ્રી વીઠલ વરણાગીયોરે.

## ધોળ ૨૨૩

### રાગ ગરબી,

લાગી મને નેહ જડીરે, એથી અળગા કયમ રેહેવાય રે; નીરખું ઘડી ઘડીરે, સુખડાં કેહેની આગળ કેહેવાયરે. ૧ ભીડી મહને ઘેહેલમાંરે, વાહાલો શ્રી વદ્રાવન ચંદરે; સહીયર શાથમાંરે સોહીએ, તારામાં જયમ ચંદરે. ૨ ઉભો અલબેલડોરે, જીવણ જુમનાજીની તીરરે; લાલચ ગેલડોરે, વેણ વગાડે હળધર વીરરે. ૩ સખી ટોળે મળીરે, જોવા જસોદાજીના કાંનરે; મરજાદા ટળીરે, વલ્લભ પ્રભુ શું લાગ્યું ધ્યાનરે. ૪ લાગી મને નેહ જડીરે, એથી અળગા કયમ રહેવાયરે.

## ધોળ ૨૨૪

રાગ ગરબી ૩.

ઘેલી થઇ ફરૂરે, ઘેહેલા ગીરધારીની સંગેરે; ધીરજ ન વ્યું ધરૂંરે, આતુર કીધું મનરે. ૧ જળ ભરવા મસેરે, જાવું શ્રી જુમનાજીને ઘાટેરે; હરી હસ્ખે હસેરે, આરે આવી રોકે વાટેરે. ૨ નીરખું નઇણાં ભરીરે, સુજની સામળીયાનું રૂપરે; હરખુ હઇડાં ભરીરે, સરવસ કાહાનવર સ્યામ સ્વરૂપરે. ૩ બંજું મહને નવ્ય ગમેરે, માહારે સરવસ નંદ કુમારરે; મન કેડે ભમેરે, દાસ વલભ પ્રભુ પ્રાણ આધારરે. ૪ ઘેહેલી થઇ ફરૂરે.

## ધોળ ૨૨૫

ગરબી ૪ થી.

પ્રીતની વાતડીરે, જેહને લાગી હોય તે જાણેરે; તુજ ઘેર જાતડીરે, નીરલજ થાય તે એશ માનેરે. ૧ નેમ ત્યાંહાં પ્રેમ નહીંરે, જયાંહાં પડદો ત્યાંહાં શાની પ્રીતરે; પરેમ ત્યાંહાં નેમ નહીંરે, જગત ભક્તની અવળી રીતરે. ૨ પ્રીત છે માહારેરે, સુજની સામળીઆ સાથેરે; એવી નથી તાહારેરે, અમે વેચાણા એહ હાથેરે. ૩ નમન સોંપીયુંરે, હવે જે થનાર હોય તે થાયરે; ભવો ભવ અરપીયું, દાસ વલભ પ્રભુ જુગ જસ ગાયરે. ૪ પ્રીતની વાતડીરે, જેહેને લાગી હોય તે જાણેરે.

## ધોળ ૨૨૬

ગરબી ૫ મી.

કારણ શુંએ કહુંરે, સુજને કાહાનુડાના કોડરે; કોઇથી

નવ ડરૂંરે, હરખે હઈડું મોડા મોડરે, ૧ પ્રીત પ્રગટ કરૂંરે, સુજની તેને રાખુ છાનુંરે; હરખ હઇએ ધરૂંરે, માહારા મનના માન્યા માનુરે. ૨ આ ભવ દઃખ ટળીયુંરે, હતું જનમ સુ ળી કેરૂં સાલરે; દુરીજન દેખી બળેરે, માહારા શીર નંદ લાલરે. ૩ પ્રાણના પ્રાણ સખીરે, જીવણ જશોદાજીના કા- હાનરે; રાખુ હઇયે લખીરે, વલ્લભ પ્રભુ સું લાગ્યું ધ્યા નરે. ૪ કારણ ૯

## ધોળ ૨૧૭

માહારા રૂપાળા રણછોડ, તમારી મને લેહ લાગી, ત મારૂ મુખ જોવાના કોડ, તમારી૦ ૧ ગને ઘરમાં નવ રેહે વાયરે, સેવકને રાખો પાસ. તમારી૦ ૨ હરીદાસના પુરજો આશ, તમારી મને લેહ લાગી. માહારા૦ ૩

## ધોળ ૨૧૮

### અથ શ્રી જગનનાથજીના સણગાર.

શ્રી ગુરૂ ગણપતીને સારદા પ્રેમે લાગુજી પાય બેઉ કર જોડીને વરણવુ, દરસન આપો માહારાજ, માહારૂ મન મો- હયું જગનનાથજી.૧ ઓડીસા ગામ સોહામણું, ત્યાં જગન નાથજીનો વાસ, ઘેર ઘેર ફુલની વાડીઓ નાળાએર કેળાંના બાગ. માહારૂ૦ ૨ ચાર દરવાજા ચોધણા મંડપ રચીઆ જી સ્થંભ; રામે દરવાજે લક્ષમી વસે, જાણીએ પુનમ ચં- દર, માહારૂ૦૩ કે પેહેલી તે પોળમાં પેસતાં પતીત પાવન થાય; બીજીને પોળમાં પેસતાં વરજવરજ રાયરણછોડ નો ત્ય નીત્ય કીરતન થાય. માહારૂ૦ ૪ ગ્રજરે મંદીરની શોભા

ધણી દીસે ઝાક ઝમાળ, ચંદરવારે કટારના લખીયા દસ અવતાર, સોહીએ ચીંત્રામણ સાર માહારૂ૦ ૫ નઇણાં તમારા જગનનાથજી જાણીએ કમળની પાંખ જોતાં તે સુદ બુદ વીશારી બળભદ્ર સુરજરાયની કાંત માહારૂ૦ ૬ અમો તેવડે સોહામણાંરે તેની સીતળ છીય વીસામો વઇસ્ણવ તમારે પોહોડયા પરસોતમરાય માહારૂ૦ ૭ ફુલનો તે મુગટ કુંડળ બન્યા ફુલના બનીઆજી હાર ફુલના બાજુબંધ બેરખા ફુલનો ચોરસ હાર માહારૂ૦ ૮ કાને તે કુંડળ ઝગમગે લીલાવટ તીલક જડાવ અધર તબોળ રાચો રહયું કર ઉપર જાઉ બલીહાર, માહારૂ૦ ૯ વરણા તે વરણ જાણે નહી કીધો એજ પ્રકાર, નહાના મોટા ગણ્યા નહી, પ્રસાદ વરણ ન્યો નજાય; માહારૂ૦ ૧૦ ઉર ઉપર સોહીયો પામરી ઉપર કસબની કોર, વદન દીસેજી હરીના ફુટડાં, જોતાં રસીઆજી કાજ માહારૂ૦ ૧૧ ફુલની તળાઇ ફુલની પછેવાઇ; ફુલનાં ઉસીકા સાર ફુલનાં તે ગાલ સુશરીયાં પોઢયા પરસોતમરાય માહારૂ૦ ૧૨ ફુલના જામા ફુલની કાંચળી ફુલનાં ફુમતાં ચાર પીળાં પીતાબર પેહેરીયાં, કંઠે તુળશીના હાર માહારૂ૦ ૧૩ હરખી નરખીને ભુલી ભમુ, કોને કહીએજી વાત, ઘેરથી આવી હુંતો એકલી, સનમુખ થયા જગનનાથ. માહારૂ૦ ૧૪ જેઠ તે માસ અસાડીલો, સુદ પુનમ ચંદ બેઉ વીર નહાવાને ઉતરયા આસન આપ્યાં આભરણ મારૂ૦ ૧૫ જેઠ તે માસ અસાડીલો, સુદ પુનમનો ચંદ વાસો તે માંહે વશી રહયાં ચંદન મેલાજી છાંટે મારૂ૦ ૧૬ ચઉવા છંદન કેવડો; વળી મરૂવો મચકોડ અરગજાને અતર ઘણાં, ફુલ લી

ઘાં મરદંગ. માહારૂ૦ ૧૭ કંચનના કળસ ભરાવીઆ, તેનાં નીરમળ નીર, શોનાના કળશ ભરાવીયા. વી પ્ર લાવે છે નીર, મારૂ૦ ૧૮ વીપ્ર તે નીર ભરી લાવીઆ કરમાં લીધાં શ્રીફળ, વાજીંત્ર વાજાં વાગીયાં મુખે બાંધ્યાં છે વસ્ર, માહારૂ૦ ૧૯ ઉજળાં વસ્રનાજી, અંગુછા સોહીએ સ્યામ શરીર લાલ પીતાંબર પેહેરીયાં નવલી દક્ષણી ભાત; કેમર કંચનના પાટ, માહારૂ૦ ૨૦ નવાં તે ફુલજી નવરંગા, તેહનું નવરે જાણું નામ લાલ તે ફુલ સોહામણા ધરીઆ હ સ્તોના રૂપ. મહારૂ૦ ૨૧ છપન ભોગ તાંહાં નીપજે, પેહેલી ખીચડી સાર; સીરો પુરીને લાબશી, કંચન માલપુવા સાર; માહારૂ૦ ૨૨ દુધ પુરીને જલેબી ઘણી, લાડવે ના આવેજી પાર; વેઢમી પુડાને ઢોકળાં, પીડા આવેજી સાર, માહારૂ૦ ૨૩ નાળીએર કેળાજી અતી ઘણા, ભાઠા કોળાનુ શાક, જાળ ફાળને ભાજી ઘણીં, અટકાં દીવસને રાત માહારૂ૦ ૨૪ મોળાં તે દહીં જમાવીયાં, ઘી તાવ્યાં તતકાળ; અગરના ધુપ ઉકાળીઆ, ગરથે લોલા દીપન માહારૂ૦ ૨૫ તુળશી દળરે સમાવીઆ, જમીયા જાદવ રાય; સોનાની ઝારી જળે ભરી, આચમન લેજો મહારાજ, મહારૂ૦ ૨૬ લવીંગ સોપારી એલચી, બીડલે બાસટ પાન, બીડલાં તે વાલ્યા બરાસના, આપ્યા લક્ષમીજી હાથ; મહારૂ૦ ૨૭ જમી ખેલીને ઉઠયા, આવ્યા વ્રજ મંદીર માંય, લક્ષમી સાથે બોલ્યા નહીં સાધુને ન આપ્યાં દરશન, મહારૂ૦ ૨૮ પડયા એ પટરે દે ખાડીઆં, ધરીઆ દશ અવતાર, પંદર દીવશ ગયા દોહલા નેતરે ના આપ્યાં દરશન; સોહીએ ચિન્તામણ સાર; મહારૂ

૨૯ દહી તાપનીરે તાણે ઘણું, આગળ પડીને જોર; જાત્રા-
ળું હાથ જોડી રહ્યા, પડ્યા પડે છે સોર; તેડા તે કોઇના
આવે નહીં, એવા જુગલ કીશોર, માહારૂ ૩૦ વીધ શોખ
સહુ પોતે કરી, પછે ચઠીઆ શ્રીનાથ, સહુકોનેરે સાથે તેડી
આ, લક્ષમીજીનેરે ના લીધા સાથ, મહારૂ૦ ૩૧ અટકી મ-
ટકોને ચાલે ઘણું, લટકે ધરીયાજી પાઘ; સુભદરા કોઈ જાણે
નહીં, બળભદ્ર શ્રી જગનનાથ, મહારૂ૦ ૩૨ અમાંવાસ્યાદી
નરે સોઆમણા, નેત્ર આપ્યાં દરશન; અંગ ઉપર હાથજ
ફેરવે, ઉર ઉપર લીધા શ્રીનાથ; મહારૂ૦ ૩૩ સામળે રથ
શણગારીઆ, લાલ ધજાજી સાર; પરીક્રમારે પોતે કરી; તેહ
નાં સરીઆંજી કાજ, મહારૂ૦ ૩૪ માહાકુંડમાંરે નાહીને,
મોરલી સમુદ્ર સાથ; ઇદર દમણમાં નાહીને, ટાળ્યા પરીઆ
નાં પાપ. મહારૂ૦ ૩૫ ઇંદ્ર દમણનીરે જાતરા, ચાલ્યા જાદ
વરાય; પશુ પક્ષીને પાવન કરયા, તેહના સરીયાં કાજ. મ
હારૂ૦ ૩૬ તેરશે રથરે ચલાવીયા, બીજે આવ્યાજી ત્યાંહાંય
સીંઘ પોળે રથ રાખીયા, વાજા વાગેજી સાર, મહારૂ૦ ૩૭
કે પાંચમે રથરે ચલાવીયા. દશમે આવ્યાજી ત્યાંહ; સીંઘ
પોળે રથ રાખીઆ, લક્ષમીજીએ ભીડયા દરબાર મહારૂ૦
૩૮ વળતી તે બળભદ્રજી બોલીઆ, લક્ષમીજી ઉઘાડો દર
બાર; બારણે ઉભારે જગનનાથજી, ઇંદ્ર વરસેછેજી ધાર. મ
હારૂ. ૩૯ વળતાં તે લક્ષમીજી બોલીઆં, સાંભળો બળભ
દરજેઠ; મંદીર પધારો પોતા તણે, ચલાવીશું દરબાર; મહા.
૪૦ કે પરસાદ અમેરે ચલાવીશું ચલાવીશું દરબાર; કાળો
એ કપટી સદાયનો અમને ના લીધાં સાથ; અમને દીધાજી

છેદ, મહારૂ૦ ૪૧ કે પરસાદ તમથી ચાલે નહીં નચાલે દરબાર કાળો એ બંધવ અમ તણો, કાળાવિના કોણ કરશે રાજ; માહારૂ૦ ૪૨ વળતારે જગનનાથજી બોલીઆ. સાંભળે સા ભળો દેહ; મોહોટા બળભદ્ર વીર લજ્યા તે તેમની રાખી નહી સાગે સુભદ્રા બેહેન માહારૂ ૪૩ વળતારે જગનનાથ-જી એમ બોલીઆ, સાંભળે સાભળો દેહ; પતીત પુરાવજી તમતણા, મીથા શદ કરો વાર માહારૂ૦ ૪૪ મોહોરો આપુ રે હું તો રોકડી ઉઠો કરો સણગાર; પ્રદુમન પુત્રજી તમ તણા તેહેને મોતીના હાર. માહારૂ૦ ૪૫ હરખોને લક્ષ્માંજી ઉઠી આ જઈને ઊંઘ્રાડોયા દરબાર, પેહેલી આરતી પોતે કરી હરખી ઉઠયા જગનાથ. રત્ન સીંહાસને પધરાવીઆ, હર ખી બેઠા જગનાથ. માહારૂ૦ ૪૬ વડોરે શણગાર જગનાથજી કેઈ પેરરે કરૂં વખાણ, કાયર કુડોજી અતી ઘણો મારે છડીઓનો માર. માહારૂ ૪૭ હાર શણગાર ગાએ સાંભળે તેહનો પુરીમાં વાસ, નવ ગાએ નવે સાંભળે તેહેનો પશુનો અવતાર; ગાય માધવદાસ માહારૂ ૪૮, શ્રી ગુરૂ ગણપતીને સારદા પરમે લાગુજી પાય બેહુ કરજોડીને વરણવું; દરશન આપો માહારાજ માહારૂં ૪૯

## ઘોળ ૨૨૬

શ્રીજીબાવા લટકાળા, જીરે સરસ્વંતીને લાગુ પાય, શ્રીજીને સનમુખ નીરખવા જાય, શ્રીજીબાવા. ૧ તમો ચઉટા પાસે રહોછો, વઈસ્નવને દરશન દોછો, શ્રીજીબાવા. ૨ ચઉટાની શોભા સારી, ત્યાં ફરતી મેલાવો જાળી, શ્રીજીબાવા. હાથે કડાં સાંકળાને વેઢ વીઠી, એમની શોભા નજરે દીઠી.

શ્રીજીબાવા. ૪ એમની દશે આંગળીએ વેઢ઼ે, એમને કેહેડે કટીમગ મેખરે. શ્રીજીબાવા૦ ૫ એમને નાકે નકરાં મોતી એમના મુખની છબી જોતી. શ્રીજીબાવા૦ ૬ એમને કાને કુંડળ લળકે, મોતીના તોરા ઝળકે. શ્રીજીબાવા૦ ૭ કેસરી પાઘ મોતીના તોરા, મારા પ્રભુજીના પગછે ગોરા. શ્રીજીબાવા ૮ એમને આરતી ઉતરે જયારે, વઈસ્નવ દરસને આવે ત્યારે. શ્રીજીબાવા. ૯ એમનો શ્રી ગોકુળમાં વાસ, બલીહારી જાય માધવદાસ, શ્રીજીબાવા૦ ૧૦

## ધોળ ૨૦

આજ આનંદ મારે ઉર ના સમાયજી, પ્રગટયા શ્રીવલભ રાજકુમાર, ૧ ભુતળ ભાગ્ય તણો નહી પારજી; દઈવી તે જીવનો કરવા ઓધારજી. ૨ મંદીર માંહીતે ચોક પુરાવોજી. તોરણ બારણીએ બંધાવોજી. ૩ હુંતો કરૂં વીવીધના શણગારજી, આજ મારે હઇડે હરખ અપારજી. ૪ નારુઆનું ને તાળી લે પાકુ હાથજી; હરખે તેડાવું તે સહીયર સાથજી, ૫ કોને કોહો કોહો તે ના કહેવાયજી, ઇબાપર જન રસોક બગ જાયજી. ૬ હરખે શ્રી વલભનંદનને ગાઉજી શ્રી વીઠલનાથને વારણે જાઉજી. ૭ એમના નામ તણો મહીમાયજી, સકળ અમંગળ અળગા થાયજી. ૮ જીરે વાહાલે પુસ્ટીનાં કીધા દાનજી. ટાલ્યાં ટાલ્યાં જીવ તણાં અજ્ઞાનજી. ૯ જીવને તો બ્રમસબંધ કરાવ્યાંજી, તેજ થકી પુરસોતમ મન ભાવ્યાજી. ૧૦ કીધો કીધો ભકતી તણો ઉપદેશજી. ટાલ્યા ટાલ્યા અસુર તણા આવેશજી. ૧૧ રાખ્યા રાખ્યા અ

ણુસમરપીત વસ્તુ ખાતાજી. વારે વારે અન્ય આશ્રય જીવ જાતજી. ૧૨ મનડાની આશા પુરણ કીધીજી, શીક્ષા તે સેવા કરવાની દીધીજી. ૧૩ બાંધી બાંધી ભકત સીધુની સ્વેતજી. દઈવી તે જીવનું કરવા હેતજી. ૧૪ કીધો કીધો મહા મહોટો ઉપગારજી, દઇવી તે જીવનો કરવા વીસ્તાર. ૧૫ જીરે વાહાલા સપ્ત તે લાલ કેરા જે તાતજી, શ્રી ગોપીનાથજી કેરા એ ભરાતજી. ૧૬ શ્રી અંકાજીના ગરભ તણો એ છે રત્નજી. શ્રી વલભજીએ કીધાંછે જતનજી. ૧૭ તેમની ભકતીં તણે શોર સોહીએજી, નીરખતાં નીજ જનનાં મન મોહીયેજી. ૧૮ જીરે વાલા શ્રી ગોકુળના વાશીજી, જીરે હુંછુ વલભ કુળની દાશીજી. ૧૯ જીરે વાહાલા વ્રજમાં તે આપો વાસજી, હાંરે બલીહારી તે માધવદાસજી ૨૦ આજ મારે આનદ ઊર ના સમાયજી.

## ધોળ ૨૩૧

તો તે જાની ભજે વનવારી, શરણ આએકો તાપ નીવારી. ૧ જન પ્રહલાદ પ્રતીજ્ઞા પાળી, હીરણકસ્યાપુકી દેહ વીદારી. ૨ ધરૂવ નીરભટ પદ દીઓ મોરારી, અમરીખની ગરભ ગતી ટાળી. ૩ દરૂપદ સૂતા જબ પ્રગટ પુકારી, ગ્રહત ચીત હરી નામ ઉવારી. ૪ ગજ ગણીકા અઉતમ ત્રીયા તારી સુરદાસ સદ સરણ તુમારી. ૫

## ધોળ ૨૩૨

દેખો હરી જચુકો એક સ્વભાવ, અતી ગંભાર ઉદાર ઉદભી; પ્રભુ જાણ શીરોમણી રાય. ટેક રાયજીતની શેવાકો ફ

લ માનત મેરૂ સમાન; સસીદાસ અપરાધ શીધું સમ ભુદ ન એકે. સમાન. ૧ દ્રસ્ટી પારસકો હોત ચરણુપર જાનત હો જીએ એસી, વિમુખ ભએ કૃપા આ મુખકી જબ ચેતાવો તબ તેસી, ૨ ભકત વીરહ કાતર કરૂણામય; દોલત પાછે લાગે; સુરદાસ અઇસિ સભુકો કેતે દીજે પીઠ અભાકે. ૩

## ઘોળ. ૨૩૩

### અથશ્રી આસરાનાં પદ લખ્યાં છે.

પદ ૧

શ્રી વલભજીકો ભારી ભરૂસો, શ્રી વસભ જીકો ભારી; કાયકુરે મન ભટકત ડોલત, જયો ચાહીએ ફુલકારી ભરૂસો, શ્રી વલભ જી૦ ૧ શ્રી વીઠલ ગીરધર સબાળક, જગત કીઆ ઓધાર; પુરસોતમ પ્રભુ નામ મંત્રદે ચરણ કમળસી રધારી; ભરૂસો શ્રી વલભ જીકો ભારી. ૨

## ઘોળ ૨૩૪

### પદ. ૨ રાગ બીહાગ.

શ્રી ગોવરધનકી રહીએ તલેટી, શ્રી ગોવરધનકી રહીએ. નીત્ય પ્રત્યે દરસન મદન ગોપાળ લાલકે, ચરણ કમળ ચીત લહીએ, તલેટી શ્રી ગોવરધનકી૦ ૧ તન પુલકીત વરજમાં લોટત, ગોવીંદ કુંડમાં જયું નાહી; રશીક પીતાંબર સબરાકી બતીયાં, શ્રી ગીરધારીશું કહીએ; તલેટી શ્રી ગોવરધનકી ૨.

## ઘોળ ૨૩૫

### પદ. ૩ રાગ બીહાગ.

તુમ શરણાંગત આયો, શ્રી વલભ તુમ શરણાંગત આયો

સબ દુખ દુર ગયો જબ દેખત, શુખકો પાર ન પાયો. શ્રી વલભ૦ ૧ આજ્ઞા તે શ્રી ગોવરધન ધરકી; બ્રમસંબંધ કરવા યો; લીલા અપની સરસ દેખાઇ; શેવા સુખહી બતાયો. શ્રીવલભ૦ ૨ શ્રી ભગવત સુબોધની મધકે, અપનો પંથ જ નાયો એસા ઉંગર શ્રી લક્ષમણ સુતકો, રશીક કે મન ભા યો. શ્રીવલભ તુમ શરણાંગત આયો, ૩

## ધોળ ૨૩૬

પદ. ૪

હમતો શ્રી વીઠલનાથ ઉપાશી, હમતો શ્રી વીઠલનાથ ઉ પાસી; શદાશેવું શ્રી વલભ નંદન, કહા કરૂ જઇ કાશી. હ મતો૦ ૧ ઈનકુ છોડ અવરનકુ જો ધાવે સો કહીએ અસુરા રી, ચીત સ્વામી શ્રી ગોવરધન શ્રી વીઠલનાથ ઉપાશી.

## ધોળ ૨૩૭

પદ. ૫ રાગ બીહાગ,

દ્રદઈન ચરણન કેરો ભરૂશો, દ્રઠ ઇન ચરણ કેરો. શ્રી વલભ નખચંદર છટા બીના સબ ચુગમાં જચું હંધેરો, ભરૂસો દ્રઈઠન૦ ૧ સાધન ઓર નહી આ કલીમા, જાસુ હોત નવે રો, શુર કહેતમાહા દધી આંધળે, બીના મુલકો ચેરો. ભ રૂસો દ્રઠચન કેરો૦ ૧

## ધોળ ૨૩૮

પદ. ૬ રાગ બીહાગ

એક પલક જો રહીએ વંદરાવન, એક પલક જો રહીએ, જનમ જનમકો પાપ કટતહે, શ્રી કૃશ્ન સુખ કહીએ વંદરાવ

ન એક પલક૦ ૧ માહા પ્રસાદ ઓર જળ જમુનાકે, તનકપુર લહીએ; સુરદાસ વઇકુંઠ મધુપુરી ભાગ્ય વીના ક્યાંથી પાઇ એ, વદરાવન એક પલક જો રહીએ. ૨

## ધોળ ૨૩૯

પદ, ૭

શ્રી વીઠલનાથ બસેતજી, આજયાકે, તાકી પ્રીત છબી ન્યારી, પ્રફુલીત બદન કરી કરૂણામાં નેનમાં ઝલકે ગીરધારી, શ્રી વીઠલનાથ૦ ૧ ઉગ્ર સ્વભાવે પ્રેમ પરમારથ, સ્વારથ લેશ નહી સંસારી. આનંદ રૂપ કરત એક ક્ષણમાં, હરજુકી કથા કહેત બીસ્તારી શ્રીવીઠલનાથ૦ ૨ મન ક્રમ બચન તાકો કીજે, પાઇઅત બીરજ સુખકારી, ક્રશ્નદાસ પ્રભુ રશીક મુગટ મણી, ગુણ નીધાન શ્રી ગોવરધન ધારી૦ ૩ શ્રીવીઠલનાથ બસત અજયાકે, તાકી પ્રીત છબી ન્યારી.

## ધોળ ૨૪૦

પદ ૮ રાગ બીહાગ.

હરીજનકુ હરી નામ બડો ધન, હરીજનકુ હરી નામ; બીના રખવાળ ચોર નહીં ચોરત, સો મત હે સુખ ધામ. બડો ધન૦ ૧ દીન દીન બઢત સવાઇ, ઘડત નહીં કછુ દામ; સુરદાસ પ્રભુ સેવા જયાકી, 'પારસસાકો કામ. બડો ધન, હરીજનકુ હરી નામ૦ ૨

## ધોળ ૨૪૧

પદ ૯ રાગ બીહાગ.

શ્રી વીઠલનાથ ધણી અમારે, શ્રી વીઠલનાથ ધણી; ભવ

સાગર તો કાહાડે શ્રી મહા પ્રભુ, રાખો શરણ અપને અ-મારે૦ ૧ નીસદીન રટત, પાર નહીં પાવત; શેષ સહસ્ર ફ-ણી, છીત સ્વામી, ગીરધર ને શ્રી વીઠલ, ત્રીભોવન મુગટ મ-ણી. ૨ અમારે શ્રી વીઠલનાથ ધણી.

## ધોળ ૨૪૨

### પદ રાગ બીહાગ.

શ્રી ગોવરધન ઓર ડીગર ચાલો, શ્રી ગોવરધનનકી ઓર મારગ બીસ મળો મોહન, નાગર નંદ નંદકીસોર, ડીગર ચાલો૦ ૧ ઠોર ઠોર દરૂમ વેલ ફુલી, કુંજ કોકીલા મોર; કુંભનદાસ ગોવરધન ધર, રશોક રાય શીર. માહારે૦ ૨ ડીંગર ચલો શ્રી ગોવરધનકી ઓર.

## ધોળ ૨૪૩

### પદ ૧૧

ભજીએ શ્રી વલભજીકે ચરણ, ભજીએ શ્રી વલભજીકે ચરણ; સકળ પતીત ઓધારણ, કારણ પ્રગટ લીઓ અવતારણ, ભજીએ૦ ૧ ગુઢ શ્રી ભાગવત પ્રતી પદ. અરથ પ્રગટ કરત; અખીલ લીલા પ્રેમ સંયુક્ત, દેખાડે શ્રીગીરીધરન. ભજીએ૦ ૨ આશરો કરી રહે જે જન, મીટે જન્મને મર્ણ; કહત હે હરીદાસ અમકુ, ઓર નાહીને શર્ણ. ૩ ભજીએ શ્રી વલભજીકે ચરણ.

## ધોળ ૨૪૪.

### પદ ૧૨.

શ્રી ગોકુળ રસ ચાખે, તાકો ચીત અનંતા; ભટકે લો

ભ દેખાવન લાખે; જે કોઇ. ૧ પોહોડી રહે છોકરકી છ- ઇયાં, નિરખત તરૂવર સાખે; શ્રી જમુના જળ પાન કરત હે, શ્રી વલભ મુખથી ભાખે. જે કોઇ૦ ૨ શ્રી વીઠલ ગીરી વરધર સબ બાળક, ધ્યાન રૂદેમાં રાખે; રશીક પ્રીતમ જુ કી બાળક ઉપર, વિશ્વવારણ નાખે. ૩ જે કોઇ શ્રી ગોકુળ રસ ચાખે.

## ધોળ ૨૪૫

### પદ ૧૩.

શ્રી વલભ માહારાજ, બીરાજો શ્રી ગોકુળ ગામ; બી- રાજે શ્રી ગોપીનાથ શ્રી વીઠલ, ભક્ત જન પુરણ કામ. બી રાજે જે૦ ૧ બીરાજે ગીરીધર ગોવીંદ શ્રી બાળકૃષ્ન, શ્રી ગોકુળપતી અભીરામ; શ્રી રઘુપતી શ્રી જદુપતી, શ્રી ઘન સ્યામ પુરૂસોતમ પ્રભુ નામ. શ્રી વલ્લભ માહારાજ; બીરાજો શ્રી ગોકુળ ગામ.

## ધોળ ૨૪૬.

### પદ ૧૪.

સમજ સોચ બીચાર મનરે, તું સમજ સોચ બીચા- ર; ભક્તી વીના ભગવાન, દુરલભ કહેત હે નીગમ પોકાર; મનરે તું સમજ સોચ બીચાર૦ ૧ સાધુ સંગત ડારાપાસા ફેરે, રસ્તા સાર; ડાભ અબકે પડો પુરો, જીત પાંછલી હાર. મન તું૦ ૨ છાંડ સતરે સુત અઠારે, પ્રેંચટાકો માર; દુ તેરતજતી ન કાંને, સમક ચોક બીચાર. મન તું૦ ૩ લોભ માયા જંજાળ ભુલયો, ઠગો ઠગની નાર; સુરદાસ કહે હરી પદ ભજન વીના, ચલો દોઉ કરઝાર. મનરે તું સમજ

## ઘોળ ૨૪૭

પદ ૧૫

આજ કામ કાલ કામ, પરસુ કામ કરનો; પેહેલે દીન બોત કામ, કામમાં પીછે મરનો. આજ કામ૦ ૧ જાગત કામ સુવત કામ, બેહેર સુખ હુઍ; ચલનો છાંડ ધામ, સમર સ્યામ સુર કહે કરનો. ૨ આજ કામ કાલ કામ.

## ઘોળ ૨૪૮.

પદ ૧૬.

નીશદીન લેહેરી ગોવીંદ ગા, નીશદીન લેહેરી ગાવીંદ ગા; જન્મ જુઠો દેહ ગંદી, શાવન કાગ ન ખાય. લેહેરી૦ ૧ પાણીમાં જયું પડત બીંદુકા, પાણીમાં જયુ સમાય સોહ; માયા લોભ લાગે, કાળે ઘેરો આયે. લેહેરી૦ ૨ કરમ કાગદ બાંચ દેખો, જોતે મન પટ જાય; કોટી બ્રહ્માંડકો ખોજ; દેખો લખો મીટ હુ ન જાય લેહેરી૦ ૩ દેહાંકે દસ દ્વાર રૂપે, અવધ પોહોચી આય; સુરજ પ્રભુકો ભજન કરલે, જન્મકો દુખ જાય. ૪ લેહેરી નીશદીન ગોવીંદ ગા.

## ઘોળ ૨૪૯

પદ ૧૭

જો બસુદેવ કીએ પુરન તપ સો, ફળ ફળત શ્રી વલભ દેવ; જો ગોપાળ હુતે ગોકુળમે સો, અબ અહીં બસે નીજ ગ્રહે. જો બસુદેવ૦ ૧ જો ગોપ બધુહી બ્રજમેં સો, અબ બે ધરૂમાં ભાઇએ છીત; સ્વામી ગીરધરન શ્રી વીઠલ, એઈ તેનું એઈ કછું ના સંગે, જો બસુ દેવકીએ પુરન તપ.

## ધોળ ૨૫૦.

### પદ ૧૮.

બીના ગોપાળ નહીં કોઇ અપનો, કુળ માત તાત શું ત ધરનો; એ સબ જગત રેનકો સપનો, બીના ગોપાળ૦ ૧ ધન કારણુ સબ નીશદીન ભટકત વ્યથા જન્મ હુ અહીં ખપનો; અંતે સાહે કરે નહીં કોઇ, નીશી કાળ અગ્ની મુખ જપનો. બીના૦ ૨ સબ તજ હરી ભજ જુગલ કમળ પદ, મોહન ગાડો ચરણુહી ખપનો, કહે હરીદાસ શ્રી વલ્લભ શ્રી વીઠલ, રસનાએ શ્રી વલ્લભ નામ જપનો. બીના૦ ૩

## ધોળ ૨૫૧

### પદ. ૧૯

જીવત જેસે ભજન બીના પ્રેત, મલીન મદ ઘેર ઘેર ડાલત, ઓદર ભરમ કેહેત ભજન. ૧ મુખ કટુવત કરત પરનંદા, સંતનકુ દુખ દેત; સેવા નહી જયાં ગોવીંદ ચરણકીભોવન ગલનકો ખેત ભજન૦ ૨ કબહુ પાપ કરી પઇસો પાવત ધડ ધુળમાં દેત, સુર રસના કહાં લોબડણુ, બુડેડ કુટમ સમેત ૩ ભજન વીના જીવત જેસે પ્રેત.

## ધોળ ૨૫૨

### પદ ૨૦

નેનમાં આજોરી. બશો મેરે નેનમાં આજોરી; સુંદીર સ્યામ કમળ દળ લોચન, શ્રી બ્રખુભાન કીસોરી. બશોમેરે૦૧ મોર મુગટ મકરાકત કુંડળ, પીતાંબર જકજોરે, રશીક પ્રીતમ

